પરમશ્રદ્ધેય પ્રજ્ઞાચક્ષુ

**પંડિત શ્રી સુખલાલજીને**

પ્રેમાદરપૂર્વક

અર્પણ

## પ્રકાશકનું નિવેદન

અમારા સ્વ. પૂજ્ય મામા શ્રી બાલગોવિંદદાસનાં પુત્રી સ્વ. બહેન સુલોચના ઇન્દુલાલના સ્મરણમાં એક ગ્રંથમાળા શરૂ થઈ. તેના પ્રથમ ગ્રંથ તરીકે 'શાંતિનિકેતન'નો પહેલો ખંડ ૧૯૬૩માં પ્રગટ થયો હતો. એ જ પુસ્તકનો આ બીજો ખંડ ગ્રંથમાળાના બીજા ગ્રંથ તરીકે આજે પ્રસિદ્ધ થાય છે.

કસ્તૂરબા જયંતી
તા. ૨૨-૨-'૬૫

# નિવેદન

'શાન્તિનિકેતન'ના અનુવાદનો આ બીજો ખંડ પ્રગટ થાય છે. પહેલા ખંડમાં કુલ ૭૮ પ્રવચનો લેવામાં આવ્યાં હતાં, એટલે કે મૂળ બંગાળી ૭ પુસ્તિકાઓ ઉપરાંત સાતમીનાં આઠ પ્રવચનો લીધાં હતાં. આ બીજા ખંડમાં સાતમી પુસ્તિકામાંનાં બાકીનાં ૬ અને આઠ, નવ, દસ અને અગિયારમી પુસ્તિકામાંનાં ૨૯ એટલે એકંદરે ૩૫ પ્રવચનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. હવે બાકી રહેતી ૭ પુસ્તિકાઓમાંનાં પ્રવચનો ત્રીજા ખંડમાં આવશે. મૂળ સાથે સરખાવવામાં સરળતા થાય એ માટે અનુક્રમણિકામાં મૂળ પુસ્તિકાનો પણ નિર્દેશ કર્યો છે. પહેલા ખંડમાંનાં પ્રવચનો મૂળ પુસ્તિકામાં આ પ્રમાણે વહેંચાયેલાં છે:

પુસ્તિકા ૧ : પ્રવચનો ૧ – ૧૨ ; પુસ્તિકા ૨ : પ્રવચનો ૧૩ – ૨૪ ; પુસ્તિકા ૩ : પ્રવચનો ૨૫ – ૩૬ ; પુસ્તિકા ૪ : પ્રવચનો ૩૭ – ૪૮ ; પુસ્તિકા ૫ : પ્રવચનો ૪૯ – ૫૬ ; પુસ્તિકા ૬ : પ્રવચનો ૫૭ – ૭૦ ; પુસ્તિકા ૭ : પ્રવચનો ૭૧ – ૭૮.

પહેલા ખંડના નિવેદનમાં મેં એમ જણાવ્યું હતું કે ૧૯૩૫ માં બે ખંડમાં પ્રગટ થયેલ સંસ્કરણની બીજી આવૃત્તિ ફરી પ્રગટ થઈ છે, પણ ત્યાર પછી એ પુસ્તકો પ્રત્યક્ષ જોતાં માલૂમ પડ્યું કે એમાં તો પેલી સત્તર પુસ્તિકાવાળો પાઠ જ સ્વીકારવામાં આવ્યો છે.

મુ. શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ પહેલો ખંડ વાંચ્યા પછી મારા ઉપર જે પત્ર લખ્યો હતો તેમાં એક સૂચન એવું કર્યું હતું કે ગ્રંથમાં આવતાં અવતરણો ક્યાંથી લીધેલાં છે, તેનો નિર્દેશ હોય તો સારું. આ ગ્રંથમાં મોટા ભાગનાં અવતરણો ઉપનિષદાદિ ગ્રંથોમાંનાં છે. એ

અવતરણો 'બ્રાહ્મધર્મ' નામે ગ્રંથમાંથી લેવામાં આવ્યાં હોય છે. કવિવરના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર એ ગ્રંથના વ્યાસ છે. એમણે જુદે જુદે સ્થાનેથી વચનો લઈને એ ગ્રંથનું સંકલન કરેલું છે. એ ગ્રંથનું જે સંસ્કરણ અત્યારે મળે છે તેમાં એ બધાં વચનો કયાં કયાંથી લેવામાં આવેલાં છે, તેનો નિર્દેશ વિગતે કરેલો છે. એટલે જેમને એવી જિજ્ઞાસા હોય તેમણે એ ગ્રંથ જોવો. એ ગ્રંથમાં મૂળ સંસ્કૃત વચનો, અન્વયાર્થ, બંગાળી અનુવાદ અને તાત્પર્યનો પણ સમાવેશ થાય છે. ઉપરાંત બીજી પણ કેટલીક ઉપયોગી માહિતી અને વચન શોધવામાં સરળતા થાય એવી સૂચિઓ પણ આપેલી છે. આખો ગ્રંથ બંગાળી લિપિમાં છાપેલો છે. સાધારણ બ્રાહ્મસમાજ, ૨૧૧ કોર્નવૉલિસ સ્ટ્રીટ, કલકત્તા – એ એ પ્રગટ કરેલો છે અને એની કિંમત ૫ = ૦૦ છે.

સરદાર પટેલ નગર
અમદાવાદ-૬ — નગીનદાસ પારેખ
તા. ૧૪-૧-'૬૫

# प्रवचनोनुं स्वारस्य

સન ૧૯૧૪નો વખત હતો. કેળવણીકાર રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં રહી એમના વિચારો જાણવાની અને એ વિચારો પ્રત્યક્ષ અમલમાં કેમ મુકાય છે તે જોવાની ઇચ્છા થઈ. તે વખતે હિમાલયમાં અને બીજે ભટકતો હું એક સાધુ હતો. હું કોઈને ઓળખું નહિ અને મને કોઈ ઓળખે નહિ એવી અલિપ્ત સ્વતંત્ર દશામાં હું હતો. મેં એક વાર શાંતિનિકેતન જોઈ આવવાનું નક્કી કર્યું. બે દિવસ રહી સંસ્થા જોઈ લીધી. ગુરુદેવ (શાંતિનિકેતનમાં રવીન્દ્રનાથને બધા ગુરુદેવ કહેતા હતા) ને હું મળ્યો. થોડી કેળવણી વિષેની વાતો કરી અને પાછો આવ્યો.

રવિબાબુની 'ગીતાંજલિ' મેં વાંચી હતી. શાંતિનિકેતનમાં એમનાં ગીતો સાંભળ્યાં. પણ હું વિશેષ પ્રભાવિત થયો એમની સાથેની મુલાકાતથી. મને લાગ્યું કે શાંતિનિકેતનમાં રહી બીજા શિક્ષકોની પેઠે ત્યાં કામ કરી સંસ્થાનું અંતરંગ નિહાળવું જોઈએ, બહારના પ્રેક્ષક તરીકે નહિ પણ એક કાર્યકર્તા તરીકે, સંસ્થાના માણસ થઈને.

મેં રવિબાબુને કાગળ લખ્યો, અર્થાત્ અંગ્રેજીમાં. એમ લખ્યું કે "આપનાં કાવ્યો વાંચી આપના કવિહૃદયનો પરિચય થયો છે. પણ આપની સંસ્થામાં રહીને રાષ્ટ્રીય કેળવણીના આપના વિચાર જાણવા માગું છું. મારે મન કેળવણી એ કેવળ સિદ્ધાંત નથી પણ જીવન ખીલવવાની પદ્ધતિ છે. તે પ્રત્યક્ષ જોયા વગર સંતોષ ન થાય અને પ્રેરણા ન મળે.

"મારે આપની સંસ્થામાં ચારછ મહિના રહેવું છે. હું એટલો પૈસાદાર નથી કે મારું ખર્ચ આપી શકું અને એવી મુશ્કેલીમાં પણ નથી કે સેવા માટે મારે પગાર માગવો પડે. આપ આપશો તે કામ કરીશ. છોકરાઓ જોડે રહીશ. એમની સાથે જમીશ. મેં રાષ્ટ્રીય શાળાઓ ચલાવી છે. સ્વયંસેવક તરીકે આવનારા લોકો કેવા બેજવાબદાર

હોય છે એનો મને ખ્યાલ છે, માટે આપને આટલું આશ્વાસન આપવા માગું છું કે આપની સંસ્થામાં રહું તે દરમિયાન આપની સંસ્થાના બધા નિયમોનું અને એમની પાછળના હેતુનું અક્ષરશઃ અને હૃદયથી પાલન કરીશ. સંસ્થાને નડતરરૂપ થઈશ નહિ."

મારો કાગળ એમને ગમ્યો હશે. એમણે શાંતિનિકેતનમાં આવી રહેવા માટે મને તરત આમંત્રણ આપ્યું.

શાંતિનિકેતનમાં દર બુધવારે પ્રાર્થના મંદિરમાં ઉપાસના થતી. એની સાથે ગુરુદેવનું પ્રવચન પણ થતું. શરૂઆતમાં એ પ્રવચનો હું સમજી શકતો ન હતો. ફક્ત કોકિલકંઠ રવીન્દ્રનાથનાં બંગાળી વાક્યોનાં ઉચ્ચારણ સાંભળવાનો જ આનંદ મળતો. એમની બોલવાની છટા, ઉચ્ચારણના આરોહઅવરોહ, અને આખા પ્રવચનની તાલબદ્ધતા બધું જ મને ગમ્યું. અર્થ સમજાતો ન હતો એ કારણે જ ધ્વનિનું માધુર્ય અને બોલવાની છટા તરફ વધારે ધ્યાન જતું.

આગળ જતાં બંગાળીનો પરિચય વધ્યો. પ્રવચનોનો ભાવ હું સમજવા લાગ્યો. પણ એમની શૈલી એટલી પ્રૌઢ અને મારે માટે જટિલ કે વાક્યોનો અર્થ સમજતાં છતાં સરવાળે શું કહ્યું એ ઝટ ધ્યાનમાં આવતું નહિ.

એ અરસામાં હું જ્યાં રહેતો હતો એની પડોશમાં ત્યાંના ચિત્રકાર અસિતકુમાર હલદાર રહેતા હતા. એમની પાસે શાંતિનિકેતનમાં અપાતાં ગુરુદેવનાં પ્રવચનોની નાની ચોપડીઓ મેં જોઈ. ચિત્રકાર કળારસિક તો હોય જ. એમની એ ચોપડીઓ માટે મેં ઝાડની છાલમાંથી જાતજાતનાં મઝાનાં પૂઠાં બનાવી આપ્યાં. એટલે એમણે મને એ પ્રવચનોની ચારેક ચોપડીનો સંચ ભેટ તરીકે આપ્યો. તે જ વખતે મારે એ પ્રવચનો વાંચવાં જોઈતાં હતાં. પણ હું 'ગોરા', 'ચોખેર બાલી' અને 'ગલ્પગુચ્છ' જેવું કથા-સાહિત્ય વાંચવામાં ગુલતાન હતો. ત્યાર પછી 'સ્વદેશ', 'સમૂહ' ઇત્યાદિ ગુરુદેવના

નિબંધો વાંચ્યા. અંગ્રેજીમાં 'Glimpses of Bengal' જેવી ચોપડીઓ વાંચી અને ત્યાં જ મારું વાચન અટક્યું. પછી હું બ્રહ્મદેશ ગયો. ત્યાંથી આવી સિંધ ગયો. ત્યાંથી વડોદરે ગયો. અને અંતે ગાંધીજીના આશ્રમમાં પહોંચી ગયો. શાંતિનિકેતનવાળાં પ્રવચનો વાંચવાનું રહી ગયું તે રહી જ ગયું. મારી પાસેની બંગાળી ચોપડીઓ જે લોકો વાંચવા લઈ ગયા એમને તે બહુ ગમી એટલે એ પ્રવચનો મારા સંગ્રહમાં પણ ન રહ્યાં. ફક્ત એ પ્રવચનો વાંચવાની ઇચ્છા જ સાથે રહી ગઈ. અને રવીન્દ્ર-સાહિત્યમાંથી પરિચય પામવાનો એટલો જ ભાગ રહી ગયાનો ખરખરો પણ રહ્યો.

અને તેથી જ જ્યારે મારા મિત્ર અને વિદ્યાપીઠના સાથી અધ્યાપક નગીનદાસ પારેખે શાંતિનિકેતનવાળાં પ્રવચનોના ગુજરાતી અનુવાદ માટે મારી પાસેથી પ્રસ્તાવના માગી ત્યારે મને થયું કે ભગવાને જ એમની મારફતે મારી ઉપર ઉપકાર કર્યો છે. હવે હું એ પ્રવચનો મૂળમાં ભલે ન હોય પણ ઉત્તમમાં ઉત્તમ પ્રામાણિક અને શુદ્ધ ગુજરાતીમાં ધ્યાનપૂર્વક અને રસપૂર્વક વાંચી શકીશ.

સુંદર રસિક અને ઉન્નત સાહિત્ય વાંચ્યા પછી એનો આનંદ અને એની ધન્યતા લખી કાઢ્યા વગર રહેવાય જ કેમ?

એક રીતે સારું થયું કે કવિવર રવીન્દ્રની નવલકથાઓ—લઘુકથાઓ, કવિતા, નાટક અને નિબંધો વાંચ્યા પછી જ રવિબાબુનાં આ પ્રવચનો વાંચવાની તક મળી. કેમ કે મારે પ્રસ્તાવનામાં મુખ્ય એ જ વસ્તુ લખવી છે કે —

રવિબાબુએ પોતાની ઉત્કૃષ્ટ અને વિસ્તૃત કવિતામાં જે વિચારો, કલ્પનાઓ અને ભાવનાઓ ખીલવ્યાં છે તે સમજવા માટે આ પ્રવચનો જેટલું બીજું ઉત્તમ સહાયક સાહિત્ય નથી.

રવિબાબુ કોઈ દાર્શનિક નથી, ફિલોસોફર તત્ત્વજ્ઞ નથી. દ્વૈત, અદ્વૈત કે વિશિષ્ટાદ્વૈત જેવો કોઈ વાદ એમની પાસે નથી. કુટુંબની સનાતન

બ્રાહ્મણી પરંપરામાં, બ્રાહ્મસમાજે જે સુધારો કર્યો તેમાં કવિ ઊછરેલા હતા. મહર્ષિ દેવેન્દ્રનાથના દીકરા હોઈ એમને પિતાના ચિંતન અને પ્રવચનનો લાભ નાનપણથી મળ્યો હતો. પિતા સાથે યાત્રા કરી હિમાલયની ભવ્યતાનાં એમણે દર્શન કર્યાં હતાં. અને નાનપણથી પ્રકૃતિ સાથે અને પ્રકૃતિના સનાતન બાળક એવી ગ્રામીણ પ્રજા સાથે ઊંડો પરિચય હોવાથી અને સ્વભાવમાં અંતર્મુખતા હોવાથી નિરીક્ષણ, પરીક્ષણ અને ચિંતન એ ત્રણે વ્યાપાર એમને માટે સ્વાભાવિક હતા. એમાંથી જે જીવન ઉપાસના તેઓ કરી શકયા તેનો નિચોડ આ પ્રવચનોમાં આપણને સાંભળવાને અથવા પ્રત્યક્ષ જોવાને મળે છે.

રવિબાબુ સાથેની પહેલી જ મુલાકાતમાં તેમણે મને કહેલું, "મારી સાધના જીવનસાધના છે. અને તે પણ છે કવિની સાધના. હું માયાવાદી નથી. મારે મન આખી સૃષ્ટિ સત્ય છે. જે હું જોઉં છું, નિહાળું છું અને અનુભવું છું એ બધું સત્ય છે. અને એમાં જ હું મારા ભગવાનનાં દર્શન કરું છું. જે દેખાય છે તે બધું સત્ય છે, ચૈતન્યમય છે. સૌંદર્યનો એ આવિષ્કાર છે, એમ હું અનુભવતો જાઉં છું. એમાંથી જ મારી આખી જીવનદૃષ્ટિ ખીલેલી છે. મારા કેળવણીના પ્રયોગો પણ એ સાધનાનું જ એક અંગ છે." ઇત્યાદિ.

તે વખતના એમના શબ્દો મેં નોંધી રાખ્યા ન હતા પણ એમનાં વચનો મેં એટલી ઉત્કટતાથી પીધાં હતાં કે આજે એ બધું લખતાં શબ્દો ભલે મારા હોય પણ એમનો ભાવ મેં જેવો ને તેવો જ રજૂ કર્યો છે, એવો વિશ્વાસ છે.

માણસ જ્યારે ગલ્પ — કથાઓ લખે છે અથવા મોટી મોટી નવલકથાઓ ગૂંથે છે ત્યારે પોતાના વિચારો ભિન્ન ભિન્ન પાત્રોનાં સંભાષણોમાં તે તે પ્રસંગે છાજે તેવા ખંડિત રૂપમાં મૂકી દે છે. તે તે વ્યક્તિના ચારિત્ર્યમાં બેસી શકે એવું એકાંગી રૂપ પણ એ વિચારોને એણે આપવું પડે છે. એ જ કવિ જ્યારે કવિતાઓ લખવા બેસે છે

ત્યારે અંતર્બાહ્ય પ્રકૃતિના સૌંદર્યથી મંત્રમુગ્ધ થઈ પોતાના વિચારોને અનેક રીતે શણગારે છે. રાજા જેમ રાજદરબારમાં રુઆબ સાથે ઉજ્જ્વળ વસ્ત્ર પહેરીને બેસે છે તેવી જ રીતે કવિની કલ્પનાઓ કાવ્યના દરબારમાં અનેક વેશ ધારણ કરી આપણને મંત્રમુગ્ધ કરે છે.

એ જ મનીષી જ્યારે લોકનાયક બની, સમાજહિતચિંતક બની નિબંધો લખે છે ત્યારે ઇતિહાસ, પુરાણ, વિધવિધ દર્શનો, ધાર્મિક ગાથાઓ, અને લોકજીવનની ચર્ચાના પરિપાક તરીકે પોતાના વિચારો ક્રમબદ્ધ રજૂ કરે છે. એમાં પારમાર્થિકતા એટલી બધી હોય છે કે કલ્પનાવિલાસ ઉપર પણ લેખકને ઠીક ઠીક અંકુશ મૂકવો પડે છે.

સાહિત્યના એ બધા જ પ્રકારો સુંદર છે, કલ્યાણકારક છે. ચિરંતન સાહિત્ય એ રૂપે જ સંઘરી શકાય છે. પણ માણસની ખરેખરી સ્વાભાવિકતા અને એની આત્મનેપદી ચિંતનપદ્ધતિ સોળે કળાએ પ્રગટ થાય છે એનાં પ્રવચનોમાં, વિશ્રબ્ધ વાર્તાલાપમાં અને કેટલાક અંગત છતાં પારમાર્થિક કાગળોમાં. અને તેથી આ જાતનું ત્રિવિધ સાહિત્ય જોવા વાંચવાને મળે તો તે આત્મોન્નતિ માટે અને ચિંતન માટે ઉત્તમ, સુપાચ્ય પૌષ્ટિક ખોરાક જ છે. આવો ખોરાક મોટે ભાગે હળવો પણ હોય છે. પણ એ તેમ નયે હોય.

જેમને પ્રવચનોમાં બોલવાની ટેવ હોય છે તેમની મનોવૃત્તિ કોક વાર અંતર્મુખ થવાથી પ્રવચનશૈલી આત્મનેપદી બને છે, કોક વાર પ્રવચનો સાંભળવા ભેગા થયેલા સ્વજનો સાથે ચિત્તવૃત્તિ ભળી જવાથી પ્રવચન શૈલી પરસ્મૈપદી બને છે. અને એ વાતાવરણ જ એવું વિશ્રબ્ધ અને અંગત હોય છે કે પ્રવચનોની શૈલી પરસ્મૈપદીમાંથી ક્યારે આત્મનેપદીમાં સરી ગઈ.અને ફરી ક્યારે પરસ્મૈપદી બની એ સમજાતું નથી.

અને સાંભળનાર પણ જો વક્તા સાથે તંબૂરાના તારની પેઠે સંવાદી બન્યા હોય તો બંને જણ સહચિંતન કરતા હોય એટલો

એકરાગ જામે છે. આને માટે તો તંબૂરાની નહિ પણ તરફના તારવાળી સતારની ઉપમા અપાય. નખીના પ્રહાર ઝીલનાર અને આંગળીને વફાદાર તારો એ જાણે વક્તા અને પડદા તળે નિશ્ચળ અને અલિપ્ત રહેનાર 'તરફ' ના તારો એ જાણે એ શ્રોતા. દિલની એકતા જામે એટલે તરફના તારો પણ સ્પર્શ વગર ગુંજી ઊઠે છે. તેવું જ વાતાવરણ પ્રવચનો વખતે કોક કોક વાર જામે છે અને તેથી જ ઉપનિષદોના ઋષિઓ પ્રવચનો ચલાવતા હોય ત્યારે કોક કોક વાર પોતાના વિચારો વ્યક્ત કરતી વખતે નામોને બદલે સર્વનામો વાપરીને જ ઇશારાથી પતાવી દે છે.

શાંતિનિકેતનવાળાં આ પ્રવચનોની શૈલી એકધારી નથી. કોક વાર તે ઊંડાણમાં ઊતરે છે. કોક વાર ઉપર ઉપરથી તરતાં તરતાં સામે કાઠે પહોંચી જાય છે. કોક વખતે એક વાતાવરણ પેદા કરે છે તો બીજી વખત એથી વિરુદ્ધ વાતાવરણમાં પણ લઈ જાય છે. એટલા માટે પ્રવચનો સાંભળનાર કે વાંચનારમાં વૃત્તિની અમુક અનુકૂળતા હોવી જોઈએ. આવી ભવ્ય અનુકૂળતાને જ ડૉ. ભાંડારકરે શ્રદ્ધા કહી છે. વક્તા જે કહે છે તેની સાથે તન્મય થઈ, એ વિચાર અને એ વાતાવરણ ઇષ્ટ છે, ગ્રાહ્ય છે, એવું મનનું વલણ ધારણ કરીને જ સાંભળવાનો પ્રયત્ન કરીએ, એટલે જોતજોતામાં આપણો અને પ્રવક્તાનો સંવાદી એકરાગ જામે છે. પછી તો એમની બધી વસ્તુઓ પારદર્શક અને સ્પષ્ટ થઈ જાય છે અને જ્યાં મતભેદ થાય છે ત્યાં પણ વિસંવાદ થતો નથી. આ જે વૃત્તિની અનુકૂળતાની જરૂર છે તે જ ઉપનિષદના ઋષિઓ પોતાના શિષ્યો પાસેથી "श्रद्धत्स्व सौम्य" કહી માગી લેતા હતા. આમાં મતભેદ મારી નાખવાનો કે આંધળાપણું કેળવવાનો પ્રયત્ન નથી હોતો. ઋષિઓએ જ કહ્યું છે કે — जिज्ञासा नास्ति नास्तिक्यम्। પણ શ્રદ્ધા, 'openness of mind' અને 'Will to believe' તો હોવાં જ જોઈએ. એ ચિત્તની અનુકૂળતા જેની પાસે છે એવા શિષ્યને ઋષિઓ સૌમ્ય કહે છે.

જેનામાં સાંભળવાની તત્પરતા નથી, શુશ્રૂષા નથી તેને પ્રતિનિવિષ્ટ કહે છે એ 'સામે થઈ બેઠેલો' હઠવાદી હોય છે. પોતાનાં પ્રવચનો વિષે ગીતાકારે પણ કહ્યું છે કે — न चाशुश्रूषवे वाच्यम् न च माम् योऽभ्यसूयति !

રવિભાઈનાં આ પ્રવચનો પરથી તમે કહી ન શકો કે તેઓ દ્વૈતવાદી છે, અદ્વૈતવાદી છે કે વિશિષ્ટાદ્વૈતવાદી છે. તેઓ પોતે કહેશે, ભાઈ, હું તો જીવનનિષ્ઠ છું. જે વખતે જેવી જીવનાનુભૂતિ થાય છે તેને હું નિર્મળભાવે રજૂ કરું છું. એમાં એકવાક્યતા છે કે નહિ એ જોવાનું મારું કામ નહિ. અનેક રીતે અનેક દિશામાં ખીલતું બહુરૂપી જીવન જો મૂળમાં એક જ હોય તો એમાં સામંજસ્ય હોવું તો જોઈએ જ. એ છે એમ સિદ્ધ કરવાનો બોજો મારે માથે ન હોય. મને અંદરથી વિશ્વાસ છે કે સામંજસ્ય હોવું જ જોઈએ. સાંભળનાર તમે પણ જો જીવનનિષ્ઠ અને અનુકૂળવૃત્તિવાળા શુશ્રૂષુ હશો તો તમને પણ મારાં પ્રવચનો કઠશે નહિ.

આપણે શુદ્ધ નિષ્ઠાપૂર્વક જીવતા જઈશું, સામંજસ્ય એની મેળે આપણી પાછળ પાછળ આવવું જોઈએ.

રવિભાઈએ આ પ્રવચનોમાં મોટે ભાગે ઉપનિષદનાં વચનો ટાંક્યાં છે. પણ એમનો પ્રયત્ન ઉપનિષદોનો અર્થ કરવાનો નથી. અથવા પોતાનું જીવનદર્શન ઉપનિષદોમાંથી ઘટાવવાનો નથી. અનુભવ અને ચિંતનમાંથી એમને જે જડ્યું છે, તેને વિશદ કરવા માટે ઉપનિષદનાં એ વચનો ઘણાં ફાવતાં છે એટલા માટે તેઓ એ ટાંકે છે. અને પોતાના અનુભવને મહાન જીવન ઋષિઓનો ટેકો છે, એ જોઈ આશ્વાસન મેળવે છે. તેથી એમણે ટાંકેલાં આવાં શાસ્ત્રવચનો આપણે માટે બોજારૂપ નથી નીવડતાં. ઊલટું, હવાઈજહાજના પંખાની પેઠે આપણને તે ઊંચે ચડવામાં મદદગાર નીવડે છે.

જીવનનો પરિચય મેળવીને પોતાની નિષ્ઠા નક્કી કરતાં માનવતાનો ઉપાસક કઈ રીતે પોતાના મન સાથે વિચાર કરે છે, ચિંતન

ચલાવે છે અને અનુભવોને ગોઠવે છે એ જોવાની તક આ પ્રવચનોમાં આપણને મળે છે. અને તેથી આપણને પણ આપણી ઢબે જીવન-ચિંતન કરવાની પદ્ધતિ જડે છે. આ પ્રવચનો વાંચતાં અને એમની પેઠે ચિંતન કરતાં જો આપણાથી બીજા જ કોઈ નિર્ણય પર આવી પહોંચાય તો રવિબાબુ તેથી નારાજ કે નિરાશ થવાના નથી. તેમનામાં પોતાની નિષ્ઠા પ્રત્યે આદર છે, વિશ્વાસ છે, પણ તેમનામાં મતાગ્રહ જરાય નથી. હું પોતે આ ઢબે ચાલું છું, આ ઢબે વિચારું છું, મને આમાંથી આ જાતની પ્રેરણા મળે છે અને સંતોષ થાય છે અને તેથી મારો અનુભવ દુનિયા આગળ મૂકવાનું મને મન થાય છે. એટલું કર્યું એટલે મને સંતોષ છે. મારી વાત સાંભળ્યા સમજ્યા પછી તમે સ્વતંત્ર છો. તમે તમારી જીવનદૃષ્ટિ કઈ રીતે કેળવો છો એ જોવાનું કે નક્કી કરવાનું કામ મારું નથી. તમે છો અને તમારો જીવનસ્વામી છે. તમારી વચ્ચે આવવાનું કામ મારું નથી. જે જાતની સ્વતંત્રતા મેં મારે માટે અખત્યાર કરી છે તે જ જાતની સ્વતંત્રતા તમને પણ હોવી જોઈએ. તમારી એવી સ્વતંત્રતા પ્રત્યે મારો આદર હશે. દરેકની આવી સ્વતંત્રતાના રક્ષક આપણે બધા જ હોઈએ. એ હશે, હવે પછીની આપણી જીવન સંસ્કૃતિનું વાતાવરણ. આ પ્રવચનો વાંચતાં આપણને અનુભવ થાય છે કે રવિબાબુના સામીપ્યમાં આપણી સ્વતંત્રતા અબાધિત છે. અને તેથી આપણે એક જાતની મોકળાશ, શરૂથી આખર સુધી અનુભવતા રહીએ છીએ અને સાથે સાથે આપણને એમ પણ લાગે છે કે કેવી વિશાળ સમંજસ અને તૃપ્તિદાયક જીવનદૃષ્ટિ આપણને અહીં મળે છે.

કેટલીય વાર આ પ્રવચનો વાંચતાં ઊંડાણમાં ઊતર્યાની તૃપ્તિથી હું થોભી ગયો છું.

આગળ વાંચવા કરતાં જે મળ્યું છે તે વાગોળવું, પોતાના ચિંતન સાથે એકરસ કરવું વધારે જરૂરનું છે એમ લાગવાથી હું થોભ્યો છું અને પૂર્ણ મનન કર્યા પછી જ આગળ વધ્યો છું.

અને અનેક વાર તો આ પ્રવચનો વાંચતાં રવિબાબુનાં સુંદર સુંદર ગીતો નજર આગળ છતાં થયાં છે.

એક વાર વિચાર કરેલો કે આ બધાં પ્રવચનો વાંચ્યા પછી રવિબાબુનું જે જીવનદર્શન આમાંથી નીતરે છે તેનું જાણે હૈયંગવીન અથવા માખણ કાઢીને વાચકો આગળ રજૂ કરું. કેટલાંક પ્રવચનોની ખાસ નામ દઈને વાચકોને ભલામણ કરું કે આ તો તમારે ખાસ ધ્યાનપૂર્વક ફરી ફરી વાંચવાં જ જોઈએ. પણ પછી થયું કે કોઈ નિબંધમાં આપણને ગમતાં વચનો મોટા અક્ષરે છાપીને વાચકોના વાચનમાં કેટલાક પ્રકાશકો દખલ પેદા કરે છે તેના જેવું આ થશે.

દરેક વાંચનાર પોતાનો જીવનરસ અને પોતાની જીવનાનુભૂતિ પ્રમાણે આમાંથી વિશેષ પ્રકારનો બોધ લેશે, આનંદ મેળવશે. એને અમુક જ દિશામાં દોરવાનું કામ આપણે શા માટે કરીએ? જુઓ, આ પ્રવચનોમાં વિચારોની ચિંતનની કેવડી અદ્દભુત ખાણ છે — એમ કહીને વાચકોને નોતરવાનું કામ કરીએ એટલે બસ.

કાકા કાલેલકર

# અનુક્રમણિકા

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩ | ૪ | चन्द्रतारका | चन्द्रतारकम् |
| ,, | ૫ | भाति | भान्ति |
| ૫૦ | ૫ | अन्तरतरं | अन्तरतर |

## ૭૯

## આદેશ

૯મી ચૈત્ર ૧૩૧૫

ક્યાં ક્યાં ખરાબ કામો કરવાં નહિ તેનો ખાસ ઉલ્લેખ કરીને તે બધાંનો ધર્મશાસ્ત્રે ઈશ્વરના નિષેધરૂપે પ્રચાર કર્યો છે.

એવી રીતે પ્રચાર કરવાને લીધે એમ લાગે છે જાણે ઈશ્વરે પોતાની ઇચ્છા મુજબ અમુક કાયદાઓ કરી આપેલા છે. અને તે કાયદાઓનું ઉલ્લંઘન કરીએ તો વિશ્વના તે રાજાના કોપનો ભોગ થવું પડે છે. એ વાત હું આવી ક્ષુદ્ર અને કૃત્રિમ રીતે માની શકતો નથી. તેમણે કોઈ ખાસ આદેશ કરેલો નથી, તેમણે એક જ આદેશ જાહેર કરેલો છે. સમસ્ત વિશ્વબ્રહ્માંડ પ્રત્યે તેમનો એ આદેશ છે. એ જ એકમાત્ર આદેશ છે.

તેમણે ફક્ત એટલું જ કહ્યું છે, પ્રગટ થાઓ. સૂર્યને પણ એ જ કહ્યું છે, પૃથ્વીને પણ એ જ કહ્યું છે અને માણસને પણ એ જ કહ્યું છે. એટલે સૂર્ય પ્રકાશમય બન્યો છે, પૃથ્વી જીવધાત્રી બની છે, અને માણસે પણ આત્માને પ્રગટ કરવાનો છે.

આખા વિશ્વના જે કોઈ ખૂણામાં તેમનો આ આદેશ બાધાગ્રસ્ત બને છે, ત્યાં ત્યાં કળી કરમાઈ જાય છે, નદી પ્રવાહ વગરની બનીને શેવાળનાં જાળાંથી રૂંધાઈ જાય છે, —ત્યાં ત્યાં બંધન, વિકાર અને વિનાશ જોવા મળે છે.

બુદ્ધદેવે જ્યારે વેદનાપૂર્ણ ચિત્તે ધ્યાન મારફતે એ પ્રશ્નનો ઉત્તર શોધ્યો હતો કે, માણસને બંધન, વિકાર અને વિનાશ કેમ છે, દુઃખ, જરા અને મૃત્યુ કેમ છે, ત્યારે તેઓ કયો ઉત્તર પામીને આનંદિત થઈ ગયા હતા? ત્યારે તેમને આ જ ઉત્તર મળ્યો હતો કે, માણસ આત્માનો સાક્ષાત્કાર કરશે, આત્માને પ્રગટ કરશે, એટલે મુક્તિ પામશે. એ પ્રકાશના માર્ગમાં બાધા એ જ એનું દુઃખ, એ જ એનું પાપ.

એટલા માટે તેમણે પહેલાં કેટલાક નિષેધોનો સ્વીકાર કરાવી માણસને શીલ ગ્રહણ કરવાનો આદેશ આપ્યો છે. તેઓ માણસને કહે છે, તું લોભ કરીશ નહિ, હિંસા કરીશ નહિ, વિલાસમાં લપટાઈશ નહિ. જે બધાં આવરણો તેને વીંટળાઈ વળેલાં છે તે બધાંને રોજના નિયત અભ્યાસ વડે છોડી નાખવાનો તેમણે ઉપદેશ કર્યો છે. એ આવરણો છૂટી જાય એટલે આત્મા પોતાના વિશુદ્ધ સ્વરૂપને પામી શકે.

એ સ્વરૂપ કેવું છે? એ શૂન્યતા નથી, નૈષ્કર્મ્ય નથી. એ તો મૈત્રી, કરુણા, અને વિશ્વ પ્રત્યે પ્રેમ છે. બુદ્ધે કેવળ વાસનાનો ત્યાગ કરવાનું કહ્યું નથી. તેમણે પ્રેમનો વિસ્તાર કરવાનું કહ્યું છે. કારણ, એ પ્રેમના વિસ્તાર દ્વારા જ આત્મા પોતાના સ્વરૂપને પામે છે — જેમ સૂર્ય પોતાના પ્રકાશને ફેલાવવા દ્વારા જ પોતાના સ્વભાવને પામે છે.

સર્વ લોકમાં પોતાનો વિસ્તાર કરવો એ આત્માનો ધર્મ છે— પરમાત્માનો પણ એ જ ધર્મ છે. તેમનો એ ધર્મ પરિપૂર્ણ છે, કારણ, તેઓ શુદ્ધ અપાપવિદ્ધ છે. તેઓ નિર્વિકાર છે, તેમનામાં પાપની કોઈ આડખીલી નથી, એટલે તેમનો પ્રવેશ સર્વત્ર છે.

પાપનું બંધન છોડી નાખીશું તો આપણા પ્રવેશના માર્ગમાં પણ કોઈ આડખીલી રહેશે નહિ. પછી આપણે કેવા બની જઈશું? પછી પરમાત્માની પેઠે આપણે પણ તે સ્વરૂપને પામીશું જે સ્વરૂપમાં તેઓ કવિ, મનીષી, પ્રભુ અને સ્વયંભૂ છે. આપણે પણ આનંદમય

રવિ બની જઈશું, મનના અધીશ્વર બની જઈશું, દાસત્વમાંથી મુક્ત થઈશું, પોતાના નિર્મલ પ્રકાશથી પોતે પ્રકાશિત થઈશું. તે વખતે આત્મા બધા વિચાર વાણી અને કર્મમાં પોતાને શાન્તં શિવ અદ્વૈતં રૂપે પ્રગટ કરશે — પોતાને ક્ષુબ્ધ લુબ્ધ કે ખંડવિખંડિત ભાવે પ્રગટ નહિ કરે.

મૈત્રેયીની પ્રાર્થના પણ એ પ્રકાશની જ પ્રાર્થના છે. જે પ્રાર્થના વિશ્વની બધી કળીઓમાં અને કિસલયોમાં રહેલી છે, જે પ્રાર્થના દેશકાળની અપરિતૃપ્ત ગહરાઈમાંથી સદા ઊકળ્યા કરે છે, વિશ્વબ્રહ્માંડના પ્રત્યેક અણુપરમાણુમાં જે પ્રાર્થના રહેલી છે, જે પ્રાર્થનાના યુગયુગાંતર-વ્યાપી ક્રન્દનથી ભરાઈ ગયું હોવાને કારણે જ વેદમાં આ અન્તરીક્ષને ક્રન્દસી રોદસી કહેલ છે, તે માનવાત્માની ચિરંતન પ્રાર્થના જ મૈત્રેયીની પ્રાર્થના છે. મને પ્રગટ કરો, મને પ્રગટ કરો. હું અસત્યથી ઢંકાઈ ગયો છું, મને સત્યમાં પ્રગટ કરો. હું અંધકારથી ઘેરાયેલો છું, મને જ્યોતિમાં પ્રગટ કરો. હું મૃત્યુમાં સપડાયેલો છું, મને અમૃતમાં પ્રગટ કરો. હે આવીઃ, હે પરિપૂર્ણ પ્રકાશ, તારામાં જ મારો પ્રકાશ થાઓ, મારામાં તારો પ્રકાશ કોઈ બાધા ન પામો, — એ પ્રકાશ નિર્મુક્ત થતાં જ તારા દક્ષિણ મુખની જ્યોતિમાં હું સદાને માટે સુરક્ષિત રહીશ. એ પ્રકાશની બાધા એ જ તારી અપ્રસન્નતા.

બુદ્ધે બધા માનવો વતી પોતાના જીવનમાં એ પરિપૂર્ણ પ્રકાશની જ પ્રાર્થના કરી હતી. એ સિવાય માણસની બીજી કોઈ પ્રાર્થના જ નથી.

## ૮૦

## સાધન

૧૦મી ચૈત્ર ૧૩૧૫

આપણામાંના ઘણા રોજ રોજ એમ કહીને દુઃખ વ્યક્ત કરીએ છીએ કે આપણને ઈશ્વર કેમ મળતો નથી? આપણું મન કેમ સ્થિર થતું નથી? આપણો ભાવ કેમ જામતો નથી?

એ તે કંઈ એમ ને એમ થતું હશે, આપોઆપ બની આવતું હશે? આવો મોટો લાભ કોઈ મોટી સાધના વગર જ મળી જતો હશે? ઈશ્વરને પામવું એ કેવી મોટી વાત છે એ જો આપણે બરાબર સમજીએ તો એ સંબંધી ઘણોખરો નકામો અજંપો દૂર થાય.

બ્રહ્મની પ્રાપ્તિનો અર્થ જો કોઈ એક વિચારમાં મનને સ્થિર કરવું અથવા કોઈ એક ભાવમાં મનને રસતરબોળ બનાવી દેવું એટલો જ હોત તો તો મુશ્કેલી જ નહોતી — પણ બ્રહ્મની પ્રાપ્તિ એ એવી ક્ષુલ્લક વસ્તુ નથી. એને માટે આપણે તાલીમ ક્યાં લીધી છે? એને માટે આપણે સમસ્ત ચિત્તને એકાગ્ર ક્યાં બનાવ્યું છે? तपसा ब्रह्म विजिज्ञासस्व । અર્થાત્ તપસ્યા દ્વારા બ્રહ્મને વિશેષરૂપે જાણવાની ઇચ્છા રાખો, એ ઉપદેશને અનુરૂપ તપસ્યા આપણે કરી છે ક્યાં?

ફક્ત નિયમિત વખતે તેમનું નામ લેવું અને સાંભળવું એ જ શું તપસ્યા છે? જીવનની થોડી અમથી વધારાની જગ્યા તેને માટે કાઢી આપવી એ જ શું તપસ્યા છે? એ જરા જેટલી જગ્યા છોડી દઈને તું રોજ તેનો હિસાબ ચૂકતે કરવાનો તગાદો કર્યા કરે છે. કહે છે, આ ઉપાસના તો કરું છું, છતાં બ્રહ્મપ્રાપ્તિ કેમ નથી થતી? આટલા સસ્તામાં કઈ વસ્તુ તને મળી છે?

ફક્ત પાંચ માણસો ભેગા રહેવા માટે લાયક થવા શી શી તપસ્યા નથી કરવી પડતી? માબાપ પાસે શીખવાનું, પાડોશી પાસેથી શીખવાનું, મિત્ર પાસેથી શીખવાનું, શત્રુ પાસેથી શીખવાનું, નિશાળમાં શીખવાનું, ઑફિસમાં શીખવાનું; રાજ્યનું શાસન, સમાજનું શાસન, શાસ્ત્રનું શાસન. એ માટે સતત સહજવૃત્તિઓનું દમન કરવું પડ્યું છે, ઇચ્છાને મર્યાદિત કરવી પડી છે. આટઆટલું કરવા છતાં પૂરેપૂરા સામાજિક જીવ આપણે બની શક્યા નથી. એટલે જિંદગીના છેલ્લા દહાડા સુધી આપણી સમાજસાધના ચાલ્યા જ કરવાની.

સમાજવિહારને માટે જો આટલી કઠોર અને નિરંતર સાધનાની જરૂર પડતી હોય તો બ્રહ્મવિહારને માટે ફક્ત અવારનવાર નિયમસર બેચાર શબ્દો સાંભળ્યા અથવા બેચાર શબ્દો બોલ્યા એટલે કામ પતી ગયું, એમ?

એવી આશા જો કોઈ રાખતું હોય તો સમજવું કે તે માણસ મોઢે ગમે તે કહેતો હોય, તેણે સાધનાનું લક્ષ્ય જે સ્થાને સ્થાપ્યું છે, તે અત્યંત ક્ષુદ્ર સ્થાન છે; તે સ્થાનમાં એવું કંઈ જ નથી જે તમારા આખા સંસાર કરતાં પણ મોટું હોય — બલકે કંઈક એવું છે જેના કરતાં તમારા સંસારની મોટા ભાગની વસ્તુઓ મોટી છે.

એટલું યાદ રાખવું જોઈએ કે હંમેશાં દરેક કાર્યમાં આપણી સાધનાને જાગ્રત રાખવાની છે. એ સાધનાને આપણે પોતે ઘડી લેવાની છે. શરીરને, મનને અને હૃદયને બધી બાજુએથી બ્રહ્મવિહારને અનુકૂલ બનાવી લેવાનાં છે.

સમાજને માટે તો આપણાં આ શરીર, મન અને હૃદયને આપણે ધીમે ધીમે તૈયાર કરી લીધાં છે. શરીરને સમાજને ઉપયોગી પોશાક પહેરવાની ટેવ પાડી છે — શરીર સમાજને ઉપયોગી લજ્જા સંકોચ પાળતાં શીખ્યું છે. તેના હાથ, પગ, નજર અને હાસ્ય સમાજના

પ્રયોજન અનુસાર શિસ્ત પાળતાં શીખી ગયાં છે. સભામાં સ્થિર થઈને બેસતાં તેને હવે મહેનત પડતી નથી, પરિચિત સજ્જન મળતાં હસતે મોઢે મીઠી વાત કરવા માટે તેણે હવે પ્રયત્ન કરવો પડતો નથી. સમાજની સાથે હળીમળીને રહેવા માટે ખાસ ટેવ પાડીને અનેક ગમા-અણગમા, અનેક ઘૃણા અને ભય એવાં નિર્માણ કરી લેવાં પડ્યાં છે કે એ બધાં શારીરિક સંસ્કારો બની ગયાં છે; એટલું જ નહિ, એ બધાં આપણા સહજ સંસ્કારો કરતાં પણ પ્રબળ બની ગયાં છે. આ પ્રમાણે કેવળ શરીરને જ નહિ, મનને અને હૃદયને પણ સમાજના ઢાળામાં નાખીને હથોડા વડે ટીપીને ઘડી લેવાં પડ્યાં છે.

બ્રહ્મવિહારને માટે પણ શરીર, મન અને હૃદયને બધી બાબતમાં બધી રીતે પોતાના પ્રયત્નથી ઘડી લેવાં પડશે. જો કંઈ પ્રશ્ન પૂછવાનો હોય તો તે એટલો જ કે હું શું એ પ્રયત્ન કરું છું? હું શું બ્રહ્મને પામ્યો છું, એ પ્રશ્ન હમણાં રહેવા દો.

પહેલાં તો શરીરને શુદ્ધ કરવું પડશે. આપણાં આંખ, મુખ, હાથ, પગને એવાં બનાવવાં જોઈશે કે પવિત્ર સંયમ તેઓને બિલકુલ સહજ સંસ્કાર જેવા બની જાય. સામે કોઈ લજ્જા પામવા જેવી વસ્તુ આવતાં જ મન લજ્જા પામે તે પહેલાં જ આંખ આપોઆપ લજવાઈ જાય — જે બાબતમાં સહિષ્ણુતાની જરૂર હોય ત્યાં મન વિવેક કરે તે પહેલાં જ વાણી આપોઆપ થંભી જાય, હાથપગ આપોઆપ અટકી જાય. આને માટે ક્ષણે ક્ષણે આપણે પ્રયત્નશીલ રહેવાની જરૂર છે. શરીરને આપણે ભાગવત શરીર બનાવી દેવું પડશે — જેથી એ શરીર તપોવનની સાથે ક્યાંય વિરોધમાં ન આવે, ખૂબ સહેલાઈથી સર્વત્ર ઈશ્વરના કક્ષામાં રહે.

પ્રતિદિન પ્રત્યેક બાબતમાં આપણી વાસનાને સંયમમાં રાખીને આપણી ઇચ્છાને મંગલમાં ફેલાવવી પડશે, અર્થાત્ ભગવાનની જે ઇચ્છા સર્વ જીવોમાં ફેલાયેલી છે, તેની સાથે પોતાના રાગદ્વેષ અને લોભક્ષોભ

ભૂલી જઈને સક્રિય રીતે ભળી જવું પડશે. તે ઇચ્છામાં રોજ રોજ આપણી ઇચ્છાને થોડી થોડી ફેલાવતા જવું પડશે. જે પ્રમાણમાં એ ફેલાતી જશે તે પ્રમાણમાં જ આપણે બ્રહ્મને પ્રાપ્ત કરીશું. એક જગ્યાએ મૂંગામૂંગા ઊભા રહીને જો આપણે કહીએ કે દૂરના મુકામે કેમ અમે પહોંચતા નથી, તો એ જેમ અસંગત છે, તે જ રીતે પોતાના ક્ષુદ્ર વાડામાં સ્વાર્થના કૂંડાળાના કેન્દ્રમાં અચળ બનીને બેઠાં બેઠાં કેવળ જપ તપ દ્વારા બ્રહ્મની પ્રાપ્તિ કેમ નથી થતી એમ પૂછવું એ પણ એવું જ વિચિત્ર છે.

## ૮૧

## બ્રહ્મવિહાર

૧૧મી ચૈત્ર, ૧૩૧૫

બ્રહ્મવિહારની આ સાધનાને માર્ગે માણસને પ્રવૃત્ત કરવાને માટે બુદ્ધદેવે ખાસ ઉપદેશ આપેલો છે. તેઓ જાણતા હતા કે કોઈ પણ મેળવવા જેવી વસ્તુ ફોગટમાં મળતી નથી, એટલે તેમણે ઝાઝી લપ્પનછપ્પન વગર એકદમ પાયો ખોદવાથી જ કામની શરૂઆત કરી દીધેલી છે.

તેમણે કહ્યું છે કે શીલ ગ્રહણ કરવું એનું નામ જ મુક્તિમાર્ગનું ભાથું બાંધવું. ચરિત્ર શબ્દનો અર્થ જ જેનાથી ચલાય તે એવો થાય છે. શીલ વડે જ એ ચરિત્ર બંધાય છે. શીલ આપણું પ્રવાસનું ભાથું છે.

पाणं न हाने, પ્રાણીની હત્યા ન કરવી, એ એક શીલ છે. न च दिन्नमादिये, જે તને આપવામાં નથી આવ્યું તે લેવું નહિ, એ એક શીલ છે. मुसा न भासे, જૂઠું બોલવું નહિ, એ એક શીલ છે. न च मज्जपो सिया, દારૂ ન પીવો, એ એક શીલ છે. એ પ્રમાણે એકે એકે બને એટલાં શીલનો સંચય કરવો જોઈએ.

આર્યશ્રાવકો પ્રતિદિન પોતાના આ શીલનું સ્મરણ કરે છે— इध अरियसावको अत्तनो सीलानि अनुस्सरति। શીલોને શું કહીને સ્મરણ કરે છે.

अखण्डानि, अच्छिद्दानि, असवलानि, अकस्मासानि, भुजिस्सानि, विञ्ञुपसत्थानि, अपरामट्ठानि, समाधिसंवत्तनिकानि।

અર્થાત્

મારાં આ શીલ ખંડિત થયાં નથી, એમાં છિદ્ર પડયાં નથી, મારાં આ શીલ બેળે બેળે પળાયેલાં નથી એટલે કે સ્વેચ્છાપૂર્વક હું પાળું છું, એ શીલને પાપનો સ્પર્શ થયો નથી, એ શીલ ધન, માન વગેરે કોઈ સ્વાર્થ સાધવા માટે આચરાતાં નથી, એ શીલ વિશેષ અનુમોદિત છે, એ શીલ ડચકાયેલાં નથી, અને એ શીલ મુક્તિ પ્રવર્તાવનાર થશે.

એમ કહીને આર્યશ્રાવકો પોતપોતાનાં શીલના ગુણનું વારંવાર સ્મરણ કરે છે.

આ શીલો જ મંગલ છે. મંગલ–લાભ એ જ પ્રેમ અને મુક્તિ-લાભનું સોપાન છે. બુદ્ધદેવ શાને મંગલ કહે છે તે 'मंगल सुत्त'માં કહેલું છે. તેનો અનુવાદ આપું છું.

बहू देवा मनुस्सा च मंगलानि अचिन्तयुं
आकङ्खमाना सोत्थानं ब्रूहि मंगलमुत्तमं।

બુદ્ધને પૂછવામાં આવે છે કે,

બહુ દેવતા, બહુ માણસો જેઓ શુભની આકાંક્ષા રાખે છે તેઓ મંગલનું ચિંતન કરતા આવ્યા છે, એ મંગલ શું છે, તે કહો.

બુદ્ધ જવાબ આપે છે,

असेवना च बालानं पण्डितानञ्च सेवना
पूजा च पूजनेय्यानं एतं मंगलमुत्तमं ।

અસજ્જનોની સેવા ન કરવી, સજ્જનોની સેવા કરવી, પૂજનીયની પૂજા કરવી, એ ઉત્તમ મંગલ છે.

पतिरूपदेसवासो पुब्बे च कतपुञ्ञता,
अत्तसम्मापणिधि च, एतं मंगलमुत्तमं ।

જે દેશમાં ધર્મસાધનમાં બાધા ન આવે તે દેશમાં વાસ કરવો, પૂર્વે કરેલા પુણ્યમાં વધારો કરવો, પોતાને સત્કર્મમાં રોકાયેલા રાખવું, એ ઉત્તમ મંગલ છે.

बहुसच्चञ्च सिप्पञ्च, विनयो च सुसिक्खितो
सुभासिता च या वाचा, एतं मंगलमुत्तमं ।

બહુ શાસ્ત્રોનું અધ્યયન, બહુ શિલ્પોનું શિક્ષણ, વિનયમાં સુશિક્ષિત થવું અને સુભાષિત વચનો બોલવાં એ ઉત્તમ મંગલ છે.

मातापितु-उपट्ठानं पुत्तदारस्स संगहो,
अनाकुला च कम्मानि एतं मंगलमुत्तमं ।

માતાપિતાની પૂજા કરવી, સ્રીપુત્રનું કલ્યાણ કરવું, અનાકુલ કર્મો કરવાં, એ ઉત્તમ મંગલ છે.

दानञ्च धम्मचरियञ्च ञातकानञ्च संगहो
अनवज्जानि कम्मानि, एतं मंगलमुत्तमं ।

દાન, ધર્મચર્યા, સગાંનું ભલું, અનિન્દ્ય કર્મ, તે ઉત્તમ મંગલ છે.

आरती विरति पापा, मज्जपाना च सञ्ञमो
अप्पमादो च धम्मेसु, एतं मंगलमुत्तमं ।

પાપમાં અનાસક્તિ અને વિરતિ, મદ્યપાનમાં અરુચિ, ધર્મકાર્યમાં અપ્રમાદ, એ ઉત્તમ મંગલ છે.

गारवो च निवातो च, सन्तुट्ठी च कतञ्ञुता
कालेन धम्मसवनं एतं मंगलमुत्तमं ।

ગૌરવ છતાં નમ્રતા, સંતોષ, કૃતજ્ઞતા, યથાકાળે ધર્મકથાનું શ્રવણ, એ ઉત્તમ મંગલ છે.

खन्ती च सोवचस्सता समणानञ्च दस्सनं
कालेन धम्मसाकच्छा एतं मंगलमुत्तमं ।

ક્ષમા, પ્રિયવાદિતા, સાધુઓનાં દર્શન, યથાકાળે ધર્માલોચના એ ઉત્તમ મંગલ છે.

तपो च ब्रह्मचरियञ्च अरियसच्चान दस्सनं
निब्बानसच्छिकिरिया एतं मंगलमुत्तम ।

તપસ્યા, બ્રહ્મચર્ય, શ્રેષ્ઠ સત્યને જાણવું, મુક્તિલાભને યોગ્ય સત્કાર્ય, એ ઉત્તમ મંગલ છે.

फुट्ठस्स लोकधम्मेहि चित्तं यस्स न कम्पति
असोक विरज खेमं एतं मंगलमुत्तम ।

લાભ, નુકસાન, નિન્દા, પ્રશંસા વગેરે લોકધર્મો દ્વારા આઘાત પામવા છતાં જેનું ચિત્ત કંપિત થતું નથી, જેને શોક નથી, મલિનતા નથી, જેને ભય નથી, તે ઉત્તમ મંગલ પામ્યો છે.

एतादिसानि कत्वान, सब्बत्थमपराजिता
सब्बत्थ सोत्थि गच्छन्ति तेसं मंगलमुत्तमन्ति ।

આ પ્રમાણે જેઓએ કર્યું છે, તેઓ સર્વત્ર અપરાજિત રહે છે, તેઓ સર્વત્ર સુખ પામે છે, તેઓનું ઉત્તમ મંગલ થાય છે.

જે લોકો એમ કહે છે કે ધર્મનીતિ જ બૌદ્ધ ધર્મમાં ચરમ વસ્તુ છે તેમની વાત સાચી નથી. મંગલ તો એક ઉપાય માત્ર છે. તો શું નિર્વાણ ચરમ વસ્તુ છે? તે હોઈ શકે, પણ એ નિર્વાણ શું છે? એ શું શૂન્યતા છે?

એ જો શૂન્યતા જ હોત તો પૂર્ણતા દ્વારા ત્યાં પહોંચી શકાત નહિ. તો તો સતત બધાનો અસ્વીકાર કરતાં કરતાં, આ નહિ આ નહિ આ નહિ એમ બોલતાં બોલતાં એક પછી એક વસ્તુઓનો ત્યાગ કરતાં કરતાં જ તે સર્વશૂન્યતામાં નિર્વાણ પામી શકત.

પણ બૌદ્ધ ધર્મમાં એથી બરાબર ઊલટો જ માર્ગ મળે છે. તેમાં કેવળ મંગલ જ નથી, મંગલથી પણ મોટી વસ્તુઓ રહેલી છે.

મંગલમાં પણ કોઈ પ્રયોજનનો ભાવ રહેલો છે, અર્થાત્ એ કોઈ એક સારા ઉદ્દેશ્યને સિદ્ધ કરે છે, એનાથી કોઈ એક સુખ કે સગવડ મળી રહે છે.

પણ પ્રેમ બધાં પ્રયોજનોથી પર છે. કારણ, પ્રેમ પોતે જ આનંદ છે, પોતે જ પૂર્ણતા છે, કશું જ લેવાની અપેક્ષા રાખતો નથી, તે સતત આપ્યા કરે છે.

જે દાનમાં લેવાનો કશો સંબંધ જ નથી હોતો, તે જ અંતિમ વસ્તુ હોય છે — તે જ બ્રહ્મનું સ્વરૂપ છે — તે લેતો નથી.

આ પ્રેમના ભાવથી, આ આદાનવિહીન પ્રદાનના ભાવથી આત્માને ઉત્તરોત્તર પરિપૂર્ણ બનાવી દેવા માટે બુદ્ધદેવનો ઉપદેશ છે. તેમણે એની સાધના-પ્રણાલી પણ બતાવેલી છે.

એ કંઈ વાસનાનું સંહરણ કરવાની પ્રણાલી નથી, એ કંઈ વિશ્વથી વિમુખ થવાની પ્રણાલી નથી, એ તો સૌની આગળ આત્માને ફેલાવી દેવાની પદ્ધતિ છે. એ પ્રણાલીનું નામ છે મેત્તિ ભાવના— મૈત્રીભાવના.

દરરોજ આ વાતનું ધ્યાન કરવું જોઈશે—

सब्बे सत्ता सुखिता होन्तु, अवेरा होन्तु, अव्यापज्झा होन्तु, सुखी अत्तानं परिहरन्तु, सब्बे सत्ताम । यथालद्धसम्पत्तितो विगच्छन्तु ।

બધા જીવો સુખી થાઓ, શત્રુહીન થાઓ, અહિંસિત થાઓ, સુખી આત્મા થઈને કાળ ગાળો. બધા જીવો પોતાની યથાલબ્ધ સંપત્તિથી વંચિત ન થાઓ.

મનમાં ક્રોધ, દ્વેષ, લોભ, ઈર્ષ્યા હોય તો આ મૈત્રીભાવના સત્ય બનતી નથી — એટલા માટે શીલગ્રહણની, શીલ-સાધનાની જરૂર પડે છે. પરંતુ શીલસાધનાનું પરિણામ એ કે સર્વત્ર મૈત્રીનો, દયાનો અબાધ વિસ્તાર થાય. એ રીતે જ આત્માને સહુમાં અનુભવી શકાય.

એ મૈત્રીભાવના દ્વારા આત્માને બધામાં વિસ્તારવો એ કંઈ શૂન્યતાનો રસ્તો નથી.

એ શૂન્યતાનો રસ્તો નથી એ વાત બુદ્ધે જેને બ્રહ્મવિહાર કહ્યો છે તેનું અનુશીલન કરતાં જ સમજાઈ જશે.

करणीय मत्थ कुसलेन
यन्तं सन्तं पदं अभिसमेच्च
सक्को उजू च सुहुजू च,
सुवचो चस्स मुदु अनतिमानी ।

શાન્તપદ પામ્યા પછી પરમાર્થકુશલ વ્યક્તિએ જે કરવાનું છે તે આ— તેણે શક્તિમાન, સરલ, અતિસરલ, સુભાષી, મૃદુ, નમ્ર અને અનભિમાની થવું.

सन्तुस्सको च सुभरो च,
अप्पकिच्चो च सल्लहुकवुत्ति,
सन्तिन्द्रियो च निपको च
अप्पगब्भो कुलेसु अननुगिद्धो ।

તેણે સંતુષ્ટ હૃદયના, થોડાથી જ ભરણપોષણ કરનાર, નિરુદ્વેગ, અલ્પાહારી, શાંતેન્દ્રિય, સદ્વિવેચક, અપ્રગલ્ભ અને સંસારમાં અનાસક્ત થવું.

न च खुद्दं समाचरे किञ्चि
येन विञ्ञू परे उपवदेय्युं ।

सुखिनो वा खेमिनो वा
सब्बे सत्ता भवन्तु सुखितत्ता ।

એવો નાનો અન્યાય પણ તેણે ન કરવો જેને માટે બીજા તેની નિંદા કરી શકે. તેણે બધા જીવો સુખી થાઓ, નિરાપદ થાઓ, નીરોગી થાઓ એવી કામના કરવી.

ये केचि पाणभूतत्थि
तसा वा थावरा वा अनवसेसा ।
दीघा वा ये महन्ता वा
मज्झिमा रस्सका अणुकथूला ।
दिट्ठा वा ये च अदिट्ठा
ये च दूरे वसन्ति अविदूरे
भूता वा सम्भवेसी वा
सब्बे सत्ता भवन्तु सुखितत्ता ।

જે કોઈ જીવો છે, સબળ કે દુર્બળ, લાંબા કે મોટા, મધ્યમ કે ટૂંકા, સૂક્ષ્મ કે સ્થૂલ, દૃષ્ટ કે અદૃષ્ટ, દૂર રહેતા હોય કે પાસે, જન્મ્યા હોય કે જન્મવાના હોય, તે બધા જ અપવાદ સિવાય સુખી આત્મા થાઓ.

न परोपरं निकुब्बेथ
नातिमञ्ञेथ कत्थचि न कञ्चि
ब्यारोसना पटिघ सञ्ञा
नञ्ञ मञ्ञस्स दुक्खमिच्छेय्य ।

પરસ્પરની વંચના કરશો નહિ, ક્યાંય કોઈની અવજ્ઞા કરશો નહિ, મન વચન અને કાયાથી ક્રોધ કરીને કોઈનું દુઃખ ઇચ્છશો નહિ.

माता यथा नियं पुत्तं
आयुसा एकपुत्तमनुरक्खे
एवम्पि सब्बभूतेसु
मानसंभावये अपरिमाणं ।

મા જેમ એકના એક પુત્રને પોતાનું આયુ આપીને રહે છે, તેમ બધા જીવોમાં અપરિમિત માનસ રાખવું.

> मेत्तञ्च सब्बलोकस्मिं
> मानसं भावये अपरिमाणं ।
> उद्धं अधो च तिरियञ्च
> असम्बाध अवेरमसपत्तं ।

ઉપર નીચે ચારે દિશામાં આખા જગત પ્રત્યે બાધાહીન, હિંસાહીન શત્રુતાહીન અપરિમિત માનસ અને મૈત્રી રાખવાં.

> तिट्ठं चरं निसिन्नो वा
> सयानो वा यावतस्स विगतमिद्धो
> एतं सतिं अधिट्ठेय्य
> ब्रह्ममेतं विहारमिधमाहु ।

ઊભા હો કે ચાલતા હો, બેઠા હો કે સૂતા હો, જ્યાં સુધી ઊંઘ ન આવે ત્યાં સુધી આવી સ્મૃતિમાં અધિષ્ઠિત થઈને રહેવું એનું નામ બ્રહ્મવિહાર.

અપરિમિત માનસને પ્રીતિભાવથી, મૈત્રીભાવથી વિશ્વલોકમાં ભાવિત કરી દેવું એનું નામ બ્રહ્મવિહાર. એ પ્રીતિ સામાન્ય પ્રીતિ નથી, — મા પોતાના એકના એક પુત્ર ઉપર જેવો પ્રેમ રાખે છે તેવો એ પ્રેમ છે.

બ્રહ્મનું અપરિમિત માનસ વિશ્વમાં સર્વત્ર રહેલું છે, એકના એક પુત્ર પ્રત્યે માતાનો જે પ્રેમ તેવો તેનો પ્રેમ સર્વત્ર વિસ્તરેલો છે. તેના તે માનસ સાથે માનસને, પ્રેમ સાથે પ્રેમને ન મેળવી દઈએ તો એ કંઈ બ્રહ્મવિહાર ન થાય.

વાત બહુ મોટી છે. પણ મોટી વાત જ ચાલે છે. મોટી વાતને નાની કરી નાખવાથી કશો લાભ નથી. બ્રહ્મને મેળવવા ઇચ્છવું એટલે જ સૌથી મોટી વસ્તુને મેળવવા ઇચ્છવું. ઉપનિષદમાં કહ્યું છે भूमात्वेव विजिज्ञासितव्यः ।

ભૂમાને જ — સૌથી મોટાને જ — જાણવાની ઇચ્છા રાખો.

એ ઇચ્છિત વસ્તુનું, એ પ્રાપ્ત કરવાની વસ્તુનું રૂપ શું છે, તે સ્પષ્ટપણે, પરિષ્કાર રીતે નજર સામે રાખવું પડશે. ભગવાન બુદ્ધે બ્રહ્મવિહારને સ્પષ્ટ રીતે સામે મૂક્યો છે; તેને નાનો બનાવી દઈ ધૂંધળો રાખી બધા આગળ ચાલી જાય એવો બનાવવાનો પ્રયત્ન કર્યો નથી.

અપરિમિત માનસથી અપરિમિત મૈત્રીને સર્વત્ર ફેલાવી દઈએ તો બ્રહ્મના વિહારક્ષેત્રમાં બ્રહ્મની સાથે મિલન થાય.

આ થઈ લક્ષ્યની વાત. પણ એ કંઈ આપણે એકે સપાટે સાધી શકવાના નથી. એ દિશામાં આપણે રોજ રોજ ચાલતા રહેવું પડશે. એ લક્ષ્યની સાથે સરખામણી કરીને આપણે રોજ રોજ સમજી શકીશું કે આપણે કેટલા આગળ વધ્યા છીએ.

ઈશ્વર પ્રત્યે આપણામાં પ્રેમ જન્મે છે કે નહિ એ બાબતમાં આપણે પોતાની જાતને પોતે ભુલાવામાં નાખી શકીએ. પરંતુ બધા પ્રત્યે આપણો પ્રેમ વિસ્તૃત થાય છે કે નહિ, આપણો વેરભાવ ઓછો થાય છે કે નહિ, આપણો મંગલભાવ વધે છે કે નહિ એનું પ્રમાણ નક્કી કરવું મુશ્કેલ નથી.

કોઈ એક ચોક્કસ સાધનાનો સ્પષ્ટ માર્ગ મેળવવા માટે માણસ આતુર હોય છે. બુદ્ધદેવે એક તરફ જેમ ઉદ્દેશ્યને નાનો નથી બનાવી દીધો, તેમ બીજી તરફ તેમણે માર્ગ પણ ખૂબ ચોક્કસ રીતે બનાવી દીધો છે. કેવા વિચારો કરવા અને કેમ ચાલવું, એ તેમણે ખૂબ સ્પષ્ટ રીતે કહી દીધું છે. રોજ શીલની સાધના દ્વારા આત્માને મોહમાંથી મુક્ત કરવાનું તેમણે કહ્યું છે, અને મૈત્રીભાવના દ્વારા આત્માને વ્યાપક બનાવવાનો રસ્તો તેમણે બતાવ્યો છે. દરરોજ એ વાતનું સ્મરણ કરો કે મારું શીલ અખંડ છે, અછિદ્ર છે, અને દરરોજ ચિત્તને એ ભાવનામાં પરોવો કે બધા વિરોધો વીંધીને મારો આત્મા સર્વભૂતોમાં

પ્રસારિત થાય છે. અર્થાત્ એક તરફ બાધા કપાતી જાય છે, બીજી તરફ સ્વરૂપપ્રાપ્તિ થતી જાય છે. આ પદ્ધતિને તો કોઈ પણ રીતે શૂન્યપ્રાપ્તિની પદ્ધતિ કહી શકાય એમ નથી. એ તો નિખિલને પામવાની પદ્ધતિ છે, એ તો આત્માને પામવાની પદ્ધતિ છે, પરમાત્માને પામવાની પદ્ધતિ છે.

## ૮૨

## પૂર્ણતા

૧૨મી ચૈત્ર, ૧૩૧૫

બીજા એક મહાપુરુષ જેઓ પોતાના પિતાના મહિમાનો પ્રચાર કરવા જગતમાં આવ્યા હતા તેમણે કહ્યું છે કે તારા પિતા જેવા સંપૂર્ણ છે તેવો સંપૂર્ણ તું થા.

આ પણ કંઈ નાની વાત નથી. માનવાત્માની સંપૂર્ણતાના આદર્શને પરમાત્મામાં સ્થાપન કરીને તેમણે તે તરફ જ આપણું લક્ષ્ય સ્થિર કરવા કહ્યું છે. એ સંપૂર્ણતામાં જ આપણો બ્રહ્મવિહાર હોવો ઘટે, કોઈ ક્ષુદ્ર સીમામાં નહિ. પિતા જેવા સંપૂર્ણ છે, તેવા સંપૂર્ણ બનવાનો પુત્રે સતત પ્રયત્ન કરવો ઘટે. એ વગર પિતા-પુત્રનું સાચું મિલન થાય શી રીતે?

એ સંપૂર્ણતાનું એક લક્ષણ તેમણે બતાવ્યું છે તે પણ જેવું તેવું નથી. જેમ કે તેમણે કહ્યું છે કે તારા પડોશી ઉપર તારી પોતાની જાત ઉપર રાખે છે તેવો પ્રેમ રાખજે. તેમણે વાતને લગારે નાની

કરી નથી. એમ નથી કહ્યું કે તારા પડોશી ઉપર પ્રેમ રાખજે; કહ્યું છે, તારા પડોશી ઉપર તારી પોતાની જાત ઉપર રાખે છે એવો પ્રેમ રાખજે. જે બ્રહ્મવિહાર ઇચ્છતો હોય તેણે એ પ્રેમને પહોંચવું જ જોઈએ — એ માર્ગે જ તેણે ચાલવું જોઈએ.

ભગવાન ઈસુએ કહ્યું છે, દુશ્મન ઉપર પણ પ્રેમ રાખો. દુશ્મનને ક્ષમા આપજો, એમ કહીને બીબીને અધે રસ્તે અટકી નથી ગયા. દુશ્મન ઉપર પ્રેમ રાખજો એમ કહીને તેઓ લક્ષ્યને બ્રહ્મવિહાર સુધી ખેંચી ગયા છે. તેમણે કહ્યું છે, જે તારા શરીર ઉપરનું પહેરણ લઈ લે તેને તારો ખેસ પણ આપી દે.

દુનિયાદારીના માણસોને આ બધાં વચનો અત્યુક્તિ લાગવાનાં. કારણ, દુનિયા કરતાં મોટા લક્ષ્યને તેઓ મનથી માનતા નથી. દુનિયાને તેઓ પોતાના પહેરણ સહિત ખેસ સુધ્ધાં આપી દેવા તૈયાર થાય, જો તેથી તેમનું કોઈ દુન્યવી પ્રયોજન સિદ્ધ થતું હોય. પરંતુ બ્રહ્મવિહારને જો તેઓ પ્રયોજન કરતાં નાનો સમજતા હોય તો પહેરણ સુધ્ધાં આપવું મુશ્કેલ બની જાય છે.

પરંતુ જેઓ જીવ આગળ એ બ્રહ્મની, એ સૌથી મહાનની ઘોષણા કરવા આવ્યા હોય છે તેઓ કંઈ દુનિયાના લોકોની દુર્બળ વાસનાના માપે બ્રહ્મને અત્યંત નાનું બનાવીને દેખાડવા ઇચ્છતા નથી. તેઓ સૌથી મોટી વાત જ નિઃસંકોચપણે ઠેઠ અંત સુધી કહી જાય છે.

આ મોટી વાતને આટલી મોટી કરીને કહીને તેઓ આપણને એક જબરું આશ્વાસન આપી ગયા છે. એ મારફતે તેમણે એમ જાહેર કર્યું છે કે માણસની ગતિ ઠેઠ ત્યાં સુધી પહોંચે છે, માણસનો પ્રેમ આવો મોટો છે, તેનો ત્યાગ પણ આવો મોટો છે.

એટલે આ મોટું લક્ષ્ય અને મોટો માર્ગ આપણને હતાશ ન કરતાં આપણને હિંમત આપશે. આપણા પોતાના અંતરતર મહત્ત્વ

પ્રત્યેની આપણી શ્રદ્ધાને વધારશે, આપણા સર્વ પુરુષાર્થને પ્રેરણા જાગ્રત કરશે.

લક્ષ્યને અસત્ય વડે કાપીને નાનું કરી નાખવામાં આવે, ઉપાયને દુર્બલતાની વાડ વડે સંકુચિત બનાવી દેવામાં આવે તો તેથી આપણી હિંમત ઓછી થઈ જાય છે, — જે આપણે મેળવવાનું છે તે આપણે મેળવી શકતા નથી, જે આપણે કરવાનું છે તે કરી શકતા નથી.

પરંતુ મહાપુરુષોએ જ્યારે જ્યારે આપણી આગળ મહાન લક્ષ્ય મૂક્યું છે ત્યારે ત્યારે તેમણે આપણા પ્રત્યે શ્રદ્ધા વ્યક્ત કરી છે. જ્યારે બુદ્ધ ભગવાને કહ્યું કે मानस भावये अपरिमाणं । ત્યારે આપણામાંના કોઈ ઉપર તેમને અશ્રદ્ધા આવી નહોતી. ઇસુએ પણ જ્યારે એમ કહ્યું કે તારા પિતા જેવા સંપૂર્ણ છે તેવો સંપૂર્ણ તું થા, ત્યારે આપણુ-માંના દીનમાં દીન પ્રત્યે પણ તેમણે અશ્રદ્ધા દેખાડી નથી.

એમની એ શ્રદ્ધાને લીધે આપણે પોતા પ્રત્યે શ્રદ્ધાવાળા થઈએ છીએ. પછી આપણે ભૂમાને પામવાના આ દુરૂહ માર્ગને અસાધ્ય માનતા નથી — પછી આપણે તેમના કંઠસ્વરને ધ્યાનમાં રાખીને, તેમની 'મા ભૈ:' — 'ડરશો નહિ' એવી વાણીને અનુસરીને આ અપરિમાણની મહાયાત્રાએ આનંદપૂર્વક ઊપડીએ છીએ. ઇસુની વાણી અત્યુક્તિ નથી. જો શ્રેય ઇચ્છતા હો તો એ સંપૂર્ણ સત્યની સંપૂર્ણતાને જ શ્રદ્ધાપૂર્વક સ્વીકારી લો.

એક વાર અંતરની અંદર સારી પેઠે જોઈ લો — રોજ ક્યાં મુશ્કેલી આવે છે? એક માણસને પણ મળવા જઈએ છીએ ત્યારે કેટકેટલી જગ્યાએ અડચણ આવે છે. તેની સાથે પૂરેપૂરો મેળ સધાતો નથી. અહંકાર આડો આવે છે, સ્વાર્થ આડો આવે છે, ક્રોધ આડો આવે છે, લોભ આડો આવે છે — અવિવેકથી આપણે આઘાત કરીએ છીએ, અને ઉદ્ધત થઈને આઘાત પામીએ છીએ. જેના વડે આત્મસમર્પણ

ખૂબ સહજ અને મધુર બની જાય તે નમ્રતા કેમે કરી મનમાં ઉદય પામતી નથી. આ બધી બાધાઓ સ્પષ્ટપણે રહેલી છે એમ જાણવા પામ્યા પછી મારી પ્રકૃતિમાં બ્રહ્મ સાથેના મિલનમાં અસંખ્ય બાધા રહેલી છે, એ વાતમાં શંકા શી? જેને લીધે મારું એક માણસ સાથે પણ સંપૂર્ણ મિલન થઈ શકતું નથી તે બ્રહ્મની સાથે પણ મિલનમાં બાધા ઊભી કરશે જ. જેને લીધે પડોશી પારકો લાગે છે તેને જ લીધે બ્રહ્મ પણ પારકું લાગવાનું. જેને લીધે હું શત્રુને આઘાત કરું છું તેને જ લીધે હું બ્રહ્મને પણ આઘાત કરવાનો. એટલે બ્રહ્મવિહારની વાત કરતી વખતે દુનિયાદારીની કોઈ પણ બાબતને લગારે સાચવીને વાત થઈ શકે એમ નથી. મહાપુરુષોએ કશાને સાચવીને વાત કરી નથી — મનમાં કંઈ રાખીને તેમણે વાત કરી નથી. તેમણે કહ્યું છે કે એકદમ પૂરેપૂરા મરી ગયા પછી બ્રહ્મમાં જીવતા થવાનું છે. એમના એ માર્ગનું અવલંબન કરીને રોજ રોજ અહંકારની બાબતમાં, સ્વાર્થની બાબતમાં આપણે પૂરેપૂરા મરી જવું પડશે અને મૈત્રીની બાબતમાં, પ્રેમની બાબતમાં, પરમાત્માની બાબતમાં અપરિમાણરૂપે જીવતા રહેવું પડશે. જેમણે એ મહાપથ ઉપર પ્રયાણ કરવામાં માણસોને ટેકો આપ્યો છે, તેમને એકાંત ભક્તિપૂર્વક પ્રણામ કરીને શરણે જઈએ.

૮૩

## બાળાનું શિક્ષણ

૧૩મી ચૈત્ર, ૧૩૧૫

આ અપરિમાણ માર્ગ પૂરો કર્યા વગર પરમાત્માની કોઈ જ ઉપલબ્ધિ શક્ય નથી, એમ કહીએ તો માણસના પ્રયત્ન થંભી જાય. તો ત્યાં સુધી ભાથું શું ? માણસ જીવે શાને આધારે ?

બાળક માતૃભાષા શી રીતે શીખે છે ? માને મોઢેથી સાંભળી સાંભળીને ખેલતાં કૂદતાં આનંદ કરતાં કરતાં શીખે છે.

તે જે થોડું શીખે છે, તેટલાનો જ તે પ્રયોગ કરે છે. ત્યારે તેનાં વાક્યો અર્ધાં અર્ધાં અને વ્યાકરણની ભૂલોથી ભરેલાં હોય છે. ત્યારે અધૂરી ભાષામાં તે જે કંઈ ભાવ વ્યક્ત કરી શકે છે તે પણ અત્યંત મર્યાદિત હોય છે. તેમ છતાં બાળપણમાં ભાષા શીખવાનો એ જ એક સ્વાભાવિક ઉપાય છે.

બાળકની ભાષાની એ અશુદ્ધતા અને મર્યાદા જોઈને જો એવો હુકમ ફરમાવવામાં આવે કે જ્યાં સુધી વ્યાકરણના બધા નિયમોમાં તે પૂરેપૂરો પાકો ન થાય, ત્યાં સુધી બાળકને ભાષા ઉપર કશો અધિકાર મળશે નહિ, ત્યાં સુધી તેને ભાષા સાંભળવા કે વાંચવા દેવામાં આવશે નહિ, અને તે ભાષા બોલી પણ શકશે નહિ — તો ભાષાનું શિક્ષણ તેને માટે માત્ર મુશ્કેલ બની જશે એટલું જ નહિ, અશક્ય બની જશે.

બાળક મોઢેથી જે ભાષા ગ્રહણ કરે છે, તેને જ વ્યાકરણ મારફતે તેણે ફરી વાર શીખી લેવી પડશે, તેને સર્વત્ર પાકી કરી લેવી પડશે, કેવળ સામાન્ય રીતે કામકાજ ચલાવવા નહિ, પણ તેને ગંભીરતર રીતે, ઉચ્ચતર રીતે, વ્યાપકતર રીતે સાંભળવા બોલવા અને લખવામાં વાપરવા માટે ઉપયોગી થાય એવી બનાવવા માટે

રીતસરનો અભ્યાસ કરીને શીખવી પડશે. એક તરફ મેળવવું, બીજી તરફ શીખવું. પામવાનું એક મોઢેથી બીજે મોઢે, એક પ્રાણથી બીજે પ્રાણે, એક ભાવથી બીજા ભાવે ચાલે છે — અને શીખવાનું નિયમો અને કાર્યો દ્વારા ચાલે છે; એ ક્રમે ક્રમે અને પગલે પગલે ચાલે છે. આ મેળવવાનું અને શીખવાનું બંને જો જોડાજોડ ચાલતાં ન હોય તો કાં તો પામવાનું કાચું રહી જાય છે અથવા શીખવાનું નીરસ અને વ્યર્થ બની જાય છે.

બુદ્ધદેવે કઠોર શિક્ષકની પેઠે દુર્બળ માણસને કહ્યું હતું કે એ લોકો ભારે ભૂલ કરે છે, શુંનું શું સમજી બેસે છે, કંઈ ને કંઈ કહે છે, કંઈ ઠેકાણું જ નથી હોતું. એનું એકમાત્ર કારણ એ કે એ લોકો શીખવા પહેલાં જ પામવાની વાત કાઢે છે. એટલે પહેલાં એ લોકોને શીખવાનું પૂરું કરવા દો, તો જ યથાસમયે મેળવવાની વસ્તુ એ લોકો આપોઆપ પામશે — શરૂઆતમાં ચરમ વસ્તુની કોઈ વાત જ એમની આગળ કાઢવી નહિ.

પણ એ ચરમ વસ્તુ ફક્ત ગમ્યસ્થાન જ નથી, એ તો ભાથું પણ છે. એ એમને કેવળ સ્થિરતા આપે છે એમ નહિ, એ એમને ગતિ પણ આપે છે.

એટલે આપણે ગમે એટલી ભૂલ કરીએ કે ગમે તે કરીએ તોય કેવળ વ્યાકરણ શીખવાની વાત માની શકાએ એમ નથી. કેવળ નિશાળમાં શિક્ષક પાસે શીખીએ એ નહિ ચાલે, માની પાસે પણ શીખીશું.

માની પાસે જે શીખીએ છીએ તેમાં ઘણા અઘરા નિયમો અજાણતાં જ આપોઆપ મનમાં ઊતરી જતા હોય છે, એ લાભ કંઈ જતો કરાય?

પંખીના બચ્ચાએ એક દિવસ જાતે ચણીને ખાવું પડશે એમાં શંકા નથી, એક દિવસ તેણે પોતાની પાંખો ફેલાવીને ઊડવું પડશે.

પરંતુ ત્યાં સુધી તે માના મોંમાંથી ખાવાનું ખાય છે. જો તેને એમ કહીએ કે જ્યાં સુધી જાતે ચણીને ખાવાની શક્તિ પૂરેપૂરી ન આવે, ત્યાં સુધી ખાવાનું જ મળશે નહિ, તો તે સુકાઈને મરી જશે.

આપણે જ્યાં સુધી અશક્ત છીએ ત્યાં સુધી જેમ થોડી થોડી શક્તિ મેળવવાનો પ્રયત્ન કરીશું તેમ રોજ રોજ ઈશ્વરના પ્રસાદને માટે ભૂખી ચાંચ પણ ઉઘાડવી પડશે; તેમની પાસેથી સહજ કૃપાનો દૈનિક આહાર મેળવવા માટે વ્યાકુળ થઈને કલરવ કરવો પડશે. એ સિવાય કોઈ રસ્તો દેખાતો નથી.

હજી અનંતમાં ઊડવા જેટલી પાંખ મજબૂત થઈ નથી, હજી તો માળામાં જ પડ્યા છીએ. નાનાં નાનાં ઘાસ તરણાં વડે જે સામાન્ય માળો તૈયાર થયો છે, એ જ આપણો આશ્રય છે. એ આશ્રયમાં પુરાઈ રહીને જ અનંત આકાશમાંથી આવેલા ખોરાકની આશા જો આપણે બિલકુલ છોડી દેવી પડે એમ હોય તો તો આપણી શી દશા થશે?

તમે એમ કહી શકો છો કે એ ખોરાક તરફ જ જો તમે મીટ માંડી રહેશો તો સદા નિશ્ચેષ્ટ બની રહેશો અને પોતાની શક્તિનો તમને ખ્યાલ જ આવશે નહિ.

એ શક્તિનો અમે બિલકુલ ઉપયોગ જ નથી કરવાના એમ હું કહેતો નથી. ઊડવાના પ્રયાસમાં દુર્બળ પાંખોને હલાવી હલાવીને તેને મજબૂત બનાવવી પડશે. પરંતુ કૃપાનો ખોરાક અને પ્રેમનું પોષણ સાથોસાથ રોજ મળતું રહેવું જોઈએ.

એ જો નિયમિત મળતું રહે તો જ્યારે પણ પૂરેપૂરું બળ આવશે ત્યારે અમને માળામાં પકડી રાખવાની કોની તાકાત છે? દ્વિજશાવકનો સ્વાભાવિક ધર્મ જ અનંત આકાશમાં ઊડવાનો છે. પછી એ પોતાની પ્રકૃતિની ગરજે વાસ કરશે સંસારરૂપી માળામાં, પણ વિહાર કરશે અનંત આકાશમાં.

અત્યારે તે નિર્બળ પાંખોને લીધે માળામાં બેઠો બેઠો કલ્પના પણ કરી શકતો નથી કે આકાશમાં ઊડવું સંભવિત છે. તેનામાં જે થોડી શક્તિ છે તેને અનેકગણી વધેલી કલ્પ્યા છતાં તે એક ડાળ પરથી બીજી ડાળ પર કૂદકો મારવાની જ કલ્પના કરી શકે છે. તે જ્યારે પોતાના કોઈ મોટાભાઈને મોઢે આકાશમાં ઊડવાની વાત સાંભળે છે ત્યારે તે માને છે કે મોટાભાઈ અતિશયોક્તિ કરે છે — એ જે કહે છે તેનો ખરેખરો અર્થ સાચેસાચ આકાશમાં ઊડવું એવો કદી થાય જ નહિ. કૂદતી વખતે જમીનનો સંપર્ક છોડીને જે થોડું અધ્ધર ઊંચે જવું પડે છે તેને જ એ આકાશમાં ઊડવું કહે છે — એ કેવળ કવિત્વ છે, એનો અર્થ કદી એટલો બધો હોઈ શકે જ નહિ.

ખરું જોતાં, આ સંસારરૂપી માળામાં આપણે જે સ્થિતિમાં છીએ તેમાં બુદ્ધદેવે જેને બ્રહ્મવિહાર કહ્યો છે, ભગવાન ઇસુએ જેને સંપૂર્ણતા-પ્રાપ્તિ કહી છે, તેને કદી સંપૂર્ણ સત્ય માની શકતા નથી.

પરંતુ આ બધી આશ્ચર્યકારક વાતો એવા લોકોએ કરેલી છે જેમને એનું જ્ઞાન છે, જેમને એનો અનુભવ છે. એ દૈવાધારણનો આનંદ સંપૂર્ણ ભક્તિપૂર્વક આપણે સ્વીકારીએ તો સારું. આપણો આત્મા એ દ્વિજશાવક છે, તે આકાશમાં ઊડવા માટે જ તૈયાર થાય છે, એ સમાચાર જેમણે આપ્યા છે, તેમની પ્રત્યે આપણે શ્રદ્ધા કાયમ રાખીએ, તેમની વાણીને આપણે હલકી પાડીને તેની પ્રાણશક્તિનો નાશ કરવાનો પ્રયત્ન ન કરીએ. દરરોજ ઈશ્વરની પાસે જ્યારે તેના પ્રસાદામૃતની માગણી કરીશું ત્યારે સાથે સાથે એમ પણ કહીશું કે અમારી પાંખને પણ તું મજબૂત બનાવી દે. મારે કેવળ આનંદ નથી જોઈતો, શિક્ષણ જોઈએ છે; લાભ નથી જોઈતો, કર્મ જોઈએ છે.

## ૮૪

## ભૂમા

૧૪મી ચૈત્ર, ૧૩૧૫

બુદ્ધને જ્યારે કોઈ માણસે પૂછ્યું કે આ બધું શામાંથી થયું છે, આપણે ક્યાંથી આવ્યા છીએ, આપણે ક્યાં જવાના છીએ; ત્યારે તેમણે કહ્યું, તારે એ બધાનું શું કામ છે? અત્યારે તારે જેની સૌથી વધુ જરૂર છે તેમાં તું મન પરોવ. તું ભારે દુઃખમાં આવી પડ્યો છે, તું જે ઇચ્છે તે તને મળતું નથી, તને જે મળે છે તેને તું રાખી શકતો નથી, જે રાખે છે તેનાથી તને સંતોષ નથી. આ સંબંધી તારા દુઃખનો કંઈ પાર નથી. એ દુઃખ દૂર કરવાનો ઉપાય કર. ત્યાર પછી બીજી વાત. એમ કહીને દુઃખનિવૃત્તિને જ તેમણે પરમ લક્ષ્ય ઠરાવ્યું અને તે ઉપરથી મુક્તિને માર્ગે આપણને હાક મારી.

પરંતુ વાત એમ છે કે, ઐકાંતિક દુઃખનિવૃત્તિને જ માણસ પરમ લક્ષ્ય તરીકે માની લઈ શકતો નથી. એ એનો સ્વભાવ જ નથી. હું સ્પષ્ટપણે જોઉં છું કે દુઃખનો સ્વીકાર કરવામાં તેને વાંધો નથી હોતો. ઘણી વાર તો તે જાતે થઈને દુઃખને વધારી લે છે.

આલ્પ્સ પર્વતના દુર્ગમ શિખર ઉપર એક વાર માત્ર પગ મૂકી આવવા માટે જીવને હોડમાં મૂકવાની તેને લગારે જરૂર નથી, તેમ છતાં વગર કારણે માણસ એ દુઃખ વેઠવા તૈયાર થાય છે. આવાં તો ઘણાં દૃષ્ટાંતો છે.

એનું કારણ શું? એનું કારણ એ છે કે દુઃખને જીતવાની માણસના મનમાં દુર્દમ વાસના હોય છે. હું દુઃખ સહન કરી શકું છું, મારામાં એ શક્તિ છે, એમ માણસ પોતાને અને બીજાઓને જણાવવા ઇચ્છે છે.

મૂળ વાત એ છે કે, માણસની સૌથી સાચી ઇચ્છા મોટા થવાની હોય છે, સુખી થવાની નહિ. એલેક્ઝાંડરને એકાએક ઇચ્છા થઈ આવી કે દુર્ગમ નદી, પર્વતો, રણ અને સમુદ્રને વટાવીને દિગ્વિજય કરી આવવો. રાજસિંહાસનનો આરામ છોડીને આવાં દુઃસહ દુઃખો વેઠીને તેને રસ્તે રસ્તે અથડાવનાર કઈ વસ્તુ હતી? એ ખરેખર રાજ્યલોભ નહોતો, પણ મોટા થવાની ઇચ્છા હતી. મોટા થવા મારફતે પોતાની શક્તિનો મહાન ભાવે અનુભવ કરવો. એ હેતુ માટે માણસ કોઈ પણ દુઃખમાંથી પોતાને બચાવવા ઇચ્છતો નથી.

જે માણસ લક્ષાધિપતિ થવા માટે રાતદહાડો રૂપિયા ભેગા કરતો હોય છે — જેને આરામનું સુખ નથી હોતું, ખાવાનું સુખ નથી હોતું, રાતે ઊંઘ નથી હોતી, નફાતોટાની સતત ધડભાંગને કારણે જેના મનમાં ચિંતાનો પાર નથી હોતો — તે શા માટે આ અસહ્ય કષ્ટ વહોરી લે છે? — ધનના ક્ષેત્રમાં બને એટલા મોટા બનવા માટે.

તેને એમ કહેવું નકામું છે કે તને દુઃખનિવારણનો રસ્તો બતાવું છું. તેને એમ કહેવું પણ નકામું છે કે ભોગની વાસનાનો ત્યાગ કર, આરામની આકાંક્ષા મનમાં રાખીશ નહિ. કારણ, ભોગ અને આરામનો ત્યાગ એણે જેવો કર્યો છે એવો બીજો કોણ કરી શકે એમ છે?

બુદ્ધદેવે દુઃખનિવૃત્તિનો જે માર્ગ બતાવ્યો છે, તે માર્ગનું સૌથી મોટું આકર્ષણ શું છે? તે એ છે કે અત્યંત દુઃખ વહોરી લઈને એ માર્ગે આગળ વધવું પડે છે. એ દુઃખનો સ્વીકાર કરવા દ્વારા માણસ પોતાને મોટો સમજે છે. ખૂબ મોટા ત્યાગની અને ખૂબ મોટા વ્રતપાલનની મહત્તા માણસની શક્તિને ગૌરવ અર્પે છે એટલે માણસનું મન એ તરફ દોડે છે.

એ રસ્તે આગળ જતાં જો માણસ સાચે જ કોઈ એવી જગ્યાએ પહોંચી જતો હોત કે જ્યાં ઐકાંતિક દુઃખનિવૃત્તિ સિવાય બીજું

કર્યું જ ન હોત તો અકળાઈને તેણે જગતમાં દુઃખની શોધમાં નીકળવું પડત.

એટલે માણસને જ્યારે આપણે એમ કહીએ છીએ કે દુઃખ-નિવૃત્તિને માટે તારે બધાં સુખોની વાસનાનો ત્યાગ કરવો પડશે ત્યારે તે ગુસ્સે થઈને કહે છે કે નથી જોઈતી મારે દુઃખનિવૃત્તિ. આપણે એના કરતાં મોટું કંઈક તેને આપવું પડશે, કારણ, માણસ મોટી વસ્તુ જ ઇચ્છે છે.

એટલા માટે ઉપનિષદમાં કહ્યું છે કે भूमैव सुखम्। અર્થાત્ સુખ સુખ નથી, ભૂમા (મોટું) જ સુખ છે. भूमात्वेव विजिज्ञासितव्यः। એ ભૂમા (મોટા)ને જાણવો જોઈએ, એને જ મેળવવો જોઈએ. એનો અર્થ જો બરાબર સમજીએ તો કદી એવું ન કહીએ કે, નથી જોઈતો તારો ભૂમા.

કારણ, પૈસાની બાબતમાં શું, કે વિદ્યાની બાબતમાં શું, કે ખ્યાતિની બાબતમાં શું, કોઈ ને કોઈ બાબતમાં આપણે સુખનો ત્યાગ કરીને મોટાને જ ઇચ્છીએ છીએ. અને તેમ છતાં જેને મોટું માનીને ઇચ્છીએ છીએ તે એવું મોટું નથી હોતું કે જેને પામીને આત્મા એમ કહી શકે કે મને બધું મળી ગયું.

એટલે બ્રહ્મને, ભૂમાને, જે સૌથી મોટો છે તેને જ માણસની આગળ લક્ષ્યરૂપે રજૂ કરવામાં આવે તો માણસનું મન તેનો સ્વીકાર કરી શકે છે, દુઃખનિવૃત્તિનો નહિ.

કોઈ કદાચ એમ કહી શકે કે ભૂમાને ઉદ્દેશ્યરૂપે રજૂ કર્યો તોયે શું અને ન કર્યો તોયે શું? એ સિદ્ધિ એટલી દૂરની વાત છે કે અત્યારથી એનો વિચાર ન કરીએ તોયે ચાલે. પહેલાં વાસના દૂર કરો, પવિત્ર થાઓ, બળવાન થાઓ — પહેલાં કઠોર સાધનાનો લાંબો માર્ગ પૂરેપૂરો વટાવો ત્યાર પછી ભૂમાનો વિચાર થઈ રહેશે.

જે ઉદ્દેશ્ય છે તેને શરૂઆતથી જ સાધનાના માર્ગમાં થોડે-ઘણે અંશે પામના રહીએ તો આ લાંબા અરાજકતાના ગાળા દરમ્યાન સાધના જ સિદ્ધિનું સ્થાન પચાવી પડે, પવિત્રતા જ પ્રાપ્તિ લાગવા માંડે અને અનુષ્ઠાન જ દેવ બની જાય; ડગલે ને પગલે બધી જ બાબતમાં માણસને આ આપત્તિ ઘેરી વળે છે, એવું જોવામાં આવ્યું છે. રાતદિવસ વ્યાકરણ ભણી ભણીને માણસ કેવળ વૈયાકરણ બની જાય છે, વ્યાકરણ જે સાહિત્યને પહોંચવાનું સોપાન છે, તે સાહિત્યમાં તે પ્રવેશ જ કરતો નથી.

દૂધમાં આમલી નાખીને દૂધનું દહીં બનાવવાનો પ્રયત્ન કરીએ તો કદાચ ઘણી ઘણી મહેનત કર્યા છતાં તે દૂધ જામે નહિ એમ બને, પરંતુ જે દહીંમાં તેને પરિણત કરવા માગીએ છીએ તે દહીં પહેલેથી જ તેમાં ભેળવી દઈએ તો જોતજોતામાં દૂધ સહેલાઈથી દહીં બની જાય. તે જ પ્રમાણે આપણે જે વસ્તુ પરિણામે મેળવવા માગતા હોઈએ તેનો શરૂઆતથી જ જો સંબંધ જોડવામાં આવે તો કુદરતના સહજ નિયમ પ્રમાણે તે પરિણામ સધાઈ જાય.

આપણે જેને સાધના દ્વારા મેળવવા માગતા હોઈએ તેના હાથમાં આપણો હાથ શરૂઆતથી જ સોંપી દેવો જોઈશે, તે જ આપણને હાથ પકડીને પોતા તરફ લઈ જશે. એમ થતાં ચાલવું એ પણ આનંદરૂપ બની જશે અને પહોંચવું એ પણ આનંદરૂપ બની જશે. તો પછી અભાવમાંથી ભાવ પેદા થતો નથી, અસતમાંથી સત્ પેદા થતું થથી, એકદમ અપ્રાપ્તિમાંથી પ્રાપ્તિ થતી નથી — એ ઉપદેશને માનીને ચાલ્યા ગણાશું. જે આનંદરૂપે આપણા હાથમાં સદા પકડાવાના છે, તે જ કૃપારૂપે આપણને રોજ રોજ પકડીને લઈ જશે.

# ૮૫

# ઓમ્

૧૫મી ચૈત્ર, ૧૩૧૫

ૐ શબ્દનો અર્થ હા થાય છે. છે અને મળી ગયું એ વાતનો સ્વીકાર એમાં રહેલો છે. કાલે છાંદોગ્ય ઉપનિષદની ચર્ચા કરતાં કરતાં ૐ શબ્દના આ તાત્પર્યનો આપણને અણસાર મળ્યો હતો.

જ્યાં આપણો આત્મા 'હા'ને પામે છે ત્યાં ત્યાં તે ૐ કહે છે.

દેવો જ્યારે એ હાને શોધવા નીકળ્યા હતા ત્યારે તેમણે ક્યાં ક્યાં શોધી હતી અને આખરે ક્યાં મળી હતી? પહેલાં તેમણે ઇન્દ્રિયોને બારણે બારણે ટકોરા માર્યા. તેમણે ધાર્યું હતું કે આંખે જોવામાં હા મળી આવશે. પણ તેમણે જોયું કે આંખે જોવામાં સંપૂર્ણતા નથી — એ હા અને નામાં વિભક્ત થયેલું છે. એમાં પરિપૂર્ણ શુદ્ધતા નથી — એ સારું પણ જુએ છે, ખરાબ પણ જુએ છે; થોડું જુએ છે, થોડું નથી જોતી; એ જુએ છે પણ સાંભળતી નથી.

આવી રીતે તેમણે કાન, નાક, વાણી, મન બધે જ શોધ કરી, તો માલૂમ પડ્યું કે બધે જ ખંડતા છે, બધે જ દ્વન્દ્વ છે.

આખરે જ્યારે પ્રાણના પ્રાણમાં જઈને પહોંચ્યા ત્યારે આ શરીરમાં એક હા પામ્યા. કારણ એ પ્રાણ જ શરીરના બધા પ્રાણોને વ્યાપી રહેલો છે. એ પ્રાણમાં જ બધી ઇન્દ્રિયોની બધી શક્તિનું ઐક્ય સધાયેલું છે. એ મહા પ્રાણ છે ત્યાં સુધી જ આંખ જુએ છે, કાન પણ સાંભળે છે, નાક પણ સૂંઘે છે. એમાં એક હા અને બીજી ના છે એમ નથી એટલું જ નહિ, એમાં દર્શન શ્રવણ આઘ્રાણ બધું જ એક જગ્યાએ હા થઈને રહેલું છે. એટલે શરીરમાં એ જગ્યાએ આપણને ૐ મળ્યું. બસ, અંજલિ ભરાઈ ગઈ.

છાંદોગ્યમાં કહ્યું છે, મિથુનમાં અર્થાત્ જ્યાં બે મળે છે ત્યાં જ આ ૐ હોય છે. જ્યાં એક બાજુ ઋક્ અને બીજી બાજુ સામ, એક બાજુ વાક્ય અને બીજી બાજુ સૂર, એક બાજુ સત્ય અને બીજી બાજુ પ્રાણ ઐક્ય પામ્યાં છે ત્યાં જ આ પરિપૂર્ણતાનું સંગીત ૐ સંભળાય છે.

જેમાં કશું જ બાદ રહેતું નથી, જેમાં બધા જ ખંડો અખંડ રૂપ પામ્યા છે, બધા વિરોધ ટળી ગયા છે, તેને જ આપણો આત્મા અંજલિ જોડીને હા તરીકે સ્વીકારી લે છે. એ પહેલાં તે પોતાની પરિતૃપ્તિ સ્વીકારી શકતો નથી; તેને રોકાવું પડે છે, ઠગાવું પડે છે, તેને થાય છે કે ઇન્દ્રિયમાં જ હા છે, ધનમાં જ હા છે, મનમાં જ હા છે. આખરે એને ખબર પડે છે કે એ બધામાં જ પાપ છે, દ્વન્દ્વ છે, અને તેની સાથે 'ના' ભળેલી છે.

બધાં દ્વન્દ્વોના સમાધાનમાં ઉપનિષદે તે પરમ પરિપૂર્ણને જોયું છે એટલે સત્યની એક બાજુ ઉપર જ બધો ઝોક દઈ તેની બીજી બાજુને તદ્દન નિર્મૂળ કરી નાખવાનો પ્રયત્ન કર્યો નથી. એટલે ઉપનિષદમાં જેમ કહ્યું છે કે

> एतज्ज्ञेयं नित्यमेवात्मसंस्थं
> नातःपरं वेदितव्यं हि किंचित् ।

અર્થાત્

આત્મામાં જ જે સદા વાસ કરે છે તે જ જાણવા યોગ્ય છે, તેના પછી જાણવા જેવું બીજું કશું નથી.

તેમ વળી એમ પણ કહ્યું છે કે

> ते सर्वगं सर्वतः प्राप्य धीरा
> युक्तात्मानः सर्वमेवाविशन्ति ।

. તે ધીર પુરુષો યુક્તાત્મા બનીને સર્વવ્યાપીને સર્વ દિશાએથી પ્રાપ્ત કરીને સર્વત્ર પ્રવેશ કરે છે.

आत्मन्येवात्मानं पश्यति — નહિ, કેવળ આત્મામાં જ આત્માને જોવો એમ નહિ, પણ આત્માને સર્વત્ર જોવો.

આપણા ધ્યાનના મંત્રમાં એક છેડે છે ભૂર્ભુવઃ સ્વઃ, બીજે છેડે છે આપણી ધી, આપણી ચેતના. વચમાં એ બંનેને એકમાં બાંધતી તે વરણીય દેવતા છે જે એક તરફ ભૂર્ભુવઃ સ્વઃને પણ સર્જે છે અને બીજી તરફ આપણી ધી શક્તિને પ્રાણ પ્રેરે છે. તે કોઈને બાદ રાખતી નથી. એટલા માટે જ તે ૐ છે.

એટલા માટે જ ઉપનિષદમાં કહ્યું છે કે જેઓ અવિદ્યાને જ, સંસારને જ એકમાત્ર જાણે છે તેઓ અંધકારમાં પડે છે, વળી જેઓ વિદ્યાને, બ્રહ્મજ્ઞાનને, બિલકુલ અલગ પાડીને જાણે છે તેઓ ઘોરતર અંધકારમાં પડે છે. એક તરફ વિદ્યા અને એક તરફ અવિદ્યા, એક તરફ બ્રહ્મજ્ઞાન અને એક તરફ સંસાર, એ બેનું જ્યાં સમાધાન થયું છે ત્યાં જ આપણા આત્માની સ્થિતિ છે.

દૂર નિકટને વર્જે છે, અને નિકટ દૂરને વર્જે છે, ચાલવું થોભવાને વર્જે છે, અને થોભવું ચાલવાને વર્જે છે, અંતર બહારને વર્જે છે, અને બહાર અંતરને વર્જે છે. પરંતુ

> तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके
> तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ।

તે ચાલે છે છતાં ચાલતું નથી, તે દૂર છતાં પાસે છે, તે સર્વના અંતરમાં છતાં સર્વની બહાર પણ છે.

અર્થાત્ ચાલવું, ન ચાલવું, દૂર નિકટ, અંદર બહાર બધામાં બધા સાથે તે રહેલું છે, તેણે કોઈને છોડ્યું નથી હોતું, એટલે તે ૐ કહેવાય છે.

પૈસાની ઇચ્છા શા માટે થાય છે. પૈસાની મદદથી સારું ખાવા મળશે, સારું પહેરવા મળશે એ ખ્યાલ તેના મનમાં છે જ નહિ. કારણ, ખરું જોતાં પૈસાના લોભમાં તેણે સારું ખાવાપહેરવાનું છોડી દીધું છે. પૈસા મારફતે તે બીજું કોઈ સુખ ઇચ્છતો નથી, બીજાં બધાં સુખની તે અવજ્ઞા કરે છે, તે પૈસા જ ઇચ્છે છે.

આવી એક હેતુશૂન્ય ઇચ્છા મારવાડી છોકરાના મનમાં પ્રબળ બનીને રહેલી છે, તેનું કારણ એ ઇચ્છા તેની એકલાની નથી, બધાં મળીને તેની પાસે એવી ઇચ્છા કરાવે છે, કેમે કર્યે તેની ઇચ્છાને મંદ પડવા દેતા નથી.

કોઈ સમાજમાં જો કોઈ નિરર્થક આચરણનું વિશેષ ગૌરવ મનાતું હોય તો એવા અનેક માણસો જોવામાં આવશે જેઓ પોતાનાં સુખ-સગવડનો ત્યાગ કરીને તેમાં જ રોકાયેલા હોય. દસ જણા આવી આકાંક્ષા સેવે છે એ જ એની પાછળનું જોર છે, બીજું કોઈ તાત્પર્ય નથી.

જે દેશમાં ઘણા માણસો દેશને ખૂબ મોટી વસ્તુ માનતા હોય, ત્યાં બાળકો પણ દેશને માટે પ્રાણ આપવાને અધીરા બની જાય છે. બીજા દેશોમાં આ દેશપ્રેમની ઉપયોગિતા અને ઉપકારકતા વિશે ગમે એટલી ચર્ચા થતી હોય તોય દેશહિતની આકાંક્ષા સત્ય બનીને હૃદયમાં ઊઠતી નથી. કારણ, ત્યાં દશની ઇચ્છા પ્રત્યેકની ઇચ્છાને જન્મ આપતી હોતી નથી, તેનું પોષણ કરતી હોતી નથી.

વિશ્વપિતાની સાથે પુત્રરૂપે આપણો મેળાપ થાય, એ ચક્રવર્તી રાજા થવા કરતાં પણ મોટી ઇચ્છા છે. પરંતુ આવડી મોટી ઇચ્છાને પણ રાતદિવસ સત્યરૂપે જાગ્રત રાખવી મુશ્કેલ થઈ પડી છે, તેનું આ જ કારણ છે. મારી આસપાસના લોકો મારી અંદર એ ઇચ્છા કરતા નથી. એના કરતાં અત્યંત સામાન્ય, એટલું જ નહિ, અત્યંત અર્થહીન

ઇચ્છાને પણ તેઓએ મારા મનમાં સત્ય બનાવી દીધી છે અને તેને કેમે કરી ભુઝાવા દેતા નથી.

આ બાબતમાં મારે એકલાએ જ ઇચ્છા કરવી પડશે. એ એક મહાન ઇચ્છાને મારા પોતામાં જ મારી પોતાની જ શક્તિથી સાર્થક બનાવી રાખવી પડશે. દસ જણની જો એમાં મદદની આશા રાખીશ તો મારે હતાશ થવું પડશે.

એટલું જ નહિ, હજારો અને લાખો ક્ષુદ્ર અર્થોને, કૃત્રિમ અર્થોને જગતના લોકોએ રાતદિવસ મારી આગળ સત્ય બનાવી રાખ્યા છે. એ ઇચ્છાઓને નાનપણથી બિલકુલ મારે માટે સંસ્કારગત બનાવી દીધી છે. તેઓ સતત મારા મનને આકર્ષ્યા કરે છે, મારા પ્રયાસને ઝૂંટવી લે છે. હું બુદ્ધિથી જોકે સમજું છું કે એ ઇચ્છાઓ તુચ્છ અને નિરર્થક છે, તેમ છતાં દશાની ઇચ્છાને હું પાછી ઠેલી શકતો નથી.

દશાની ઇચ્છા ફક્ત બહારથી જ જો દબાણ કરતી હોત તો તો તેને ટાળી શકાય, પણ તે જ્યારે મારી જ ઇચ્છાનું રૂપ ધારણ કરીને મારે જ માથે બેસીને સુકાન પકડી લે છે, જ્યારે હું જાણી પણ શકતો નથી હોતો કે બહારથી તેને મારામાં સંચારિત કરવામાં આવી છે, ત્યારે તેની સાથે લડાઈ કરવાની ઇચ્છા પણ રહેતી નથી.

આવા મોટા એક સામટા વિરોધની સામે મારા એકલા મનની ઇચ્છાને જાગતી રાખવી એ મારી કઠિન સાધના થઈ પડી છે.

પરંતુ આશાની વાત એટલી કે નારાયણને જો સારથિ બનાવીએ તો અક્ષૌહિણી સેનાથી ડરવાની જરૂર નથી. લડાઈ એક દિવસમાં પૂરી થાય એમ નથી, પણ પૂરી થશે તો ખરી જ, અને મારી જીત થશે એમાં પણ સંદેહ નથી.

આ એકલા હાથની લડાઈનું એક મોટું સુખ એ છે કે એમાં કોઈ પણ રીતે પોલ ચલાવી લેવાય એમ છે જ નહિ. દશ જણ સાથે

-ભળી જઈને કોઈ કૃત્રિમ વસ્તુને ઊભી કરી દેવાશે એવી પણ આશંકા નથી. એમાં બિલકુલ સાચા થઈને ચાલવું પડે છે. એ બિલકુલ ખરાખરીના ખેલ છે.

ધન, વિદ્યા, ખ્યાતિ વગેરેનું એક આકર્ષણ એ છે કે એ બધાંને વિશે બધા જ ખેંચાખેંચ કરે છે. એટલે મને જે એમાંથી થોડું મળી જાય તો બીજા કરતાં મારી જીત થઈ ગણાય. એટલા માટે જ બધાં ઉપાર્જનોમાં આટઆટલાં ઈર્ષ્યા, ક્રોધ અને લોભ જોવાનાં મળે છે. એટલા માટે જ લોકો આટઆટલી છેતરપિંડી ચલાવે છે. જેની પાસે ઓછું ધન છે તે એવું દેખાડવાનો પ્રયત્ન કરે છે કે મારી પાસે ધન વધારે છે, જેની પાસે વિદ્યા ઓછી હોય છે તે બનતા પ્રયત્ને એ વાત છુપાવવાનો પ્રયત્ન કરે છે.

એ બધી વસ્તુઓ મારફતે માણસ માણસોમાં પ્રતિષ્ઠા મેળવવા ઇચ્છે છે. એથી વસ્તુ ઓછી હોય તો છેતરપિંડીથી તેની ખોટ પૂરવાની ઇચ્છા થાય છે. માણસને છેતરવા એ પણ તદ્દન અશક્ય નથી, એટલા માટે દુનિયામાં પુષ્કળ છેતરપિંડી, પુષ્કળ આડંબર ચાલે છે, એટલે અંદર જો થોડુંય ભેગું કર્યું હોય તો બહાર તેની ટાપટીપ અને દેખાડો વધારે હોય છે.

જે વસ્તુઓ દશ જણની ઝૂંટાઝૂંટની વસ્તુ હોય છે તેની બાબતમાં આ છેતરપિંડી અજાણતાં પોતાને ખબર ન પડે એ રીતે દાખલ થઈ જાય છે. ઠાઠ કાયમ રાખવાના પ્રયત્નમાં આપણે કંઈ દોષ માનતા નથી. એટલું જ નહિ, બહારની ટાપટીપ ઉપરથી આપણે અંદરની વસ્તુ મળી ગઈ છે, એમ કહીને પોતાની જાતને પણ છેતરીએ છીએ.

પણ મારી આકાંક્ષા ઈશ્વરમાં જ પ્રતિષ્ઠા મેળવવાની આકાંક્ષા હોય તો એમાં છેતરપિંડી ચલાવવાનો પ્રયત્ન કરીશું તો ઠેઠ મૂળમાં જ છેતરાવું પડશે. ગોવાળ લોકોના દૂધમાં પાણી ભેળવીને પોતાનો

ભારમોચનને સમુદ્ર કિનારે બધો બોજો ઉતારી નાખી આત્મસમર્પણમાં અવગાહન કરું, નિસ્તરંગ નીલ જલરાશિમાં શીતળ થાઉં, અને વરસના અવસાનને અંતરમાં પૂર્ણભાવે ગ્રહણ કરી સ્તબ્ધ થાઉં, શાંત થાઉં, પવિત્ર થાઉં.

## ૧૦૦

## અનંતની ઇચ્છા

૩૦ વૈશાખ, ૧૩૧૫

મારા શરીરમાં કેટલીક ઇચ્છાઓ રહેલી છે જેને મારું શરીર જ જાણે છે. કેમ કે મને ખાવાની ઇચ્છા થાય છે, નાવાની ઇચ્છા થાય છે, ઠંડીના વખતે ગરમ થવાની ઇચ્છા થાય છે.

પરંતુ આખા શરીરમાં એક ઇચ્છા રહેલી છે, જે મને ખબર ન પડે એ રીતે અગોચર રહેલી છે. એ છે સ્વાસ્થ્યની ઇચ્છા, જે મને ખબર આપ્યા વગર જ રોગમાં અને અરોગમાં સતત કામ કર્યા કરે છે. તે રોગ થયો હોય ત્યારે કેટકેટલી જાતના પ્રતિકારની આશ્ચર્યકારક વ્યવસ્થા કરતી હોય છે તેની આપણને ખબરે પડતી નથી, અને આરોગ્યને વખતે આખા શરીરમાં જાતજાતની ક્રિયાઓનો મેળ સાધવા માટે તે જે કૌશલ વાપરે છે તેનો કંઈ પાર નથી હોતો, તેની પણ આપણને તે ખબર પડવા દેતી નથી. એ સ્વાસ્થ્યની ઇચ્છા શરીરના મૂળમાં આપણી ચેતનાને ખબર ન પડે, એ રીતે રાતદિવસ ઊંઘમાં અને જાગ્રતાવસ્થામાં, અથાક રહેલી હોય છે.

શરીર સંબંધે જે જ્ઞાની હોય છે તે માણસ એ ઇચ્છાને પિછાને

છે. તે જાણે છે કે આપણી અંદર એક સ્વાસ્થ્ય તત્ત્વ રહેલું છે. શરીરની એ મૂળ અવ્યક્ત ઇચ્છાને જે જાણે છે તે શરીરની બધી વ્યક્ત ઇચ્છાઓને એને અનુગત બનાવી દે છે. વ્યક્ત ઇચ્છા જ્યારે મારે ખાવું છે, એમ કરીને હઠ લઈ બેસે છે ત્યારે તે તેને આ અવ્યક્ત સ્વાસ્થ્યની ઇચ્છાના શાસનથી નિયમિત કરવાનો પ્રયત્ન કરે છે. શરીરની બાબતમાં આ જ સાધના છે.

બીજા માણસોની સાથે મળીને આપણે જે સમાજશરીર નિર્માણ કરેલું છે, તેમાં પણ વ્યક્ત અને અવ્યક્ત ઇચ્છા રહેલી છે. સમાજમાંના દરેકની પોતાના સ્વાર્થ, સગવડ, સુખ અને સ્વતંત્રતા માટેની જે ઇચ્છા તે જ એની વ્યક્ત ઇચ્છા. બધા જ વધારે મેળવવા ઇચ્છે છે, બધા જ જીતવા ઇચ્છે છે, અને એટલું ઓછું દામ આપીને બને એટલું વધારે લેવું એવી સૌની ઇચ્છા હોય છે. એ ઇચ્છાની અથડામણને કારણે કેટલી છેતરપિંડી, કેટલાં યુદ્ધ, કેટલી પક્ષાપક્ષી ચાલે છે — તેનો કંઈ પાર નથી.

પરંતુ તેમાં હંમેશા એક અવ્યક્ત ઇચ્છા રહેલી જ હોય છે. જે સૌથી મોટા અનંત અખંડ અને એક છે એવા બ્રહ્મની સાથેના મિલનમાં જ પોતાની જાતને અનુભવવાની ઇચ્છા એમાં ગૂઢ રૂપે અને ધ્રુવરૂપે રહેલી છે. એ અવ્યક્ત ઇચ્છા જ તેની સૌથી મોટી હોય છે.

જે આ વાત જાણે છે તે જ આત્મવિત્. તે આત્માની બધી ઇચ્છાઓને એ ગૂઢ એક ઇચ્છાને અધીન બનાવે છે.

શરીરની જુદી જુદી ઇચ્છાઓ એકમાં એકત્વ પામે છે, અને તે છે સ્વાસ્થ્યની ઇચ્છા. એ ઊંડી ઇચ્છા શરીરની બધી વર્તમાન ઇચ્છાઓને વટાવી જઈને ભવિષ્યમાં ચાલી ગઈ છે. શરીરનું જે ભવિષ્ય અત્યારે મોજૂદ નથી તે ભવિષ્ય ઉપર પણ એનો અધિકાર છે.

સમાજશરીરમાં પણ જુદી જુદી ઇચ્છાઓ એક અંતરતમ ગોપન

ઇચ્છામાં એકત્વ પામે છે. એ પેલી મંગલની ઇચ્છા છે. તે ઇચ્છા પણ વર્તમાન સુખદુઃખની સીમા વટાવીને ભવિષ્યમાં ચાલી જાય છે.

આત્માની અંતરતમ ઇચ્છા દેશમાં કે કાળમાં ક્યાંય બંધાયેલી નથી. તેની જે ઇચ્છાઓ કેવળ આ પૃથ્વીમાં જ સાર્થક થઈ શકે એમ છે તે ઇચ્છાઓમાં જ તેની સમાપ્તિ નથી, અનંતની સાથે મળવાની આકાંક્ષા તેનાં જ્ઞાન, પ્રેમ અને કર્મને સતત આકર્ષ્યા કરે છે. તે જ્યાં પહોંચે છે ત્યાં જઈને તે અટકી શકતી નથી. સતત ત્યાંથી છોડાવીને આગળ લઈ જવાની ઇચ્છા તેની બધી જ ઇચ્છાઓની અંદર નિરંતર જાગ્રત રહેલી હોય છે.

શરીરમાં એ સ્વાસ્થ્યની શાંતિ, સમાજમાં મંગલ અને આત્મામાં અદ્વિતીયનો પ્રેમ ઇચ્છારૂપે રહેલાં હોય છે. એ ઇચ્છા અનંતની ઇચ્છા છે, બ્રહ્મની ઇચ્છા છે. તેમની એ ઇચ્છા સાથે આપણી સચેતન ઇચ્છાને જોડી દેવી એમાં જ આપણી મુક્તિ છે. એ ઇચ્છાની સાથે અમેળ એ જ આપણું બંધન છે, આપણું દુઃખ છે. બ્રહ્મની જે ઇચ્છા આપણી અંદર રહેલી છે તે આપણને દેશકાળની બહાર લઈ જવાની ઇચ્છા છે, વર્તમાનના કોઈ વિશેષ સ્વાર્થ કે સુખમાં પૂરી રાખવાની ઇચ્છા નથી. એ ઇચ્છા એ જ તેમનો પ્રેમ છે એટલે તે તેમના તરફ આપણને ખેંચે છે. એ અનંત પ્રેમ જે આપણી પોતાની અંદર જ રહેલો છે, તેની સાથે આપણા પોતાના પ્રેમને ભેળવી દઈ આપણા આનંદને બાધામુક્ત બનાવી દેવો એ જ આપણી સાધના છે. શું શરીરમાં કે શું સમાજમાં કે શું આત્મામાં, બધે જ આપણે બે ઇચ્છાઓના પ્રવાહ જોઈએ છીએ, એક આપણને ગોચર છે પણ સદા પરિવર્તનશીલ છે, બીજી આપણને અગોચર છે પણ ચિરંતન છે; એક કેવળ વર્તમાન પ્રત્યે જ આકર્ષાયેલી છે અને બીજી ભવિષ્ય પ્રત્યે આકર્ષણ કરનારી છે. એક કેવળ વ્યક્તિવિશેષમાં પુરાઈ રહેલી છે, બીજી નિખિલ વિશ્વ સાથે જોડાયેલી છે. એ બે ઇચ્છાઓની

ગતિનું નિરીક્ષણ કરો, તેનું તાત્પર્ય સમજો. એ જીવનમાં ભેગા મળવાનું જે એક તત્ત્વ વિરોધ દ્વારા પોતાને વ્યક્ત કરે છે તેને સમજી લઈને એ મિલનને માટે જ જિંદગીભર રોજ રોજ પોતાની જાતને તૈયાર કરો.

## ૧૦૧

## પ્રાપ્તિ અને અપ્રાપ્તિ

૪થી વૈશાખ, ૧૩૧૫

તે પ્રાપ્તિથી જ માણસનું મન આનંદ પામે છે જે પ્રાપ્તિની સાથે અપ્રાપ્તિ જોડાયેલી છે.

જે સુખ કેવળ માત્ર પ્રાપ્તિ દ્વારા જ આપણને ઉન્મત્ત બનાવી દેતું નથી — અનેક અપ્રાપ્તિની અંદર જેની સ્થિતિ હોઈને જેની સમતુલા બરાબર હોય છે — અને એ કારણે જ જેને આપણે ગંભીર સુખ કહીએ છીએ — અર્થાત્ જે સુખના બધા જ અંશો બિલકુલ સુસ્પષ્ટ સુવ્યક્ત નથી, જેનો અમુક અંશ નિગૂઢતામાં છુપાયેલો હોય છે, જે પ્રગટ અંશમાં જ પૂરેપૂરું ખુલાસ થઈ જતું નથી, તેને જ આપણે ઉચ્ચ કોટિનું સુખ કહીએ છીએ.

પેટ ભરીને આહાર કર્યા પછી આહાર કરવાનું સુખ સંપૂર્ણપણે પ્રાપ્ત કરી શકાય છે, દર્શનમાં, સ્પર્શનમાં, ઘ્રાણમાં, સ્વાદમાં બધી રીતે તેને સંપૂર્ણપણે પ્રાપ્ત કરી શકાય છે. તે સુખ પ્રત્યે લોભ ગમે એટલો હોય તોય માણસ તેને આનંદના વર્ગમાં મૂકતો નથી.

પરંતુ જે સૌંદર્યાનુભવને આપણે કેવળ ઇન્દ્રિયાનુભવ દ્વારા ખુટાડી નાખી શકતા નથી, જે વીણાના અનુરણનની પેઠે ચેતનામાં

સ્પંદિત થયા કરે છે, જે સમાપ્ત થતા જ નથી, તે આનંદને આપણે આહારના આનંદની સાથે એક વર્ગમાં ગણતા નથી. કેવળ પ્રાપ્તિ તેને અપમાનિત કરતી નથી, અપ્રાપ્તિ તેને ગૌરવ અર્પે છે.

આપણે જગતમાં પ્રાપ્તિ નામને યોગ્ય પ્રાપ્તિ તેને જ કહીએ છીએ જે પ્રાપ્તિમાં અનિર્વચનીયતા હોય છે. જે જ્ઞાન કેવળ એક માહિતીરૂપ હોય છે, તેની કિંમત બહુ ઓછી છે, કારણ, તે બહુ જ સંકુચિત જ્ઞાનમાં જ ખતમ થઈ જાય છે. પણ જે જ્ઞાન કેવળ હકીકત નથી હોતું, તત્ત્વરૂપ હોય છે, અર્થાત્ જે કેવળ એકાદ ઘટનામાં પૂરું થઈ જતું નથી, જે અસંખ્ય અતીત ઘટનાઓમાં પણ રહેલું હોય છે, જે અસંખ્ય ભાવી ઘટનાઓમાં પણ પોતાને પ્રગટ કરનાર છે, જે કોઈ એક વિશેષ ઘટનામાં પ્રગટ થયું હોવા છતાં અનંતમાં અવ્યક્તરૂપે વિરાજતું હોય છે, તે જ્ઞાનમાં જ આપણને આનંદ પડે છે; કેવળ છૂટક તુચ્છ માહિતીમાં તો તદ્દન જડબુદ્ધિના આળસુ માણસોને જ મજા પડે છે.

ક્ષણિક મજા અથવા ક્ષણિક પ્રયોજન માટે આપણે અનેક માણસોને મળીએ છીએ, અને તેટલામાં જ તેઓ આપણે માટે ખલાસ થઈ જાય છે. પરંતુ જે મારું પ્રિયજન હોય છે, તે કોઈ એક સમયની વાતચીતના આનંદમાં કે કોઈ એક સમયના પ્રયોજનમાં ખલાસ થઈ જતું નથી. તેની સાથે જે સમયે, જે વાતચીતમાં, જે કામમાં રોકાયેલો હોઉં છું તે સમયને, તે વાતચીતને, તે કામને વટી જઈને બહુ દૂર સુધી તે વિસ્તરેલું હોય છે. કોઈ એક વિશેષ દેશ, કાળ કે ઘટનામાં આપણે તેને ખલાસ કરી નાખ્યું છે એમ આપણે માની જ શકતા નથી, તે આપણે માટે પ્રાપ્ત છતાં અપ્રાપ્ત રહે છે, એ અપ્રાપ્તિ તેને આપણે માટે આટઆટલું આનંદમય બનાવી મૂકે છે.

આ ઉપરથી સમજાય છે કે આપણો આત્મા કેવળ પામવા જ

ઇચ્છે છે એમ નહિ, તે નપામવા પણ ઇચ્છે છે. એટલા માટે સંસારની બધી દસ્પરપસ્યઁ વસ્તુ વચ્ચે ઊભો રહીને તે કહે છે કે આખો વખત પામી પામીને હું થાકી ગયો છું, મને મળી ન હોય એવી વસ્તુ ક્યાં છે? એ ચિરકાળની અપ્રાપ્તિ જો મને મળે તો મને સંતોષ થાય.

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह
आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन ।

વાણી અને મન જેને પામ્યા વગર પાછાં આવે છે તે મારા અપ્રાપ્ય બ્રહ્મના આનંદને લીધે હું બધા ક્ષુદ્ર ભયોમાંથી બચી જવા પામું છું.

એટલા માટે જ ઉપનિષદમાં કહેલું છે કે अविज्ञातम् विजानताम् विज्ञातम् अविजानताम्, જે એમ કહે છે કે હું તેને જાણું છું, તે તેને જાણતો નથી અને જે એમ કહે છે કે હું તેને જાણતો નથી, તે તેને જાણે છે.

હું તેને જાણી શક્યો નથી એ જાણવાની જરૂર હોય છે. પંખી જે રીતે જાણે છે કે હું આકાશ પાર કરી શકતું નથી, તે રીતે જાણવું જોઈએ. પંખી આકાશને જાણે છે માટે જ તે જાણે છે કે આકાશને પાર કરી શકાતું નથી. પોતે આકાશને પાર કરી શકતું નથી એમ તે જાણે છે માટે તે આનંદ અનુભવે છે, એટલા માટે જ તે આકાશમાં ઊડ્યા કરે છે. એમાં કોઈ પ્રાપ્તિ નથી, સમાપ્તિ નથી, કોઈ પ્રયોજન નથી, છતાં ઊડવામાં જ તેને આનંદ આવે છે.

પંખી આકાશને જાણે છે, માટે જ તે જાણે છે કે હું આકાશને પૂરેપૂરું જાણી શકતું નથી. અને એમ જાણવાને લીધે નજાણવામાં જ તેને આનંદ આવે છે. બ્રહ્મને જાણવાની બાબતમાં પણ એ જ વાત લાગુ પડે છે. એટલે ઉપનિષદમાં કહ્યું છે કે नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च, મેં બ્રહ્મને સારી પેઠે જાણ્યું છે એમ પણ નથી, મેં બિલકુલ જાણ્યું નથી એમ પણ નથી.

કેટલાક લોકો એમ કહે છે કે અમારે બ્રહ્મને પૂરેપૂરું જાણવું છે, જેમ આ બધી વસ્તુઓને જાણીએ છીએ; નહિ તો જાણેલું ફોગટ છે.

હું કહું છું કે અમે એવું ઇચ્છતા નથી. જો એવું ઇચ્છતા હોત તો તો આ સંસાર જ અમારે માટે પૂરતો હતો. એમાં વસ્તુઓનો ક્યાં પાર છે? એ ઉપરાંત વળી વધારાની વસ્તુ જાણવાની શી જરૂર? માળામાંનું પંખી જે રીતે આકાશને ઇચ્છે છે તેમ અમે પણ એવું કંઈક ઇચ્છીએ છીએ જે પામી ન શકાય.

મને યાદ છે કે જે લોકો બ્રહ્મને ઇચ્છે છે તે લોકોની મશ્કરી કરવા માટે એક પંડિતે ઘણા સમય પહેલાં એક વાત કહી હતી — ગાંજાખોરની એક ટોળી રાત્રે ગાંજો પીવા ભેગી મળી હતી. ગાંજા ઉપર મૂકવાની કોલસાની ટીકડી સળગાવવાનો દેવતા હોલાઈ ગયો એટલે તે લોકો મુશ્કેલીમાં આવી પડ્યા હતા. એવામાં લાલ ચાંદો આકાશમાં ઊગતો હતો. એક જણ કહે, પેલો દીવો જુઓ, તેનાથી ટીકડી સળગાવી શકાશે. એમ કહીને ટીકડી લઈને બારી પાસે ઊભા રહી ચાંદા તરફ હાથ લાંબો કર્યો. પણ ટીકડી સળગી નહિ. એટલે બીજો એક જણ બોલ્યો, હટ્, ચાંદો કંઈ એટલો પાસે નથી! લાવ મને આપ. એમ કહીને તેણે જરા વધારે આગળ જઈને ટીકડી સામે ધરી. આ રીતે બધા જ ગાંજાખોરોની શક્તિ ખલાસ થઈ ગઈ. ટીકડી સળગી નહિ.

આ વાર્તાનો ભાવાર્થ એ છે કે, જે બ્રહ્મનો છેડો પામી શકાતો નથી તે બ્રહ્મની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ બાંધવા જવું આના જેવું જ વૃથા છે.

આ ઉપરથી માલુમ પડે છે કે, કેટલાક માણસોને મતે સાંસારિક પ્રાર્થના સિવાય આપણા મનમાં બીજી કોઈ પ્રાર્થના નથી. આપણે કેવળ પ્રયોજન સિદ્ધ કરવા જ માગીએ છીએ, ટીકડી સળગાવવા સાથે આપણને કામ છે.

એ વાત કેટલી ખોટી છે તે પેલા ચાંદાનો વિચાર કરીશું તો તરત સમજાશે. આપણે જે રીતે દીવાસળી ઇચ્છીએ છીએ તે રીતે ચાંદાને ઇચ્છતા નથી; ચાંદાને આપણે ચાંદા તરીકે જ ઇચ્છીએ છીએ, ચાંદો આપણા કોઈ પણ સંકુચિત પ્રયોજનથી પર છે માટે જ આપણે તેને ઇચ્છીએ છીએ. એ સદા અતૃપ્ત અસમાપ્ત પ્રાપ્તિની ઇચ્છા એ જ સૌથી મોટી ઇચ્છા છે. એટલા માટે જ પૂર્ણ ચંદ્ર આકાશમાં ઊગતાંવેંત નદીમાં, હોડીમાં, ઘાટ પર, ગામમાં, રસ્તે, શહેરની હવેલીઓમાં, ઝાડના માળામાં ચારે કોરથી ગીત ગાજી ઊઠે છે, કોઈની ચલમ સળગતી નથી એટલા ખાતર ક્યાંય કશું મનદુઃખ જોવામાં આવતું નથી.

બ્રહ્મ કંઈ વેતાલ નથી કે તેને વશ કરીને આપણે તેની પાસે આપણાં કામ કરાવી લઈએ. કેવળ કામ કઢાવી લેવું હોય તો જ પામવાની જરૂર પડે છે, આનંદની પ્રાપ્તિમાં બરાબર એથી ઊલટું હોય છે. તેમાં અપ્રાપ્તિ જ સૌથી મોટી વાત હોય છે. જે વસ્તુ આપણે મેળવીએ છીએ તેમાં જે આપણને સુખ મળે છે તે અહંકારનું સુખ હોય છે. મારા હાથમાં આવેલી વસ્તુ મારી નોકર છે, મારે અધીન છે, હું તેના કરતાં મોટો છું.

પરંતુ એ સુખ એ જ માણસનું સૌથી મોટું સુખ નથી. મારા કરતાં જે મોટો હોય તેની આગળ આત્મસમર્પણ કરવાનું સુખ એ જ આનંદ. મારાથી જે અતીત છે તેનો જ હું છું, એ જાણવામાં જ અભય છે, એનો અનુભવ કરવામાં જ આનંદ છે. જ્યાં ભૂમાનંદ છે ત્યાં હું કહું છું કે હવે હું નહિ પહોંચી શકું, હું સુકાન છોડી દઉં છું, હું આ ડૂબ્યો. મારો અહંકાર ગયો, ગઈ મારી શક્તિની ઉદ્ધતાઈ. આ ન પહોંચી વળવામાં, આ ન પામવામાં પોતાની જાતને બિલકુલ છોડી દેવી એનું જ નામ મુક્તિ.

માણસ કંઈ સમાપ્ત થઈ ગયેલો નથી, તે કંઈ પૂરેપૂરો થઈ

ગયેલો નથી, તે જેટલો થયો છે, તે તો બહુ ઓછો ભાગ છે, તેનો ન-થવાનો ભાગ જ અનન્ત છે. માણસ જ્યારે પોતાના એ થવારૂપી જીવના વર્તમાન પ્રયોજનને સિદ્ધ કરવા ઇચ્છે છે, ત્યારે પ્રયોજનની વસ્તુને પોતાના અભાવની સાથે પૂરેપૂરી ચારે કોરથી એક કરી દેવી પડે છે, તેનો વર્તમાન એકદમ પૂરેપૂરા વર્તમાનને જ ઇચ્છે છે. પણ તે કંઈ કેવળ વર્તમાન જ નથી, તે કંઈ કેવળ થવા-રૂપ જ નથી, તેના ન-થવારૂપી અનંતને જો કંઈજ ન મળે તો તેને આનંદ થતો નથી. પ્રાપ્તિની સાથે અનંત અપ્રાપ્તિ તેના તે અનંત ન-થવાને આશ્રય આપે છે, ખોરાક આપે છે. એટલા માટે જ માણસ આખો વખત કહે છે કે બહુ જોયું, બહુ સાંભળ્યું, બહુ સમજ્યો, પરંતુ મારી ન જોયેલી, ન સાંભળેલી, ન સમજેલી, વસ્તુ ક્યાં છે? જે અનાદિ છે માટે જ અનન્ત છે, જે થતું નથી માટે જ જતું નથી, જે મળતું નથી માટે જ ખોવાતું નથી, જેણે મારો કબજો લીધો છે માટે જ હું છું, તે અનન્તમાં પોતાનો અંત આણી દેવા માટે આત્મા ઝૂરી રહ્યો છે. એ અનન્તને શાન્ત કરવા ઇચ્છે એવો અત્યંત મૂરખ તે નથી, જે આશ્રય આપે છે તેને આશ્રય આપવા ઇચ્છે એવો તે છેક આત્મઘાતી નથી.

## ૧૦૨
## થવું

૬ઠ્ઠી વૈશાખ, ૧૩૧૫

મેળવવું એટલે જ અમુક અંશે મેળવવું. પ્રયોજનને માટે જેને મેળવીએ છીએ તેને પ્રયોજન પૂરતું જ મેળવીએ છીએ, તેથી વધુ મેળવતા નથી. અનાજ કેવળ ખાવા પૂરતું જ હોય છે, વસ્ત્ર કેવળ પહેરવા પૂરતાં જ હોય છે. ઘર કેવળ વાસ પૂરતું જ હોય છે. એ વસ્તુઓની

સાથેનો આપણો સંબંધ એ બધાં તુચ્છ પ્રયોજનોની હદમાં જ પુરાઈ રહે છે, તે હદને આપણે વટાવી શકતા નથી.

આવી રીતે વિશેષ પ્રયોજનની સંકુચિત પ્રાપ્તિને જ આપણે લાભ કહીએ છીએ. એટલે જ્યારે ઈશ્વરને મેળવવાની વાત નીકળે છે ત્યારે ભાષા અને ટેવને કારણે આપણા મનમાં એ રીતે મેળવવાનો જ ખ્યાલ આવે છે. જાણે તેને કોઈ વિશેષ સ્થાને વિશેષ કાળે મેળવવાનો છે, તેનું દર્શન કરવું એટલે કોઈ વિશેષ મૂર્તિમાં, કોઈ વિશેષ મંદિરમાં અથવા વિશેષ કલ્પનામાં તેને જોવો.

પણ મેળવવાનો અર્થ જો આપણે એવો કરતા હોઈએ તો તો ઈશ્વરને મેળવી શકાય જ નહિ. આપણે જે જે કંઈને મેળવ્યું એમ માનીએ છીએ તે વસ્તુ આપણો પરમેશ્વર નથી. તે તો આપણા મેળવવાની બિલકુલ બહાર છે. તે કંઈ આપણી માલમિલકત નથી.

ઈશ્વરની બાબતમાં આપણે થવાનું જ રહે છે, મેળવવાનું હોતું નથી. ઈશ્વરને આપણે મેળવીશું એમ નહિ, આપણે ઈશ્વરમાં હઈશું. મારા સમસ્ત દેહ, મન, હૃદયથી હું સતત બનતો રહીશ. છોડતાં છોડતાં, વધતાં વધતાં, મરતાં મરતાં, જીવતાં જીવતાં હું સતત થતો રહીશ. મેળવવું એટલે ફક્ત અમુક અંશ મેળવવો, થવું એટલે એકદમ સમગ્રપણે થવું. એ લાભ નથી, વિકાસ છે.

બીજુ લોકો કહેશે કે શું કહો છો! તું બ્રહ્મ થશે! આવું તું બોલી શી રીતે શકે છે?

હા, હું બ્રહ્મ જ થઈશ. એ સિવાય હું બીજું કશું ઉચ્ચારી શકું એમ નથી. હું સંકોચ વગર કહીશ કે મારે બ્રહ્મ થવું છે. પણ હું બ્રહ્મને મેળવીશ એવી મોટી બડાશ હું મારી શકું એમ નથી.

તો શું બ્રહ્મમાં અને મારામાં કંઈ તફાવત નથી? બહુ મોટો તફાવત છે. તે થઈ રહેલા છે, હું થાઉં છું. અમારી બે જણની

વચ્ચે એ લીલા ચાલ્યા કરે છે. જે થઈ રહેલું છે તેની સાથે જે થતું જાય છે તેના કાયમ મિલનમાં જ આનંદ છે.

નદી સતત કહ્યા કરે છે કે હું સમુદ્ર થઈશ. એ એની બડાશ નથી — એ વાત સાચી છે, એટલે એ એનો વિનય છે. એટલે તે સમુદ્રને મળીને ઉત્તરોત્તર સમુદ્ર બનતી જાય છે — તેનું સમુદ્ર બનવાનું પૂરું જ થતું નથી.

ખરું જોતાં આખરે સમુદ્ર બનતા રહેવા સિવાય તેની કોઈ ગતિ નથી. તેના બંને લાંબા કિનારા ઉપર કેટલાં બધાં ખેતરો છે, કેટલાં બધાં શહેરો છે, કેટલાં બધાં ગામો છે, કેટલાં બધાં વન છે, તેનો કંઈ પાર નથી. નદી તેઓને સંતોષી શકે છે, પોષી શકે છે, પણ તેમની સાથે ભળી જઈ શકતી નથી. એ બધાં શહેર, ગામ, વન સાથે તેને માત્ર આંશિક સંબંધ છે. નદી ગમે એટલું ઇચ્છે તોયે તે શહેર, ગામ કે વન થઈ જઈ શકવાની નથી.

એ કેવળ સમુદ્ર જ થઈ શકે એમ છે. એનાં થોડાં ચાલતાં પાણી અને પેલાં અપાર અચલ પાણી એક જ જાતનાં છે. એટલે પોતાના આખા કિનારાને વટાવીને જગતમાં તે કેવળ તે અપાર જળની સાથે જ એક થઈ શકે એમ છે.

તે સમુદ્ર બની શકે છે, પણ સમુદ્રને મેળવી શકતી નથી. સમુદ્રને લઈ આવીને પોતાના કોઈ ખાસ પ્રયોજન માટે તેને કોઈ ખાસ ગુહા-ગહ્વરમાં છુપાવી રાખી શકતી નથી. જો તે કોઈ નાના જળાશયને બનાવીને મૂઢની પેઠે કહે કે હા, સમુદ્રને મેં અહીં મારી મિલકત બનાવી રાખ્યો છે, તો આપણે તેને કહીશું કે એ તારી મિલકત હશે, પણ એ તારો સમુદ્ર નથી, તારી ચિરંતન જલધારા એ જળાશયને ઇચ્છતી નથી, તે તો સમુદ્રને જ ઇચ્છે છે. કારણ, તે સમુદ્ર થવા માગે છે, તે સમુદ્રને મેળવવા માગતી નથી.

આપણે ફક્ત બ્રહ્મ જ થઈ શકીએ છીએ, બીજું કશું થઈ શકતા નથી, બીજું કશું થવામાં આપણે સંપૂર્ણ થઈ શકતા નથી. બધાંને જ આપણે વટી જઈ શકીએ છીએ; કેવળ બ્રહ્મને વટી જઈ શકતા નથી. ત્યાં નાનું પણ મોટું થાય છે. પણ તેનું મોટા થવાનું પૂરું જ થતું નથી, એમાં જ એને આનંદ પડે છે.

આપણે એ આનંદની જ સાધના કરીશું. આપણે બ્રહ્મમાં ભળી જઈને રાતદિવસ કેવળ બ્રહ્મ થતા રહીશું. જ્યાં અડચણ આવશે ત્યાં કાં તો ભાંગીને અથવા ટાળીને આગળ ચાલ્યા જઈશું. અહંકાર, સ્વાર્થ અને જડતા જ્યાં નિષ્ફળ રેતીના ઢગ બનીને રસ્તો રોકીને ઊભાં રહેશે ત્યાં ક્ષણે ક્ષણે તેનો ક્ષય કરતા રહીશું.

સવારના પહોરમાં અહીં બેસીને જે થોડી ઉપાસના કરીએ છીએ એ દેશકાલબદ્ધ વસ્તુને આપણે સિદ્ધિ માની લઈ ભ્રમમાં ન પડવું જોઈએ. જરા રસ, જરા ભાવ, જરા ચિંતન એ બ્રહ્મ નથી. એ જરા જેટલી વસ્તુ પણ કોઈ વાર જામે છે તો કોઈ વાર જામતી નથી — એ વિશે બખડાટ કરશો નહિ. એ સમયને અને એ અનુષ્ઠાનને એક અભ્યસ્ત આરામની વસ્તુ બનાવી દઈ તેને જ પરમાર્થ માની લેશો નહિ. આખો દિવસ બધા વિચારમાં અને બધાં કાર્યોમાં એકદમ સંપૂર્ણ પોતાની જાતને બ્રહ્મની દિશામાં ચલાવો — ઊલટી દિશામાં પોતા તરફ નહિ, કેવળ તે ભૂમા તરફ, શ્રેય તરફ, અમૃત તરફ. સમુદ્રમાં નદી મળી જાય તેમ તેમાં મળી જાઓ — તો તમારી સત્તાનો પ્રવાહ સતત તન્મય બનતો રહેશે, સતત તમે બ્રહ્મ બનતા જશો. તો તમે તમારા સમસ્ત જીવન વડે, સમસ્ત અસ્તિત્વ વડે જાણી શકશો કે બ્રહ્મ જ તમારી પરમ ગતિ છે, પરમ સંપત છે, પરમ આશ્રય છે, પરમ આનંદ છે, કારણ, તેમાં જ તમારું પરમ હોવાપણું છે.

# ૧૦૩

# મુક્તિ

૭મી વૈશાખ, ૧૩૧૫

આ જે સવાર દરરોજ આપણી આગળ પ્રગટ થાય છે એમાં આપણને આનંદ ઓછો પડે છે. એ સવાર આપણી ટેવને કારણે જીર્ણ થઈ ગયું છે.

ટેવ આપણા પોતાના મનની તુચ્છતાને લીધે બધી મહાન વસ્તુઓને તુચ્છ બનાવી દે છે. તે પોતે બદ્ધ હોય છે એટલે બધી જ વસ્તુઓને બદ્ધ બનાવી દે છે.

આપણે જ્યારે પરદેશમાં ફરવા જઈએ છીએ ત્યારે કોઈ નવી પૃથ્વીને જોવા જતા નથી. આ જ ધરતી, આ જ પાણી, આ જ આકાશને આપણે ટેવથી મુક્ત કરીને જોવા જઈએ છીએ. એ આવરણને દૂર કરી આ પૃથ્વી ઉપર આંખ માંડતાં જ આ હમેશની પૃથ્વીમાં જ આપણે તે અકલ્પ્યને જોઈ શકીએ છીએ જે કદી પુરાતન થતા નથી. ત્યારે જ આપણને આનંદ થાય છે.

જે આપણને પ્રિય હોય છે, તેને ટેવ સહેજે વીંટી લઈ શકતી નથી. એટલા માટે જ પ્રિયજન હમેશાં આપણી આગળ અકલ્પ્યને, અનંતને પ્રગટ કરી શકે છે. તેને આપણે જોઈએ છીએ તે જોવા માત્રથી આપણું જોવાનું પૂરું થઈ જતું નથી — તે આપણા દર્શનશ્રવણ, આપણા સમસ્ત ઇન્દ્રિયબોધને વટાવીને બાકી રહે છે. એટલે જ તેનામાં આપણને આનંદ આવે છે.

એટલે ઉપનિષદમાં — आनन्दरूपं अमृतम् — ઈશ્વરના આનંદરૂપને અમૃત કહેલું છે. આપણી આગળ જે મરી જાય છે, જે ખલાસ થઈ જાય છે, તેમાં આપણને આનંદ આવતો નથી — જ્યાં આપણે

સીમામાં અસીમનાં દર્શન કરીએ છીએ, અમૃતનાં દર્શન કરીએ છીએ તેમાં જ આપણને આનંદ આવે છે.

એ અસીમ જ સત્ય છે — તેને જોવું એટલે જ સત્યને જોવું. જ્યાં તે ન જોવામાં આવે ત્યાં સમજવું કે આપણી પોતાની જડતા, મૂઢતા, ટેવ અને સંસ્કારને લીધે આપણે સત્યને રૂંધ્યું છે, અને એથી જ તેમાં આપણને આનંદ આવતો નથી.

વૈજ્ઞાનિક કહો, દાર્શનિક કહો, કે કવિ કહો એ લોકોનું કામ માણસની આ બધી મૂઢતા અને ટેવનું આવરણ દૂર કરી આ જગતમાં સત્યના અનન્તરૂપને બતાવવાનું, જે કંઈ જોઈએ છીએ તેને જ સત્ય રૂપે બતાવવાનું છે, નવું કશું તૈયાર કરવાનું નથી, કલ્પના કરવાનું નથી. એ સત્યને મુક્ત રૂપે બતાવવું એટલે જ માણસનો આનંદનો અધિકાર વધારી દેવો.

જેમ ઘર છોડીને કોઈ દૂર દેશ ચાલ્યા જવું એને અંધકારમુક્તિ કહેતા નથી, પણ ઘરનાં બારીબારણાં ખોલી નાખવાં એને જ અંધકારમોચન કહે છે, તેમ જગતસંસારનો ત્યાગ કરવો એ જ મુક્તિ નથી; પાપ સ્વાર્થ અહંકાર જડતા મૂઢતા અને સંસ્કારનાં બંધન તોડીને, જે જોઈએ છીએ તેને જ સત્ય રૂપે જોવું, જે કરીએ છીએ એને જ સત્ય રૂપે કરવું, જેમાં રહીએ છીએ તેમાં જ સત્ય રૂપે રહેવું એનું જ નામ મુક્તિ.

જો એ સાચું હોય કે, બ્રહ્મ કેવળ પોતાના અવ્યક્તરૂપમાં આનંદ પામે છે, તો તો તેમના તે *અવ્યક્તરૂપમાં વિલીન થયા વગર નિરાનન્દના* હાથમાંથી આપણો કોઈ પણ ઉપાયે છૂટકો થાત નહિ. પણ એમ નથી. પ્રકાશમાં જ તેમને આનંદ પડે છે. નહિ તો આ જગતને તેમણે શું કરવા પ્રગટ કર્યું? બહારથી કોઈ જબરા દબાણે જોર કરીને તેમની પાસે પ્રગટ કરાવ્યું છે? માયા નામના કોઈ એક પદાર્થે બ્રહ્મને એકદમ કબજે કરી લઈને પોતાને પ્રગટ કર્યો છે?

એમ તો હોઈ જ ન શકે. એટલે ઉપનિષદમાં કહ્યું છે કે आनन्दरूपम-मृतं यद्विभाति, આ જે પ્રકાશમાન જગત છે એ બીજું કશું જ નથી, બ્રહ્મનો મૃત્યુહીન આનંદ જ રૂપ ધારણ કરીને પ્રગટ થાય છે. આનંદ એ જ એનો પ્રકાશ છે, પ્રકાશમાં જ એનો આનંદ છે.

તેને જો પ્રકાશમાં જ આનંદ આવતો હોય તો મારે શું આનંદને માટે અપ્રકાશની શોધમાં જવું ? તેની જો ઇચ્છા એ જ પ્રકાશ હોય, તો મારી આ ક્ષુદ્ર ઇચ્છા વડે હું તેના તે પ્રકાશના હાથમાંથી શી રીતે છટકી શકવાનો હતો ?

તેના આનંદમાં સાથ આપ્યા વગર હું કદી આનંદ પામી શકવાનો નથી. એની સાથે જ્યાં જ્યાં મારો સાથ સંપૂર્ણ થશે ત્યાં ત્યાં મારી મુક્તિ થશે. ત્યાં ત્યાં મને આનંદ મળશે. વિશ્વમાં તેના પ્રકાશનો મુક્તપણે અનુભવ કરવાથી જ હું મુક્ત થઈશ — પોતાની અંદર તેના પ્રકાશને મુક્તપણે પ્રકાશતો કરવાથી જ હું મુક્ત થઈશ. ભવબંધન અર્થાત્ હોવાનું બંધન છેદવાથી મુક્તિ નથી મળતી — હોવાને જ બંધનરૂપ ન બનાવતાં મુક્તિરૂપ બનાવી દેવું એનું નામ મુક્તિ. કર્મનો ત્યાગ કરવો એ મુક્તિ નથી, કર્મને આનંદોદ્ભવ કર્મ બનાવી દેવું એનું નામ મુક્તિ છે. તેઓ જેમ આનંદને પ્રગટ કરે છે તેમ આનંદમાં જ પ્રકાશનો સ્વીકાર કરવો, તેઓ જેમ આનંદથી કર્મ કરે છે તેમ આનંદપૂર્વક જ કર્મનો સ્વીકાર કરવો, એનું જ નામ મુક્તિ. કશું જ છોડ્યા વગર બધાનો જ સત્યભાવે સ્વીકાર કરવો એ મુક્તિ.

જેને હું ટેવાઈ ગયો છું એવી આ હંમેશની પૃથ્વી મને જૂની લાગે છે, એનું આ પ્રભાત મને ફીકું લાગે છે, એ ક્યારે મારે મન પાછાં નવીન અને ઉજ્જ્વલ બની જશે ? જે દિવસે પ્રેમને લીધે મારી ચેતનામાં નવશક્તિ જાગી ઊઠશે. મને જેના ઉપર પ્રેમ છે તેની સાથે આજે ભેટો થશે એ યાદ આવતાં કાલે જે કંઈ શ્રીહીન હતું તે બધું જ આજે સુંદર બની જાય છે. પ્રેમને લીધે ચેતના જે પૂર્ણ શક્તિ પ્રાપ્ત-

કરે છે તે પૂર્ણતા દ્વારા જ તે સીમામાં અસીમને, રૂપમાં અરૂપને જોતા પામે છે, તેને બીજે ક્યાંય જવું પડતું નથી. એ ઊણપને લીધે જ અસીમ સત્ય તેની આગળ સીમામાં પુરાઈ રહેલું હતું.

વિશ્વ તેમનું આનન્દરૂપ છે, પરંતુ આપણે રૂપને જોઈએ છીએ આનંદને જોતા નથી, એટલે રૂપ સતત ડગલે ને પગલે આપણને આઘાત કરે છે, આનંદને જોવા જોઈશું કે તરત જ પછી કોઈ આપણને રોકી શકશે નહિ. એનું જ નામ મુક્તિ.

એ મુક્તિ વૈરાગ્યની મુક્તિ નથી, એ મુક્તિ પ્રેમની મુક્તિ છે. ત્યાગની મુક્તિ નથી, યોગની મુક્તિ છે. લયની મુક્તિ નથી, પ્રકાશની મુક્તિ છે.

## ૧૦૪

## મુક્તિનો માર્ગ

૭મી વૈશાખ, ૧૩૧૫

જે ભાષા આપણે જાણતા નથી તે ભાષાનું કાવ્ય જો સાંભળવામાં આવે છે તો તેના શબ્દો આખો વખત આપણા કાનને કઠયા કરે છે, તે ભાષા આપણને પીડાકર થઈ પડે છે.

ભાષાની સાથે જ્યારે પરિચય થાય છે ત્યાર પછી શબ્દો બાધારૂપ થઈ પડતા નથી. ત્યારે તેની અંદરનો ભાવ સમજતાંવેંત શબ્દ આનંદદાયક બની જાય છે, પછી આપણે તેને કાવ્ય તરીકે સમજી શકીએ છીએ, માણી શકીએ છીએ.

બાળક જ્યારે કોઈ દુર્બોધ ભાષાનું કાવ્ય સાંભળવાની પીડામાંથી મુક્તિ માગે ત્યારે કાવ્ય વાંચવાનું બંધ કરી તેને જે મુક્તિ આપવામાં આવે તે મુક્તિનું મૂલ્ય બહુ ઓછું હોય છે. પરંતુ એ વાચનને તેને માટે સાચું બનાવી દઈને તેને મૂઢતાની પીડામાંથી જે મુક્તિ આપવામાં આવે તે સાચી મુક્તિ, ચિરંતન મુક્તિ હોય છે.

તે જ પ્રમાણે જો આપણે પૃથ્વીમાં હોવા માત્રથી જ દુઃખ પામતા હોઈએ તો તેને આપણે ભવયંત્રણા કહીએ છીએ. જગત જો આપણને આનંદ ન આપતું હોય, તો વિશ્વકવિના એ વિરાટ કાવ્યને અર્થહીન અને અમૂલક વસ્તુ ગણી કાઢી એમાંથી છુટકારો મેળવવો એને જ આપણે કૃતાર્થતા કહીએ.

પરંતુ એ કાવ્યને આપણે પોતાની ઇચ્છા મુજબ ફાડી નાખીને કે બાળી નાખીને બિલકુલ એનું નામનિશાન મિટાવી દઈ શકીશું એમ માનવાને કંઈ કારણ નથી.

સમુદ્રને મિટાવી દઈને સમુદ્રને પાર જવાનો પ્રયત્ન કરવા કરતાં સમુદ્રને તરીને પાર જવું વધારે સહેલું છે. આજ સુધી કોઈ દેશના લોકોએ સમુદ્રને ઉલેચી નાખવાનો પ્રયત્ન કર્યો નથી, શક્તિ મુજબ હોડી વહાણ વગેરે બનાવ્યાં છે.

વિશ્વકાવ્યને નિરર્થક અપવાદ દઈ બાળીને એનો નાશ કરી નાખવાની તપસ્યામાં પડ્યા વગર વિશ્વકાવ્યના શ્રવણને સાર્થક બનાવી દેવું એ જ સાચી મુક્તિ છે.

આ વિશ્વપ્રકાશના રૂપમાં જ્યારે આપણે આનંદને જોઈશું, કેવળ રૂપને જ નહિ જોઈએ, ત્યારે રૂપ આપણને બાધારૂપ નહિ થઈ પડે. તે કેવળ માર્ગ છોડી દેશે એમ નહિ, આનંદ આપશે. ભાવ સમજતાંવેંત ભાષા કેવળ પીડાદાયક થતી મટી જાય છે એટલું જ નહિ, તે પોતાનું સૌંદર્ય ખોલીને આનંદમય બની જાય છે, ભાવ અને ભાષાનું

ઇન્દ્રિયાનુભવોમાં, વિચારમાં, ભાવમાં, કર્મમાં આપણો આનંદ અવ્યાહત બની જશે. પછી આપણે પરમાત્માની નજરે જગતને જોઈશું, આપણી નજરે નહિ. તે વખતે જગતનું સત્ય આપણી આગળ આનંદથી પરિપૂર્ણ બની જશે, મહાકવિનું ચિરંતન કાવ્ય આપણી આગળ સાર્થક બની જશે.

## ૧૦૫

## આશ્રમ

૭મી પોષ, પ્રાતઃકાળ, ૧૩૧૬ બં.

પ્રભાતના સૂર્યે જે ઉત્સવદિનની પદ્મપાંખડીઓને ચારે દિશામાં ખોલી દીધી છે તેના મર્મકોષમાં પ્રવેશ કરવાનું આજે આપણને આહ્વાન થયું છે. તેની સ્વર્ણરેણુની પાછળ જે મધુ સંચિત થયેલું છે, ત્યાંથી શું કોઈ સુગંધ આજે આપણા હૃદયમાં આવતી નથી? આ વિશ્વ-ઉપવનના રહસ્ય-નિકેતનની અંદર પ્રવેશ કરવાનો જેને સહજ અધિકાર છે, તે ચિત્તમધુકર શું આજે પણ હજી સુધી જાગ્યો નથી? કોઈ વાયુ દ્વારા હજી શું તેને ખબર મળી નથી? આજનો દિવસ તો એક ઘણા દિવસની જૂની ખબર લઈને નીકળ્યો છે અને તે સામેના અનેક દિવસો તરફ જઈ રહ્યો છે. એ દૂર દૂરના ભવિષ્યનો યાત્રી છે. આજે તેને પકડીને ઊભો રાખીને આપણે તેને પૂછવું પડશે, તેની પાસે જે કંઈ વાત છે તે કઢાવી લેવી પડશે. પૂરા દિલથી ન પૂછવામાં આવે તો તે કોઈને કશું કહેતો નથી, અને પછી આપણે એમ માની લઈએ છીએ કે આ ગીત, આ વાદ્યધ્વનિ, આ જનતાનો કોલાહલ, એમાં જ તેનું સર્વસ્વ સમાઈ જાય છે, એ સિવાય તેનો બીજો કોઈ સંદેશ નથી. પણ એ રીતે

એને જવા ન દેવાય, આજે આ બધા કોલાહલની વચમાં જે શાંતપણે રહેલો છે તે પથિકને પૂછો કે આજે આ શાનો ઉત્સવ છે?

દર વરસે વસંત ઋતુમાં આંબાના વનમાં ફળથી ભરેલી ડાળીઓમાં દક્ષિણનો પવન વહેતો હોય છે ત્યારે આંબાના વનમાં તેના વાર્ષિક ઉત્સવની ધામધૂમ મચી રહે છે. પરંતુ આ ઉત્સવનું ઉત્સવત્વ શામાં છે, શાને કારણે છે? તો કે, જે બીજમાંથી આંબાનું વૃક્ષ જન્મ્યું છે તે બીજ અમર થઈ ગયું છે એ શુભ સમાચાર આપવાને કારણે. વર્ષોવર્ષ ફળ બેસે છે, તે બધાં ફળોમાં એ એક જ પુરાતન બીજ રહેલું છે. એ કેમે કર્યું ખૂટી જતું નથી, તે સનાતન કાળને માર્ગે પોતાને બમણું ચારગણું, હજારગણું કરતું ચાલ્યું જાય છે.

શાંતિનિકેતનના સાંવત્સરિક ઉત્સવનું મર્મસ્થાન જો ઉઘાડીને જોઈએ તો માલૂમ પડે કે એમા પેલું જ બીજ અમર બનીને રહેલું છે, જે બીજમાંથી આ આશ્રમરૂપી મહાવૃક્ષ જન્મેલું છે.

એ બીજ એટલે પેલુ દીક્ષાગ્રહણનું બીજ. મહર્ષિની એ જીવનની દીક્ષા આ આશ્રમરૂપી મહાવૃક્ષમા આજે આપણે માટે ફળે છે, અને આપણા આગામી કાળના વંશજો માટે ફળતું જ રહેશે

ઘણા સમય પહેલાં કોઈ એક દિવસે મહર્ષિએ દીક્ષા લીધી હતી, એ વાતની કેટલાને ખબર હતી? જેમને ખબર પડી હતી, જેમણે એ જોયું હતું તેમણે માન્યું હતું કે આ એક ઘટના આજે બની, અને આજે જ એનો અંત આવી ગયો.

પરંતુ એ દીક્ષાગ્રહણની ઘટનાને તે દૂરના સમયની છઠ્ઠી પોષ પોતાના થોડા કલાકોમાં ખલાસ કરી શકી નહોતી. તે એક દિવસમાં એ ઘટના સમાઈ શકી નહોતી. તે દિવસે જેની ખબર કોઈને પડી નહોતી, અને ત્યાર પછી ઘણા સમય સુધી જેનો પરિચય જગતને થયો નહોતો, તે છઠ્ઠી પોષની દીક્ષાનો દિન આજે અમર બનીને વર્ષોવર્ષ ઉત્સવરૂપી ફળ પ્રસવે છે.

અંતર અને બાહ્ય મિલન પછી આપણને મુગ્ધ કરી દે છે. પછી એ ભાષા ઉપર કોઈ જો લગારે દસ્તક્ષેપ કરવા જાય છે તો તે આપણે માટે અસહ્ય થઈ પડે છે.

પણ આ જે અંદરનો આનંદ, એ બહારથી સમજાતો નથી, એને પોતાની અંદરથી જ સમજવો પડે છે. જે ભાષા આપણે જાણતા નથી હોતા તેને કેવળ બહારથી, ચોપડી ઉપર નજર ફેરવવાથી, કદી પ્રાપ્ત કરી શકાતી નથી. આંખ અને કાન ત્યાંથી પાછાં ફરે છે. પોતાની અંદરની શક્તિ વડે જ તેને સમજવી પડે છે. જ્યારે એક વાર અંદરની વાત સમજી લઈએ છીએ પછી બહારની કોઈ મુશ્કેલી રહેતી નથી. ત્યારે બહાર પણ આનંદ જ પ્રગટ થાય છે.

મારામાં જ્યારે આનંદનો આવિર્ભાવ થાય છે, ત્યારે બહારનું આનંદરૂપ આપોઆપ મારી આગળ અમૃતથી પૂર્ણ બનીને દેખા દે છે. એક પ્રાપ્તિ બીજી પ્રાપ્તિને ખેંચી લાવે છે. મરુભૂમિની રસહીન તપેલી હવા ઉપર થઈને કેટકેટલાં વાદળાં ચાલ્યાં જાય છે — શુષ્ક હવા તેની પાસેથી વરસાદ પડાવી લઈ શકતી નથી. જ્યાં હવામાં જ જલ હોય છે ત્યાં સજલ મેઘની સાથે તેનો યોગ થતાં વરસાદ વરસે છે.

મારામાં જો આનંદ ન હોય તો વિશ્વનો ચિરાનંદપ્રવાહ મારી ઉપર થઈને નિરર્થક બનીને ચાલ્યો જશે — હું તેમાંથી રસ નહિ મેળવી શકું.

મારામાં જ્ઞાનનો ઉદય થાય તો તે જ્ઞાનદૃષ્ટિને લીધે જ હું જાણવા પામું કે વિશ્વમાં ક્યાંય જ્ઞાનનો વ્યત્યય નથી, એને જ આપણે વિજ્ઞાન કહીએ છીએ જે મૂઢ છે, જેની જ્ઞાનદૃષ્ટિ ખૂલી નથી તે વિશ્વમાં પણ સર્વત્ર મૂઢતા જોવા પામે છે, વિશ્વ તેની આગળ ભૂતપ્રેત અને દૈત્ય-દાનવોને લીધે વિભીષિકારૂપ થઈ પડે છે.

આવું જ બધા વિષયમાં. મારામાં જો પ્રેમ ન જાગે, આનંદ ન હોય તો વિશ્વ મારે માટે કારાગારરૂપ બની જાય. એ કારાગારમાંથી

ભાગવાનો પ્રયત્ન મિથ્યા છે, પ્રેમ જગાડવો એ જ મુક્તિ છે. કોઈ વ્યાયામ કે કોઈ ચાલાકી વડે મુક્તિ મળવાની નથી.

વિજ્ઞાનની સાધના જેમ આપણા પ્રાકૃતિક જ્ઞાનનાં બંધન કાપી નાખે છે, તેમ મંગલની સાધના જ આપણાં પ્રેમનાં, આનંદનાં બંધન કાપી નાખે છે. એ મંગલ સાધના જ આપણા સંકુચિત પ્રેમને વિશાળ, તરંગી પ્રેમને જ્ઞાનસંમત બનાવી દે છે.

વિજ્ઞાનથી પ્રકૃતિમાં આપણું જ્ઞાન સંબંધિત થાય છે. તે વિચ્છિન્ન નથી હોતું, તે ભૂત વર્તમાન અને ભવિષ્યમાં, દૂર અને નજીકમાં સર્વત્ર ઐક્ય દ્વારા અનન્ત સાથે જોડાયેલું હોય છે. મંગલથી પણ પ્રેમ એ પ્રમાણે સર્વત્ર જોડાય છે. બધી સામયિકતા અને સ્થાનિકતાને અતિક્રમીને તે અનંતને મળે છે. તેની આગળ દૂર અને નજીકનો ભેદ ટળી જાય છે, પરિચિત અને અપરિચિતનો ભેદ મટી જાય છે. ત્યારે જ પ્રેમનું બંધન છૂટી જાય છે. એનું જ નામ મુક્તિ.

બુદ્ધદેવ શૂન્યને માનતા કે પૂર્ણને માનતા, એ ચર્ચામાં હું ઊતરવા માગતો નથી. પરંતુ તેમણે મંગલની સાધના દ્વારા પ્રેમને વિશ્વચરાચરમાં મુક્ત કરવાનો ઉપદેશ આપ્યો હતો. તેમની મુક્તિની સાધના એટલે સ્વાર્થત્યાગની, અહંકાર-ત્યાગની, ક્રોધત્યાગની સાધના, ક્ષમાની સાધના, દયાની સાધના, પ્રેમની સાધના. એવી રીતે પ્રેમ જ્યારે અહંના શાસનને અતિક્રમીને વિશ્વમાં અનંતમાં મુક્ત બની જાય છે, ત્યારે તેને ગમે તે નામ આપો, એ માત્ર ભાષાનું વૈચિત્ર્ય છે, પણ એ જ મુક્તિ. એ પ્રેમ જે કંઈ કે જે કોઈ જ્યાં પણ છે તેનો ત્યાગ કરતો નથી, બધાંને જ સત્યરૂપે અને પૂર્ણરૂપે અનુભવે છે. પોતાને પૂર્ણમાં સમર્પણ કરવામાં તે કોઈ બાધા માનતો નથી.

આત્મામાં પરમાત્માના અનંત પ્રેમનો, અનંત આનંદનો અનુભવ કરવાનો ઉપાય છે પાપશૂન્ય મંગલની સાધના. એ અનુભવ જેમ જેમ બંધનહીન અને સત્ય બનતો જશે તેમ તેમ વિશ્વસંસારમાં બધા

ઇન્દ્રિયાનુભવોમાં, વિચારમાં, ભાવમાં, કર્મમાં આપણો આનંદ અવ્યાહત બની જશે. પછી આપણે પરમાત્માની નજરે જગતને જોઈશું, આપણી નજરે નહિ. તે વખતે જગતનું સત્ય આપણી આગળ આનંદથી પરિપૂર્ણ બની જશે, મહાકવિનું ચિરંતન કાવ્ય આપણી આગળ સાર્થક બની જશે.

## ૧૦૫

### આશ્રમ

૭મી પોષ, પ્રાતઃકાળ, ૧૩૧૬

પ્રભાતના સૂર્યે જે ઉત્સવદિનની પદ્મપાંખડીઓને ચારે દિશામાં ખોલી દીધી છે તેના મર્મકોષમાં પ્રવેશ કરવાનું આજે આપણને આહ્વાન થયું છે. તેની સ્વર્ણરેણુની પાછળ જે મધુ સંચિત થયેલું છે, ત્યાંથી શું કોઈ સુગંધ આજે આપણા હૃદયમાં આવતી નથી? આ વિશ્વ-ઉપવનના રહસ્ય-નિકેતનની અંદર પ્રવેશ કરવાનો જેને સહજ અધિકાર છે, તે ચિત્તમધુકર શું આજે પણ હજી સુધી જાગ્યો નથી? કોઈ વાયુ દ્વારા હજી શું તેને ખબર મળી નથી? આજનો દિવસ તો એક ઘણા દિવસની જૂની ખબર લઈ ને નીકળ્યો છે અને તે સામેના અનેક દિવસો તરફ જઈ રહ્યો છે. એ દૂર દૂરના ભવિષ્યનો યાત્રી છે. આજે તેને પકડીને ઊભો રાખીને આપણે તેને પૂછવું પડશે, તેની પાસે જે કંઈ વાત છે તે કઢાવી લેવી પડશે. પૂરા દિલથી ન પૂછવામાં આવે તો તે કોઈને કશું કહેતો નથી, અને પછી આપણે એમ માની લઈએ છીએ કે આ ગીત, આ વાદ્યધ્વનિ, આ જનતાનો કોલાહલ, એમાં જ તેનું સર્વસ્વ સમાઈ જાય છે, એ સિવાય તેનો બીજો કોઈ સંદેશ નથી. પણ એ રીતે

એને જવા ન દેવાય, આજે આ બધા કોલાહલની વચમાં જે શાંતપણે રહેલો છે તે પથિકને પૂછો કે આજે આ શાનો ઉત્સવ છે?

દર વરસે વસંત ઋતુમાં આંબાના વનમાં ફળથી ભરેલી ડાળી-ઓમાં દક્ષિણનો પવન વહેતો હોય છે ત્યારે આંબાના વનમાં તેના વાર્ષિક ઉત્સવની ધામધૂમ મચી રહે છે. પરંતુ આ ઉત્સવનું ઉત્સવત્વ શામાં છે, શાને કારણે છે? તો કે, જે બીજમાંથી આંબાનું વૃક્ષ જન્મ્યું છે તે બીજ અમર થઈ ગયું છે એ શુભ સમાચાર આપવાને કારણે. વર્ષોવર્ષ ફળ એમે છે, તે બધાં ફળોમાં એ એક જ પુરાતન બીજ રહેલું છે. એ કેમે કર્યું ખૂટી જતું નથી, તે સનાતન કાળને માર્ગે પોતાને બમણું ચારગણું, હજારગણું કરતું ચાલ્યું જાય છે.

શાંતિનિકેતનના સાંવત્સરિક ઉત્સવનું મર્મસ્થાન જો ઉઘાડીને જોઈએ તો માલૂમ પડે કે એમાં પેલું જ બીજ અમર બનીને રહેલું છે, જે બીજમાંથી આ આશ્રમરૂપી મહાવૃક્ષ જન્મેલું છે.

એ બીજ એટલે પેલું દીક્ષાગ્રહણનું બીજ. મહર્ષિની એ જીવનની દીક્ષા આ આશ્રમરૂપી મહાવૃક્ષમાં આજે આપણે માટે ફળે છે, અને આપણા આગામી કાળના વંશજો માટે ફળતું જ રહેશે

ઘણા સમય પહેલાં કોઈ એક દિવસે મહર્ષિએ દીક્ષા લીધી હતી, એ વાતની કેટલાને ખબર હતી? જેમને ખબર પડી હતી, જેમણે એ જોયું હતું તેમણે માન્યું હતું કે આ એક ઘટના આજે બની, અને આજે જ એનો અંત આવી ગયો.

પરંતુ એ દીક્ષાગ્રહણની ઘટનાને તે દૂરના સમયની ૭મી પોષ પોતાના થોડા કલાકોમાં ખલાસ કરી શકી નહોતી. તે એક દિવસમાં એ ઘટના સમાઈ શકી નહોતી. તે દિવસે જેની ખબર કોઈને પડી નહોતી, અને ત્યાર પછી ઘણા સમય સુધી જેનો પરિચય જગતને થયો નહોતો, તે ૭મી પોષની દીક્ષાનો દિન આજે અમર બનીને વર્ષો-વર્ષ ઉત્સવરૂપી ફળ પ્રસવે છે.

આપણા જીવનમાં સેંકડો ઘટનાઓ બન્યે જાય છે, પણ અમરતા તે બધીને સ્પર્શતી નથી, ઘટનાઓ બને છે અને ભુલાઈ જાય છે, તેનો હિસાબ ક્યાંય રહેતો નથી.

પરંતુ મહાપ્રાણ આવીને જેના જીવનની કોઈ ક્ષણને ક્યારેક છૂપી રીતે સ્પર્શ કરી જાય છે, તેના ઉપર પોતાની અદશ્ય નિશાની કરી જાય છે, ત્યાર પછી તેને કોઈ ભલે ન જુએ કે ન જાણે, તેની ભલે અવજ્ઞા થતી રહે, તેને લોકો કચરો ગણીને વાળી કાઢે, તે દિવસના અને તે દિવસ પછીના ઘણા સમયના ઇતિહાસમાં તેનો કશો ઉલ્લેખ ન હોય, તેમ છતાં તે કાયમ રહેવાની. જગતનાં ઢગલાબંધ મૃત્યુ અને વિસ્મૃતિની વચમાંથી તે પોતાના અંકુરરૂપે ખૂબ સહેલાઈથી માથું ઊંચું કરવાની, નિત્યકાલનો તડકો અને નિત્યકાલનો પવન તેનું પાલન કરવાનો ભાર ઉપાડી લેવાના, અને સદાચંચલ સંસારની ભયંકર ધક્કાધક્કી પણ તેને પછી હઠાવી દઈ શકવાની નહિ.

મહર્ષિના જીવનની એક ઊભી પોપને તે પ્રાણસ્વરૂપ અમૃત પુરુષ એક દિવસ ચુપચુપ સ્પર્શ કરી ગયા છે, એટલે એના ઉપર હવે મૃત્યુનો અધિકાર રહ્યો નથી. તે દિવસ તેમના જીવનના બધા દિવસોમાં વ્યાપી જઈને કેવા રીતે પ્રગટ થયો છે, તે કોઈને અજાણ્યું નથી. ત્યાર પછી તેમના દીર્ઘ જીવનમાં પણ તે દિવસનો અંત આવ્યો નથી. આજે પણ તે હવે છે — તે માત્ર હવે છે એટલું જ નહિ, તેની પ્રાણ-શક્તિનો વિકાસ ઉત્તરોત્તર પ્રબળતર બનતો જાય છે.

દુનિયામાં આપણે મોટાભાગના લોકો ઢંકાઈને રહેલા છીએ, આપણામાં તે પ્રકાશ નથી, જે પ્રકાશને આવાહન કરીને ઋષિએ કહ્યું છે आविरावीर्म एधि — રે પ્રકાશ, તું મારામાં પ્રકાશિત થા. ઈશ્વરનો એ પ્રકાશ જેમના જીવનમાં પ્રગટ થયો છે, તેઓ પછી કંઈ પોતાના ઘરની દીવાલ વડે પોતાને ઢાંકી રાખી શકતા નથી, અને તેઓ પોતાના આયુમાત્રમાં જ પોતાને ખલાસ કરી નાખતા નથી. ચોનામાંથી તેમણે

સર્વદેશમાં અને નિત્યકાલમાં બહાર નીકળવું જ પડશે. એટલા માટે જ ઉપનિષદમાં કહ્યું છે:

यदैतम् अनुपश्यति आत्मानं देवं अंजसा
ईशानं भूतभव्यस्य न ततो विजुगुप्सते ।

જ્યારે આ દેવતાને આ પરમાત્માને આ ભૂતભવિષ્યના ઈશ્વરને કોઈ વ્યક્તિ સાક્ષાત્ જોવા પામે છે, ત્યારે તે પછી ગુપ્ત રહી શકતી નથી.

ઈશ્વરને જેણે સાક્ષાત્ જોયો છે, અર્થાત્ એકદમ પોતાના અંતરાત્મામાં જોયો છે, તેને પછી પડદો રહેતો નથી, દીવાલ રહેતી નથી, કોટ રહેતો નથી. તે સમસ્ત દેશનો બની જાય છે, સમસ્ત કાલનો બની જાય છે. તેની વાણીમાં અને આચરણમાં નિત્યતાનાં લક્ષણ આપોઆપ જ પ્રગટ થયા કરે છે.

એનું કારણ શું? એનું કારણ એ કે, તેણે આત્માન, બધા આત્માના આત્માને જોયો છે. જેઓએ તે આત્માને જોયો નથી હોતો તેઓ અહમ્‌ને જ મોટું માને છે. તેઓ બહારને દરવાજે જ અટકી ગયા છે. તેઓ કેવળ મારો આહાર, મારો પોશાક, મારી બુદ્ધિ, મારા મત, મારી ખ્યાતિ, મારું ધન — એને જ મહત્ત્વનું માને છે. આ જે અહંકાર, એ સત્ય નથી, નિત્ય નથી; એ પ્રકાશ વડે પોતાને પ્રકાશિત કરી શકતો નથી, એ આઘાત વડે પોતાને પ્રગટ કરવાનો પ્રયત્ન કરે છે.

પરંતુ જે માણસે આત્માને જોયો છે તે પછી અહમ્ ભણી નજર સુધ્ધાં કરતો નથી. તેના અહમ્‌ની બધી સામગ્રી બળીને ભસ્મ થઈ જાય છે. જે કોડિયામાં દીવાની જ્યોત પ્રગટી નથી તે જ પોતાના પુષ્કળ તેલ અને વાટના સંઘરાનો ગર્વ કરે છે. અને જેમાં એક વાર દીવો પ્રગટ્યો છે, તે કદી પોતાનાં તેલ ને વાટ ભણી પાછું ફરી જોતો હશે? તે એ દીવા પાછળ પોતાના બધા તેલને હોમી દે છે,

પણ તે એકદમ પ્રગટ થઈ જાય છે, તે પછી પોતાની જાતની પાછળ છૂપો રહી શકતો નથી.

न ततो विजुगुप्सते. શાથી? કારણ, તે अनुपश्यति आत्मानं देवम्. તેણે આત્માને જોયો છે, દેવને જોયો છે. દેવ શબ્દનો અર્થ દીપ્તિમાન એવો થાય છે. આત્મા દેવ છે, આત્મા દીપ્તિમાન છે, જ્યોતિર્મય છે. આત્મા સ્વતઃપ્રકાશિત છે. અહમ્ એ કેવળ કોડિયું છે, અને આત્મા એ દીવો છે. અહમ્-રૂપ કોડિયું જ્યારે એ દીપ્તિને, એ આત્માને પામે છે ત્યારે શું તે પછી અહંકારનો સંઘરો લઈને બેસી રહે છે? પછી તે પોતાના સર્વસ્વ વડે તે પ્રકાશને જ પ્રગટ કરે છે.

તેણે ईशानो भूतभव्यस्य, ભૂત અને ભવિષ્યના અધિપતિનાં દર્શન કર્યાં છે. એટલે તે એ બૃહત્ કાળના ક્ષેત્રમાં જ પોતાને અને સર્વ કાંઈને જોવા ઇચ્છે છે. તે કોઈ પણ સામયિક આસક્તિ વડે બંધાતો નથી, કોઈ પણ સામયિક ક્ષોભથી વિચલિત થતો નથી. એટલા માટે જ તેની વાણી અને તેનાં કાર્યો નિત્ય બની જાય છે. તે કાલે કાલે ઉત્તરોત્તર પ્રબળતર બનીને વ્યક્ત થતો રહે છે. કદાચ કોઈ એક સમયે કોઈ કારણે તે ઢંકાઈ જાય છે તોયે પોતાના આચ્છાદનને બાળી નાખી ફરીથી નવીન ઉજ્જ્વળતાથી તે ઝળકી ઊઠે છે.

મહર્ષિની ભ્રમી પોતાની દીક્ષા ઉપર આત્માની દીપ્તિ પડી હતી, તેના ઉપર ભૂત ભવિષ્યના જે ઈશાન તેમનો આવિર્ભાવ થયો હતો. એટલા માટે જ તો એ દીક્ષાએ અંદરખાનેથી તેમના જીવનને ધનિક ઘરના પથ્થર જેવા કઠણ આચ્છાદનમાંથી સર્વદેશ અને સર્વકાલ તરફ ખોલી નાખ્યું છે. અને તે ભ્રમી પોતે આ શાંતિનિકેતન આશ્રમનું સર્જન કર્યું છે, અને હજીયે રોજરોજ તેનું સર્જન કર્યા કરે છે.

તેઓ આજથી પચાસ વર્ષ પહેલાં જે દિવસે આ આશ્રમના સપ્તપર્ણ વૃક્ષની છાયામાં આવીને બેઠા હતા તે દિવસે તેમને ખબર નહોતી કે તેમના જીવનની સાધના અહીં કાયમ બનીને રહેશે. તેમણે

એમ માન્યું હતું કે નિર્જન ઉપાસના માટે પોતે એક બગીચો બનાવ્યો છે. પરંતુ न ततो विजुगुप्सते. જે જગ્યાએ મહાપુરુષ આવીને ઊભા રહે છે તે જગ્યાને નાની વાડ વડે પછી ઘેરી રાખી શકાતી નથી. ધનવાનના સંતાન હોવા છતાં તેઓ પોતાને જેમ કૌટુંબિક ધનમાન-સંભ્રમમાં સમાવી રાખી ન શક્યા, તેમને બધા આગળ બહાર નીકળવું પડ્યું, તે જ રીતે તેઓ આ શાંતિનિકેતનને પણ બગીચા તરીકે રાખી ન શક્યા. એ પણ તેમની મિલકતનું આવરણ ભેદી નાખીને બહાર નીકળી આવ્યું છે. એ પોતાની મેળે જ આશ્રમ બની ગયું છે. જે ઈશાનો ભૂતભવ્યસ્ય છે, તેના સ્પર્શથી બોલપુરના મેદાનનો આટલો ટુકડો ભૂત અને ભવિષ્યમાં વ્યાપ્ત બની ગયો છે.

આ આશ્રમમાં ભારતવર્ષના એક ભૂતકાળનો આવિર્ભાવ છે. એ છે પેલો તપોવનનો કાલ. જે કાલમાં ભારતવર્ષે તપોવનમાં શિક્ષણ મેળવ્યું છે, તપોવનમાં સાધના કરી છે, અને સંસારનાં કર્મો પતાવીને તપોવનમાં જીવિતેશ્વરના સાંનિધ્યમાં જીવનનો છેલ્લો નિશ્વાસ નિવેદિત કર્યો છે. જે કાલમાં ભારતવર્ષે જળ, સ્થળ અને આકાશની સાથે પોતાનો સંબંધ બાંધ્યો છે અને તરુલતા અને પશુપંખી સાથેનો પોતાનો વિચ્છેદ દૂર કરી દઈને — सर्वभूतेषु चात्मानं — આત્માનું સર્વ ભૂતોમાં દર્શન કર્યું છે.

કેવળ ભૂતકાળ જ નહિ, આ આશ્રમમાં એક ભવિષ્યકાળનો પણ આવિર્ભાવ છે. કારણ, સત્ય કોઈ ભૂતકાળની વસ્તુ હોઈ જ ન શકે. જે બિલકુલ થઈ ચૂક્યું હોય, જેમાં ભવિષ્યમાં હવે થવાનું કંઈ હોય જ નહિ, તે મિથ્યા છે, માયા છે. વિશ્વપ્રકૃતિની વચમાં ઊભા રહીને આત્મા સાથે ભૂમાનો સંબંધ જોડવો એ જ જો સાચી સાધના હોય, તો એ સાધનામાં આવીને ઊભા રહ્યા વગર કોઈ કાળની કોઈ પણ સમસ્યાનું સમાધાન થઈ શકવાનું નથી. એ સાધના વગર આપણે સત્યની સાથે મંગલને એકરૂપે જોઈ શકવાના નથી, મંગલની સાથે

સુંદરનો આપણે વિચ્છેદ કરી બેસીશું. એ સાધના વગર આપણે જગતમાં અનૈક્યને જ મહત્ત્વનું માની લઈશું અને સ્વાતંત્ર્યને—જુદાપણાને જ પરમ પદાર્થ સમજી લઈશું, પરસ્પરને ગૌણ બનાવી દઈને પ્રબળ બની બેસવા માટે સતત ધક્કાધક્કી કર્યા કરીશું. બધાને એક બનાવી દઈને જે શાન્તં શિવં અદ્વૈતં રૂપે વિરાજે છે તેનો સર્વત્ર અનુભવ કરવા માટે નહિ મળશે અવકાશ કે નહિ મળશે મનની શાંતિ.

એટલે સંસારના બધા આઘાત-પ્રત્યાઘાતો, ખેંચાખેંચ અને મારામારી સર્વસ્વ બની જઈને ઉગ્ર ન બની જાય એ ખાતર એક જગ્યાએ શાન્તં શિવં અદ્વૈત નો સૂર વિશુદ્ધપણે જાગ્રત રાખવાને તપોવનની જરૂર છે ત્યાં ક્ષણિકના વમળ નહિ હોય, નિત્યનો આવિર્ભાવ હશે: ત્યાં પરસ્પરનો વિચ્છેદ નહિ હોય, ત્યાં સૌ સાથેના સંબંધનો અનુભવ હશે. ત્યાંનો જ પ્રાર્થનામંત્ર છે, असतो मा सद्गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्योर्मामृतं गमय ।

એ તપોવન મહર્ષિના જીવનના પ્રતાપે અહીં આપોઆપ બની ગયું છે. અહીંના વિરાટ મેદાનમાં તપસ્યાનુ તેજ આપોઆપ જ વિસ્તાર પામ્યું છે. અહીંની તરુલતાઓમાં સાધનાની નિબિડતા આપમેળે જ સંચિત થઈ છે. ईशानो भूतभव्यस्य-એ અહીંના આકાશમાં પોતાનું એક મહાન આસન બિછાવ્યું છે. એ મહાન આવિર્ભાવ પ્રત્યેક આશ્રમવાસીની અંદર પ્રતિદિન કામ કરી રહ્યો છે. પ્રત્યેક દિવસ મેદાનને છેડેથી ઊઠી આવી તેમની આંખોને પ્રકાશના અભિષેકથી નિર્મળ બનાવી દે છે. આખો દિવસ જ આકાશ ખબર ન પડે એ રીતે તેમના અંતરમાં પ્રવેશ કરીને જીવનના બધા સંકોચોને બે હાથો વડે ધીરે ધીરે ફેલાવી દે છે. તેમના હૃદયની ગ્રંથિઓ ધીમે ધીમે છૂટતી જાય છે, તેમનાં સંસ્કારનાં આવરણ ધીમે ધીમે ક્ષય પામતાં જાય છે, તેમનું ધૈર્ય દૃઢતર, અને ક્ષમા ગભીરતર બનતાં જાય છે અને આનંદમય પરમાત્માની સાથે તેમના અવ્યવહિત ચેતનામય સંબંધના

માર્ગમાંની અડચણો એક દિવસ ક્ષય પામીને દૂર થઈ જશે એ શુભ-ક્ષણને માટે તેઓ હરરોજ પૂર્ણતર આશા સાથે પ્રતીક્ષા કરી રહ્યા છે. તેઓ દુઃખને, અપમાનને, આઘાતને ઉદાર શક્તિથી ઉઠાવી લેવાને માટે દિવસે દિવસે તૈયાર થાય છે અને જે જ્યોતિર્મય પરમાનંદની ધારા વિશ્વના બે કાંઠાને ઉભરાવી દઈને નિરંતર પ્રવાહે દિગ્દિગંતરોમાં ઝરી રહી છે તેની આગળ જીવનને નત કરીને ધરવાનું આહ્વાન તેઓ સાંભળી રહ્યા છે.

આ તપોવનમાં એક નિગૂઢ રહસ્યમય સૃષ્ટિનું કામ ચાલી રહ્યું છે, એ રહસ્ય આપણામાંથી કોણ જોઈ શકે છે! જે એક જીવને દેહનું આવરણ મિટાવી દઈને આજે પરમપ્રાણને ચરણે પોતાને સંપૂર્ણ સમર્પણ કરી દીધું છે, તે જીવનનો ભાષામુક્ત, સ્વરમુક્ત અતિ વિશુદ્ધ આનંદ અહીંના નિસ્તબ્ધ આકાશમાં નિર્મલ ભક્તિરસભર્યો એક પવિત્ર સંદેશ સતત ફેલાવ્યા કરે છે, સતત કહે છે : તે મારા પ્રાણનો આરામ, આત્માની શાન્તિ અને મનનો આનંદ છે. એ વાણીનો અંત નથી. એ આનંદનું કામ કદી પૂરું થાય એમ નથી.

જગતમાં એકમાત્ર આનંદ જ સર્જન કરે છે, બીજા કોઈમાં સર્જનની શક્તિ નથી. અહીંના આકાશ ભરી દેતા મુક્ત પ્રકાશમાં બેસીને આનંદની સાથે તેમનો જે આનંદ મળી ગયો હતો, તે આનંદ, તે આનંદસંમિલન કંઈ શૂન્યમાં વિલીન ન થઈ જઈ શકે. એ આનંદ જ આજે પણ સર્જન કરી રહ્યો છે, આ આશ્રમનું સર્જન કરી રહ્યો છે, અહીંનાં ઝાડપાન અને લીલોતરી ઉપર એક પ્રગાઢ શાંતિનો સુસ્નિગ્ધ લેપ પ્રતિદિન જાણે નિબિડભાવે લગાવી દે છે. અનેક દિવસોની અનેક આનંદક્ષણો અહીંના સૂર્યોદયને, સૂર્યાસ્તને અને મધ્યરાત્રિના નિસ્તબ્ધ નક્ષત્રલોકને દેવર્ષિ નારદની વીણાના તારની પેઠે અનિર્વચનીય ભક્તિના સૂરે આજે પણ ઝણઝણાવી મૂકે છે. એ આનંદસૃષ્ટિનું અમૃતમય રહસ્ય આપણે આશ્રમવાસીઓ શું રોજ-

અનુભવી નહિ શકીએ? એક દિવસ એક સાધક અકસ્માત્ ક્યાંથી ક્યાં જતાં આ છાયાહીન વિશાળ મેદાનમાં જોડિયાં સપ્તપર્ણ વૃક્ષ નીચે બેઠા, એ દિવસ અમર થઈ ગયો. એ દિવસ વિશ્વકર્માની સર્જનશક્તિમાં સદાને માટે અટકી ગયો. સૂના મેદાનના પટ ઉપર રંગ ઉપર રંગ અને પ્રાણ ઉપર પ્રાણ ખીલવવા લાગ્યો. જ્યાં કશું જ નહોતું, જ્યાં કેવળ વિભીષિકા જ હતી, ત્યાં એક પૂર્ણતાની મૂર્તિએ પહેલાં આભાસરૂપે દેખા દીધી અને ત્યાર પછી ક્રમે ક્રમે દિવસે દિવસે વરસે વરસે વધારે ને વધારે સ્પષ્ટ થવા લાગી. એ આશ્ચર્યકારક રહસ્ય, જીવનની નિગૂઢ ક્રિયા, આનંદની નિત્યલીલા, એને શું આપણે અહીંના શાલવનના મર્મરમાં, આમ્રવનની છાયામાં અનુભવી નહિ શકીએ? શરદની અપરિમેય શુભ્રતા જ્યારે અહીં પારિજાતનાં ફૂલના અજસ્ર વિકાસમાં પોતાને પ્રભાત પછી પ્રભાતે વ્યક્ત કરી કરીને ક્રમે કરી થાકતી નથી, ત્યારે તે અપર્યાપ્ત પુષ્પવૃષ્ટિમાં બીજી પણ એક અપૂર્વ શુભ્રતાનું અમૃતવર્ષણ નિઃશબ્દે આપણા જીવન ઉપર ઊતરતું નથી હોતું? આ પોષની શિયાળાની સવારે દિશાઓ ઉપરથી જ્યારે એક સૂક્ષ્મ શુભ્ર ધુમ્મસનું આવરણ હટી જાય છે, આમલકી કુંજની ફલભારપૂર્ણ કંપિત શાખાઓમાં ઉત્તર વાયુ મર્મરહિલ્લોળને પાંદડે પાંદડે નચાવતો હોય છે, અને આખો દિવસ શિયાળાનો તડકો અહીંના બાધાહીન વિસ્તરેલા મેદાનની સુદૂરતાને એક અનિર્વચનીય સંદેશ વડે વ્યાકુળ બનાવી દે છે, ત્યારે એમાંથી બીજી એક ગભીરતર આનંદ-સાધનાની સ્મૃતિ શું આપણા હૃદયમાં ફેલાઈ જતી નથી? એક પવિત્ર પ્રભાવ, એક અપૂર્વ સૌંદર્ય, એક પરમ પ્રેમ શું ઋતુએ ઋતુએ ફલપુષ્પપલ્લવના નવા નવા વિકાસ દ્વારા આપણા સમસ્ત અંતઃકરણમાં પોતાનો અધિકાર જમાવતાં નથી? જરૂર જમાવે છે. કારણ, અહીં જ એક દિવસ સૌથી મોટા રહસ્યનિકેતનનું એક બારણું ખૂલી ગયું હતું. અહીં ઝાડ તળે પ્રેમની સાથે પ્રેમનું મિલન થયું છે, બે આનંદ એક થયા છે. જેવા — एषः अस्य परम आनन्दः, જે

આ એનો પરમ આનન્દ છે તે આ અને એ કેટલાય દિવસ અહીં મળ્યા છે — કે તરત જ કેટકેટલી ઉષાના પ્રકાશમાં, કેટકેટલી સંધ્યાએ, કેટકેટલી મધ્યરાત્રિના શાંત પ્રહરોમાં — પ્રેમની સાથે પ્રેમ અને આનંદની સાથે આનંદ મળ્યા છે! તે દિવસે જે બારણું ખૂલ્યું હતું તે બારણા સામે આવીને આપણે ઊભા છીએ. શું આપણે કંઈ જ સાંભળી નહિ શકીએ? આપણે કોઈને જ જોવા નહિ પામીએ? તે ખુલ્લા બારણા સામે આપણા ઉત્સવનો મેળો ભરાયો છે, અંદરથી શું એકાદ આનંદગીત બહાર આવીને આપણા આ આખા દિવસના કોલાહલને અમૃતથી સીંચી નહિ દે? ના, એમ તો કદી બને જ નહિ. વિમુખ ચિત્ત પણ પાછું ફરશે, પાષાણહૃદય પણ પીગળશે, શુષ્ક શાખાએ પણ ફૂલ ફૂટશે. હે શાંતિનિકેતનના અધિદેવતા, જગતમાં જ્યાં જ્યાં માનવ ચિત્તે અબાધ પરિપૂર્ણ પ્રેમ દ્વારા તને સ્પર્શ કર્યો છે ત્યાં ત્યાં અમૃતવર્ષણથી એક આશ્ચર્યજનક શક્તિ જન્મી છે. તે શક્તિ કેમે કરી મરતી નથી, તે શક્તિ ચારે બાજુનાં ઝાડપાનને પણ વીંટી વળે છે, આસપાસની હવાને પણ ભરી દે છે. પરંતુ તારી આ એક આશ્ચર્યકારક લીલા છે, કે શક્તિને તું અમારી આગળ પ્રત્યક્ષ રહેવા દેવા ઇચ્છતો નથી. તારી પૃથ્વીએ અમને એક પ્રચંડ આકર્ષણથી ખેંચી રાખ્યા છે, પરંતુ તેનાં દોરડાં-દોરડી કશું જ નજરે પડતું નથી. તારી હવાએ અમારા ઉપર જે ભાર લાદેલો છે તે કંઈ કમ નથી, પણ હવે હવાને અમે ભારી માનતા જ નથી. તારો સૂર્યપ્રકાશ જુદી જુદી રીતે અમારા ઉપર જે શક્તિ વાપરે છે, તેનો જો હિસાબ કરવામાં આવે, તો તેનું પ્રમાણ જોઈને અમે સ્તંભિત થઈ જઈએ, પરંતુ અમે તેને પ્રકાશ તરીકે જ ઓળખીએ છીએ, શક્તિ તરીકે ઓળખતા નથી. તારી શક્તિ ઉપર તેં એવો એક હુકમ ફરમાવેલો છે કે તેણે છુપાઈ, સંતાઈને અમારું કામ કરવું અને એવો દેખાવ કરવો જાણે તે રમત કરે છે.

પરંતુ તારી એ આધિભૌતિક શક્તિ, જે પ્રકાશ બનીને અમારી

સામે જાતજાતના રંગનાં ચિત્રો ચીતરે છે, જે વાયુ બનીને અમારા કાનમાં નાનાવિધ સૂરે ગીત ગાય છે, જે 'હું પાણી છું' એમ કહીને અમને સ્નાન કરાવે છે, જે 'હું સ્થળ છું' એમ કહીને અમને ખોળામાં ધરી રાખે છે — એ શક્તિની સાથે જ્યારે અમારા જ્ઞાનનો યોગ સધાય છે, જ્યારે તેને અમે શક્તિ તરીકે જ જાણવા પામીએ છીએ — ત્યારે તેની ક્રિયાને અમે અનેકગણી વધારે અનેકગણા વૈવિધ્યપૂર્વક પામીએ છીએ. ત્યારે તારી જે શક્તિ અમારી આગળ પોતાની જાતને પૂરેપૂરી ગુપ્ત રાખીને કામ કરતી હતી તે પછી ન હતો વિલુપ્યતે. પછી વરાળની શક્તિ અમને દૂર દૂર ઉપાડી લઈ જાય છે, વીજળીની શક્તિ અમારાં મુશ્કેલ કામો કરી આપે છે, તે જ પ્રમાણે તારી અધ્યાત્મશક્તિ આનંદના ઝરણામાંથી ઊભરાઈને આ આશ્રમમાં પોતાની મેળે જ નિઃશબ્દે કામ કર્યે જાય છે, — દિન પ્રતિદિન, ધીરે ધીરે, ઊંડે ઊંડે, ગુપ્તપણે. પરંતુ સચેતન સાધના વડે જે ક્ષણે અમારા જ્ઞાનની સાથે તેનો સંબંધ સધાય છે તે જ ક્ષણથી તે શક્તિની ક્રિયા અમારા જીવનમાં જોતજોતામાં વ્યાપક અને વૈવિધ્યમય બની જાય છે. ત્યાર પછી તે એકલી કામ નથી કરતી, અમે પણ તેને કામે લગાડીએ છીએ. પછી તે અને અમે મળીને એક આશ્ચર્યમય વસ્તુ બની જાય છે. પછી જેને માત્ર આંખે જોતા, કાને સાંભળતા, તેનું અનંત આનંદસ્વરૂપ અંતર અને બહારના મિલનથી એકદમ પ્રત્યક્ષ બની જાય છે — પછી તે ન હતો વિલુપ્યતે. એ કંઈ કેવળ વસ્તુ નથી, કેવળ ધ્વનિ નથી, એ જ આનંદ છે, એ જ આનંદ છે.

જ્ઞાનના યોગથી અમે જગતમાં તારું શક્તિસ્વરૂપ જોવા પામીએ છીએ, અધ્યાત્મયોગથી જગતમાં તારું આનંદરૂપ જોવા પામીએ છીએ. તારા સાધકના આ આશ્રમનું પણ એક આનંદરૂપ છે તે જોવા મળે તો અમારો આશ્રમવાસ સાર્થક થાય. પણ તે કંઈ અચેતનભાવે જોવા નહિ મળે, મોં ફેરવી બેસી રહીએ તો જોવા નહિ મળે. હે યોગી,

નું અમારી તરફથી પણ યોગની ઇચ્છા રાખે છે — જ્ઞાનનો યોગ, પ્રેમનો યોગ, કર્મનો યોગ. અમે શક્તિ દ્વારા જ તારી શક્તિને પામીએ ભિક્ષા દ્વારા નહિ, એવો તારો અભિપ્રાય છે. તારા જગતમાં જે ભિખારીવેડા કરે છે, તે સૌથી વધારે વંચિત રહે છે. જે સાધક આત્માની શક્તિને જાગ્રત કરીને आत्मानं परिपश्यति, न ततो विजुगुप्सते। તે એવો તો પરિપૂર્ણ બની જાય છે કે તે પોતાને પછી ગુપ્ત રાખી શકતો નથી. આજે ઉત્સવને દિવસે તારી પાસેથી એ શક્તિની દીક્ષા અમે લઈશું. અમે આજ જાગ્રત થઈશું, ચિત્તને સચેતન બનાવીશું, હૃદયને નિર્મળ બનાવીશું, અમે આજે યથાર્થ ભાવે આ આશ્રમમાં પ્રવેશ કરીશું. અમે આ આશ્રમને ગભીર ભાવે, બૃહદ્ ભાવે, સત્ય ભાવે, ભૂત અને ભવિષ્ય સાથે એને જોડી દઈને જોઈશું. જે સાધકે અહીં તપસ્યા કરેલી છે તેમની આનંદમગ્ન વાણી અહીં સર્વત્ર ફેલાયેલી છે તેને અમે અંતરમાં અનુભવીશું — અને તેમની એ જીવનપૂર્ણ વાણી દ્વારા ઊંચકાઈને અહીંની છાયામાં અને પ્રકાશમાં, આકાશમાં અને મેદાનમાં, કર્મમાં અને વિશ્રામમાં, અમારું જીવન તારા અવિચળ આશ્રયમાં, નિબિડ પ્રેમમાં, નિરતિશય આનંદમાં જઈ પહોંચશે, અને ચંદ્ર સૂર્ય અગ્નિ વાયુ તરુલતા પશુપક્ષી કીટપતંગ બધાંમાં તારી ગભીર શાંતિ, ઉદાર મંગલ અને પ્રગાઢ અદ્વૈતરસનો અનુભવ કરીને શક્તિથી અને ભક્તિથી ચારે બાજુએથી પરિપૂર્ણ બનતા રહીશું.

## ૧૦૬

## તપોવન

આધુનિક સભ્યતાલક્ષ્મી જે પદ્મ ઉપર વાસ કરે છે તે ઈંટ અને લાકડાનું બનાવેલું છે, તે શહેર છે. ઉન્નતિનો સૂર્ય જેમ જેમ મધ્યાકાશમાં ચડતો જાય છે, તેમ તેમ તેની પાંદડીઓ એકે એકે ખીલી ખીલીને ચારે કોર ફેલાતી જાય છે. ઇંટ-ચૂનાની વિજયયાત્રાને વસુંધરા ક્યાંય થંભાવી રાખી શકતી નથી.

એ શહેરમાં જ માણસ વિદ્યા શીખે છે, વિદ્યાને કામે લગાડે છે, ધન કમાય છે, ધન ખર્ચે છે, પોતાને નાનાવિધ રીતે શક્તિથી અને સંપદથી પૂર્ણ બનાવે છે. આ સભ્યતામાં જે કંઈ સૌથી શ્રેષ્ઠ પદાર્થ છે તે શહેરની સામગ્રી છે.

ખરું જોતાં આથી ભિન્ન કલ્પના કરવી મુશ્કેલ છે. જ્યાં અનેક માણસો ભેગાં થતાં હોય ત્યાં જાતજાતની બુદ્ધિના સંઘાતથી ચિત્ત જાગ્રત બની જાય છે અને ચારે બાજુએથી ધક્કા ખાઈને દરેકને ગતિશક્તિ પ્રાપ્ત થાય છે. એ રીતે ચિત્તસમુદ્રનું મંથન ચાલુ રહે તો માણસમાં નિગૂઢ રહેલા સારપદાર્થો આપોઆપ જ ઉપર તરી આવે છે.

ત્યાર પછી માણસની શક્તિ જ્યારે જાગ્રત થાય છે ત્યારે તે સ્વાભાવિક રીતે જ એવું ક્ષેત્ર માગે છે જ્યાં તે પોતાને ફળાઉ રીતે કામે લગાડી શકે. એવું ક્ષેત્ર ત્યાં છે જ્યાં અનેક માણસોના અનેક પ્રકારના ઉદ્યમ નાનાવિધ રચનાકાર્યમાં સર્વદા પ્રયત્નશીલ હોય. એ ક્ષેત્ર એટલે જ શહેર.

શરૂઆતમાં માણસ જ્યારે ખૂબ ભીડ કરીને એક જગ્યાએ શહેર બાંધીને બેસે છે, ત્યારે તે સભ્યતાના આકર્ષણથી નથી કરતો

હોતો. મોટે ભાગે શત્રુઓના આક્રમણથી પોતાનું રક્ષણ કરવા માટે કોઈ સુરક્ષિત સગવડભર્યા સ્થાને એકત્ર થઈને રહેવાની જરૂર માણસને લાગે છે. પરંતુ ગમે તે કારણે હો, ઘણા માણસોને એકત્ર થવાનું બહાનું અન્યું એટલે ત્યાં જુદા જુદા માણસોની જરૂરિયાત અને બુદ્ધિ એક કલેવરબદ્ધ આકાર ધારણ કરે છે, અને ત્યાં જ સભ્યતાની અભિવ્યક્તિ આપોઆપ થતી રહે છે.

પરંતુ ભારતવર્ષમાં આ એક આશ્ચર્યજનક ઘટના જોવાની મળે છે કે અહીંની સભ્યતાનું મૂળ ઝરણું શહેરમાં નથી, વનમાં છે. ભારતવર્ષનો સૌથી પહેલો આશ્ચર્યમય વિકાસ જ્યાં જોવા મળે છે ત્યાં માણસો એકબીજા સાથે અસંત અડોઅડ વસવાને કારણે એક પિંડારૂપ બની ગયાં નહોતાં. ત્યાં ઝાડપાન, નદીસરોવર વગેરે પણ માણસની સાથે હળીમળીને રહેવાનો પૂરતો અવકાશ પામ્યાં હતાં. ત્યાં માણસો પણ હતાં, ખાલી જગ્યા પણ હતી, ધક્કામુક્કી નહોતી. એમ છતાં એ ખાલી જગ્યાએ ભારતવર્ષના ચિત્તને જડ જેવું બનાવી દીધું નહોતું; બલ્કે તેની ચેતનાને વધારે ઉજ્જ્વલ બનાવી હતી. આવું દુનિયામાં બીજે ક્યાંય બન્યું હોય એમ જોવામાં આવતું નથી.

આપણે એવું જ જોતા આવ્યા છીએ કે જે માણસો પરિસ્થિતિવશાત્ વનમાં ગોંધાઈ જાય છે, તેઓ જંગલી થઈ જાય છે. કાં તો વાઘના જેવા હિંસક બની જાય છે, નહિ તો તેઓ હરણના જેવા નિર્બોધ બની જાય છે.

પણ પ્રાચીન ભારતવર્ષમાં આપણે જોઈએ છીએ કે અરણ્યની નિર્જનતાએ માણસની બુદ્ધિને જડ બનાવી દીધી નહોતી, બલ્કે એવી એક પ્રકારની શક્તિ આપી હતી કે તે અરણ્યવાસમાંથી પ્રગટેલી સભ્યતાની ધારાએ સમસ્ત ભારતવર્ષને અભિષિક્ત કરી દીધો છે અને આજ સુધી તેનો પ્રવાહ બંધ થયો નથી.

આ રીતે આરણ્યકોની સાધનામાંથી ભારતવર્ષને સભ્યતાની જે પ્રીતિ ( energy ) મળી હતી તે બહારના સંઘાતમાંથી જન્મી નહોતી, નાનાવિધ જરૂરિયાતોની હરીફાઈમાંથી પ્રગટી નહોતી, એટલા માટે તે શક્તિ પ્રધાનપણે બહિરભિમુખી બની નથી. તેણે ધ્યાન વડે વિશ્વના ઊંડાણમાં પ્રવેશ કર્યો છે, નિખિલ વિશ્વની સાથે આત્માનો યોગ સાધ્યો છે. એટલા માટે ઐશ્વર્યનાં ઉપકરણો દ્વારા જ પ્રધાનપણે ભારતવર્ષે પોતાની સભ્યતાનો પરિચય આપ્યો નથી. એ સભ્યતાના જેઓ સુકાની હતા તેઓ નિર્જનવાસી હતા, વિરલવસન તપસ્વી હતા.

સમુદ્રતીરે જે જાતિનું પાલન કર્યું હોય છે તેને તેણે વાણિજ્યસંપત્તિ આપી હોય છે, મરુભૂમિએ જેમને અલ્પ સ્તન્યદાનથી ભૂખ્યા રાખ્યા હોય છે, તેઓ દિગ્વિજયી નીવડે છે. એ રીતે અમુક અમુક વિશેષ પરિસ્થિતિને કારણે માણસની શક્તિ અમુક અમુક માર્ગે વળે છે.

સમતલ આર્યાવર્તની અરણ્યભૂમિએ પણ ભારતવર્ષને એક વિશેષ તક આપી હતી. ભારતવર્ષની બુદ્ધિને તેણે જગતના અંતરતમ રહસ્ય-લોકની શોધમાં પ્રેરી હતી. તે મહાસમુદ્રતીરના જુદા જુદા દૂર દૂરના દ્વીપદ્વીપાંતરમાંથી તે જે સંપત્તિ લઈ આવી હતી, તેની જરૂર આખી માણસજાતે દિનપ્રતિદિન સ્વીકારવી જ પડશે. જે ઓષધિવનસ્પતિઓમાં પ્રકૃતિની પ્રાણની ક્રિયા રાતદિવસ અને ઋતુએ ઋતુએ પ્રત્યક્ષ થાય છે, અને પ્રાણની લીલા નાનાવિધ અપૂર્વ ભંગિ દ્વારા, ધ્વનિ દ્વારા, રૂપ-વૈચિત્ર્ય દ્વારા નિરંતર નવા નવા ભાવે પ્રગટ થયાં કરે છે, તેની જ વચમાં ધ્યાનપરાયણ ચિત્ત લઈને જેઓ વસતા હતા તેઓ પોતાની ચારે બાજુએ એક આનંદમય રહસ્યને સુસ્પષ્ટરૂપે અનુભવી શકયા હતા. એટલા માટે જ તેઓ આટલી સહજ રીતે બોલી શકયા હતા કે *યદિદં કિંચ સર્વં પ્રાણ એજતિ નિ:સૃતમ્*, આ જે કંઈ છે તે બધું જ પરમ પ્રાણમાંથી નીકળીને પ્રાણમાં જ કંપિત થાય છે. તેઓ પોતે રચેલા ઈંટ, લાકડ અને લોઢાના મજબૂત પાંજરામાં રહેતા નહોતા,

તેઓ જ્યાં વસતા હતા ત્યાં વિશ્વવ્યાપી વિરાટ જીવનની સાથે તેમના જીવનનો અબાધ સંબંધ હતો. એ વને તેમને છાયા આપી છે, ફળફૂલ આપ્યાં છે, કુશસમિધ પૂરાં પાડ્યાં છે, તેમનાં દિનપ્રતિદિનનાં કાર્યો, અવકાશ અને પ્રયોજનોની સાથે આ વનનો આદાન-પ્રદાનનો જીવંત સંબંધ હતો. એ રીતે જ તેઓ પોતાના જીવનને આસપાસના એક મોટા જીવન સાથે યુક્ત કરી અનુભવી શક્યા હતા. પોતાની આસપાસની દિશાઓને તેઓ શૂન્ય, નિર્જીવ કે અલગ માનતા નહોતા, વિશ્વપ્રકૃતિમાંથી પ્રકાશ, વાયુ, અન્ન, જલ વગેરે જે દાન તેમણે લીધાં હતાં તે દાન કંઈ માટી કે ઝાડ કે શૂન્ય આકાશ પાસેથી નહોતાં મળ્યાં, પણ તેનું મૂળ તો એક ચેતનામય અનંત આનંદમાં રહેલું છે, એ તેઓ એક સહજ અનુભવ દ્વારા જાણી શક્યા હતા. એટલા માટે જ શ્વાસ, પ્રકાશ, અન્ન, જલ બધું જ તેઓએ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક ગ્રહણ કર્યું હતું. અને એ જ કારણે ચરાચર નિખિલ વિશ્વને પોતાના પ્રાણ દ્વારા, ચેતના દ્વારા, લાગણી દ્વારા, પોતાના આત્મા સાથે આત્મીયરૂપે એક કરી દઈને અનુભવવું એ જ ભારતવર્ષની રીત છે.

આ ઉપરથી સમજાશે કે વને ભારતવર્ષના ચિત્તને પોતાની નિભૃત છાયામાં, નિગૂઢ પ્રાણમાં કેવી રીતે ઉછેર્યું છે. ભારતવર્ષમાં જે બે મોટા મોટા પ્રાચીન યુગો ઇતિહાસમાં થઈ ગયા છે — વૈદિક યુગ અને બૌદ્ધ યુગ — તે બંને યુગોને વને જ ધાત્રીરૂપે ધારણ કર્યા છે. કેવળ વૈદિક ઋષિઓએ જ નહિ, બુદ્ધ ભગવાને પણ કેટલાંય આમ્રવનોમાં, કેટલાંય વેણુવનોમાં પોતાનો ઉપદેશ વરસાવ્યો છે. રાજપ્રાસાદોમાં તેઓ સમાઈ શક્યા નહોતા, વને જ તેમને હૃદયસરસા લીધા હતા.

ક્રમે ક્રમે ભારતવર્ષમાં રાજ્ય, સામ્રાજ્ય, નગર, નગરી સ્થપાયાં; દેશપરદેશ સાથે વેપાર ચાલુ થયો, અન્નલોલુપ કૃષિક્ષેત્રો ધીમે ધીમે છાયાનિભૃત અરણ્યોને દૂર ને દૂર હડસેલી મૂકવા લાગ્યાં. પરંતુ એ પ્રતાપશાલી ઐશ્વર્યપૂર્ણ યૌવનદૃપ્ત ભારતવર્ષે વનની આગળ પોતાનું ઋણ

સ્વીકારવામાં કદી શરમ અનુભવી નથી, તપસ્યાને જ તેણે સહુ પ્રયાસોમાં વિશેષ સન્માન આપ્યું છે, અને વનવાસી પુરાતન તપસ્વીઓને જ પોતાના આદિ પુરુષો માનીને ભારતવર્ષના રાજમહારાજાઓએ પણ ગૌરવ અનુભવ્યું છે. ભારતવર્ષની પુરાણકથાઓમાં જે કાંઈ મહાન, આશ્ચર્યમય અને પવિત્ર છે, જે કાંઈ શ્રેષ્ઠ અને પૂજ્ય છે તે બધું જ એ પ્રાચીન તપોવનની સ્મૃતિ સાથે સંકળાયેલું છે. મોટા મોટા રાજાઓના રાજ્યઅમલની વાત તેણે યાદ રાખી મૂકવાનો પ્રયત્ન કર્યો નથી પરંતુ અનેક વિપ્લવોમાંથી પસાર થઈને પણ વનની સામગ્રીને જ પોતાના પ્રાણની સામગ્રી સમી ગણી તે આ જ સુધી માથે ચઢાવતો આવ્યો છે. માનવઇતિહાસમાં આ જ ભારતવર્ષની વિશેષતા છે.

ભારતવર્ષમાં જ્યારે વિક્રમાદિત્ય રાજા હતો, ઉજ્જયિની જ્યારે મહાનગરી હતી, કાલિદાસ જ્યારે કવિ હતો, ત્યારે આ દેશમાં તપોવનનો યુગ પૂરો થયો હતો. તે સમયે માનવના મહામેળાની વચમાં આવીને આપણે ઊભા હતા. ત્યારે ચીન, હૂણ, શક, પારસી, ગ્રીક, રોમન, બધા આપણી આસપાસ ભીડ કરીને વીંટાઈ વળ્યા હતા. તે વખતે જનક જેવા રાજા એક તરફ જાતે હળ ચલાવતા હોય અને બીજી તરફ દેશાવરથી આવેલા જ્ઞાનપિપાસુઓને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપતા હોય, એ દૃશ્ય જોવા મળે એવો સમય રહ્યો નહોતો. પરંતુ તે કાળના ઐશ્વર્યમદગર્વિત યુગમાં પણ તે સમયના શ્રેષ્ઠ કવિએ તપોવનની વાત કેવી રીતે કરી છે તે જોતાં જ સમજી શકાય છે કે, તપોવન જ્યારે આપણી નજર બહાર ચાલ્યું ગયું હતું ત્યારે પણ તે આપણા હૃદયમાં કેવું વ્યાપીને બેઠું હતું.

કાલિદાસ વિશેષે કરીને ભારતવર્ષના કવિ છે એ તેમનાં તપોવનચિત્રો ઉપરથી જ સાબિત થાય છે. આવા પરિપૂર્ણ આનંદપૂર્વક તપોવનના ધ્યાનને બીજો કોણ મૂર્તિમંત કરી શક્યો છે!

રઘુવંશ કાવ્યની જવનિકા ઊઘડતાં જ સૌ પ્રથમ તપોવનનું શાંત, સુંદર, પવિત્ર દશ્ય આપણી નજર સામે પ્રગટ થાય છે.

તે તપોવનમાં બીજા વનમાંથી કુશસમિધ અને ફળ લઈને તપસ્વીઓ આવે છે અને જાણે કોઈ અદશ્ય અગ્નિ તેમનો સત્કાર કરે છે. ત્યાં હરણો ઋષિપત્નીઓનાં સંતાન જેવાં છે. તેઓ નીવાર ધાન્યનો ભાગ પામે છે, અને નિઃસંકોચપણે કુટિરનું બારણું રોકીને પડી રહે છે. મુનિકન્યાઓ ઝાડને પાણી પાય છે અને ક્યારો જેવો પાણીથી ભરાઈ જાય છે કે તરત જ તેઓ ખસી જાય છે. પંખીઓ નિઃશંક ચિત્તે ક્યારાનું પાણી પીવા આવે એવો તેમનો ઇરાદો છે. તડકો ઢળ્યો છે, નીવાર ધાન્ય કુટિરના આંગણામાં ઢગલો કરેલું રહ્યું છે, અને ત્યાં હરણો સૂતાં સૂતાં વાગોળે છે. આહુતિનો સુગંધમય ધુમાડો પવનમાં વહેતો જઈને આશ્રમોન્મુખ અતિથિઓનાં સર્વ શરીરને પવિત્ર કરે છે.

તરુલતા, પશુપક્ષી બધાંની સાથે માણસનું મિલન સંપૂર્ણ છે, એ એનો અંદરનો ભાવ છે.

સમગ્ર અભિજ્ઞાનશાકુંતલ નાટકમાં ભોગલાલસાનિષ્ઠુર રાજ-પ્રાસાદનો ધિક્કાર કરી જે એક તપોવન વિરાજે છે તેનો પણ મૂળ સૂર એ જ છે — ચેતન-અચેતન બધાંની જ સાથે માણસના આત્મીય-સંબંધનું પવિત્ર માધુર્ય.

કાદંબરીમાં તપોવનનું વર્ણન કરતાં કવિ લખે છે — ત્યાં પવનથી લતાઓ માથાં નમાવી પ્રણામ કરે છે, વૃક્ષો ફૂલ વેરીને પૂજા કરે છે, કુટિરના આંગણામાં સામો સુકાવા માટે પાથરેલો છે, ત્યાં આમલક, લવલી, લવંગ, કદલી, બદરી વગેરે ફળોનો સંગ્રહ કરવામાં આવ્યો છે; બટુઓના અધ્યયનથી વનભૂમિ ગાજી રહી છે, વાચાળ પોપટો સતત સાંભળી સાંભળીને જેનો અભ્યાસ થઈ ગયો છે એવા આહુતિમંત્રો

ઉચ્ચારે છે, અરણ્ય કુક્કુટો વૈશ્વદેવના બલિના પિંડ ખાય છે; પાસેના જળાશયમાંથી કલહંસનાં બચ્ચાં આવીને નીવારબલિ ખાઈ જાય છે; હરિણીઓ જિહ્વાપલ્લવથી મુનિબાલકોને ચાટે છે.

એની અંદર પણ એ જ વાત રહેલી છે. તરુલતા, જીવજંતુની સાથેનો માણસનો વિચ્છેદ દૂર કરી તપોવન પ્રગટ થાય છે, આ જૂની વાત જ આપણા દેશમાં સતત ચાલતી આવી છે.

માત્ર તપોવનના ચિત્રમાં જ આ ભાવ પ્રગટ થયો છે એમ નથી. માણસની સાથે વિશ્વપ્રકૃતિનું સમ્મેલન એ જ આપણા દેશનાં બધાં પ્રસિદ્ધ કાવ્યોમાં સ્પષ્ટ છે. જે ઘટનાઓ માનવચરિત્રને આશ્રય કરીને વ્યક્ત થતી હોય છે તે જ મોટે ભાગે નાટકનું ઉપાદાન હોય છે. એટલા માટે બીજા દેશોના સાહિત્યમાં એવું જોવામાં આવે છે કે વિશ્વપ્રકૃતિને નાટકમાં કેવળ આભાસથી સૂચિત કરવામાં આવે છે, એથી વધારે સ્થાન આપવાનો અવકાશ રહેતો નથી. આપણા દેશનાં જે પ્રાચીન નાટકો આજ સુધી ખ્યાતિ જાળવતા આવ્યાં છે તેમાં એવું જોવા મળે છે કે પ્રકૃતિ પણ નાટકમાં પોતાના હિસ્સાથી વંચિત રહેલી નથી.

માણસને વીંટળાઈને આ જે વિશ્વપ્રકૃતિ રહેલી છે તે અત્યંત અંતરંગભાવે માણસના બધા વિચાર અને બધાં કાર્યોની સાથે સંકળાયેલી છે. માણસનાં લોકાલય જો કેવળ માણસમય જ બની જાય, તેની ફાટ અને વચ્ચોવચમાં પ્રકૃતિ કોઈ પણ રીતે પ્રવેશાધિકાર ન પામે તો આપણા વિચાર અને કાર્યો ધીમે ધીમે કલુષિત અને વ્યાધિગ્રસ્ત બનીને પોતાની અગાધ ગંદકીથી આત્મહત્યા કરીને મરી જાય. આ જે પ્રકૃતિ આપણી વચ્ચે સદાસર્વદા કાર્ય કરી રહી છે અને જ્યાં દેખાવ એવો કરે છે કે પોતે ચુપચુપ ઊભેલી છે, કેમ જાણે આપણે જ મોટા કાજગરા માણસો અને તે ભિખારી કેવળ એક બાહ્ય વસ્તુ ન હોય! એ પ્રકૃતિને આપણા દેશના કવિઓએ બરાબર ઓળખી લીધેલી છે. એ પ્રકૃતિ માણસનાં બધાં સુખદુઃખોમાં જે અનંતનો સૂર મેળવી રાખે છે તે

સૂરને આપણા દેશના પ્રાચીન કવિઓ સદા પોતાનાં કાવ્યોમાં બજાવતા રહ્યા છે.

ઋતુસંહાર કાલિદાસની કાચી વયમાં લખાયેલું છે, એ વિશે કશો સંદેહ નથી. એમાં તરુણતરુણીનું જે મિલનસંગીત રહેલું છે તેમાં સ્વરગ્રામ લાલસાના નીચા સપ્તકથી જ શરૂ થયેલા છે, શકુંતલા કુમારસંભવની પેઠે તપસ્યાના ઉચ્ચતમ સપ્તક સુધી પહોંચી શકેલા નથી.

પરંતુ કવિએ નવયૌવનની એ લાલસાને પ્રકૃતિના નાનાવિધ અને વિરાટ સૂરની સાથે મેળવી દઈને મુક્ત આકાશમાં તેને ઝંકૃત કરી છે. ધારાયંત્રમુખરિત ગ્રીષ્મનાદિનાંતનાં ચંદ્રકિરણે એમાં પોતાનો સૂર જોડી દીધો છે, વર્ષામાં નવજલના સિંચનથી છિન્નતાપ વનાન્તે પવનચલિત કદંબશાખા એના છંદથી આંદોલિત થાય છે; આપકવ-શાલિરુચિરા શારદલક્ષ્મી પોતાના હંસરવ સમા નૂપુરધ્વનિને એને તાલે તાલે મંદ્રિત કરે છે અને વસંતના દક્ષિણાનિલથી ચંચલ બનેલી કુસુમિત આમ્રશાખાનો કલમર્મર એના તાને તાને ફેલાતો જાય છે.

વિરાટ પ્રકૃતિમાં જ્યાં જેનું સ્વાભાવિક સ્થાન હોય ત્યાં તેને સ્થાપન કરીને જોવાથી તેની ઉગ્રતા રહેતી નથી, ત્યાંથી વિખૂટું પાડી લાવીને કેવળ માત્ર માણસના કૂંડાળામાં સંકુચિત દૃષ્ટિએ તેને જોઈએ તો તે વ્યાધિની પેઠે અત્યંત ઉત્તમ અને રક્તવર્ણ લાગે. શેક્સ્પિયરનાં એકએ ખંડકાવ્યો છે જેમાં નરનારીની આસક્તિ વર્ણનીય વિષય છે. પરંતુ તે કાવ્યોમાં આસક્તિ જ સર્વસ્વ છે, તેની આસપાસ બીજા કશાને સ્થાન નથી. આકાશ નથી, પ્રકૃતિનું જે ગીતગંધવર્ણ-વિચિત્ર વિશાળ આવરણ વિશ્વની સમસ્ત લજ્જા સાચવી રહ્યું છે તેનો ત્યાં કશો સંપર્ક નથી. એથી કરીને તે કાવ્યોમાં માનવવાસનાની ઉન્મત્તતા અત્યંત દુઃસહરૂપે પ્રગટ થાય છે.

કુમારસંભવના ત્રીજા સર્ગમાં જ્યાં મદનના આકસ્મિક

આવિર્ભાવથી યૌવનચાંચલ્યની ઉદ્દીપનાનું વર્ણન કરવામાં આવ્યું છે, ત્યાં કાલિદાસે ઉન્મત્તતાને કોઈ સંકુચિત સીમામાં જ સવસ્વિ બનાવી દઈ બતાવવાનો પ્રયત્ન સુધ્ધાં કર્યો નથી. સૂક્ષ્મદર્શક કાચમાંથી કેવળ એક બિંદુ ઉપર સૂર્યકિરણો સંહત થઈને પડે તો ત્યાં અગ્નિ સળગી ઊઠે, પરંતુ તે જ સૂર્યકિરણો જ્યારે આકાશમાં સર્વત્ર સ્વાભાવિક રીતે વીખરાયેલાં હોય છે ત્યારે તે ગરમી આપે છે ખરાં, પણ બાળતાં નથી. કાલિદાસે વસંત-પ્રકૃતિની સર્વવ્યાપી લીલાની વચ્ચે હર-પાર્વતીના મિલનચાંચલ્યને ગૂંથી દઈને તેનું ગૌરવ જાળવ્યું છે.

કાલિદાસે પુષ્પધનુના ધનુષ્ટંકારને વિશ્વસંગીતના સૂરથી વિચ્છિન્ન અને બેસૂરપણે વગાડ્યો નથી. જે પટભૂમિકા ઉપર તેમણે પોતાનું ચિત્ર આંક્યું છે તે તરુલતા, પશુપક્ષી સહિત આખા આકાશમાં અનેક નાનાવિધ વર્ણોમાં વિસ્તરેલો છે.

કેવળ ત્રીજો સર્ગ જ નહિ આખું કુમારસંભવ કાવ્ય જ એક વિશ્વવ્યાપી પટભૂમિકા ઉપર આંકેલું છે. એ કાવ્યનો અંદરનો અર્થ એક ગંભીર અને ચિરંતન વસ્તુ છે. જે પાપરૂપી દૈત્ય પ્રબળ બની જઈને એકાએક સ્વર્ગલોકને પણ કોણ જાણે કયાંથી તોડી ફોડીને ધૂળ ભેગો કરી દે છે તેને હરાવે એવો વીર શી રીતે જન્મે?

આ સમસ્યા માણસની સનાતન સમસ્યા છે. પ્રત્યેક માણસના જીવનની સમસ્યા પણ એ જ છે, અને વળી એ સમસ્યા આખી પ્રજામાં નવે નવે સ્વરૂપે પોતાને પ્રગટ કરે છે.

કાલિદાસના સમયે પણ એક સમસ્યાએ ભારતવર્ષમાં અત્યંત ઉત્કટરૂપે દેખા દીધી હતી, એ કવિનું કાવ્ય વાંચતાંવેંત સમજાઈ જાય છે. પ્રાચીનકાળમાં હિંદુ સમાજમાં જીવનયાત્રામાં જે એક પ્રકારની સરળતા અને સંયમ હતાં તે તે સમયે ભાંગી પડ્યાં હતાં. રાજાઓ તે સમયે રાજધર્મ ભૂલી જઈને સ્વસુખપરાયણ ભોગી બની

ગયા હતા. આ બાજુ શકોના આક્રમણને કારણે ભારતવર્ષની તે વખતે વારંવાર દુર્દશા થતી હતી.

તે વખતે બાહ્ય દૃષ્ટિએ જોતાં ભોગવિલાસની સામગ્રીમાં, કાવ્ય-સંગીત શિલ્પકળાની આલોચનામાં ભારતવર્ષ સભ્યતાની ઊંચામાં ઊંચી કોટિએ પહોંચેલું હતું. કાલિદાસની કાવ્યકલામાં પણ તે સમયના તે ઉપકરણબહુલ સંભોગનો સૂર સંભળાતો નથી એમ નથી. ખરું જોતાં તેમના કાવ્યનો બહિરંશ તે જમાનાની કારીગરીથી ખીચોખીચ ભરેલો છે. એ રીતે એક બાજુથી આપણે ત્યારના જમાના સાથે ત્યારના કવિનો સંબંધ જોઈ શકીએ છીએ.

પરંતુ એ પ્રમોદભવનના સુવર્ણે જડેલા અંતઃપુરની વચ્ચે બેસીને કાવ્યલક્ષ્મી વૈરાગ્યવિકલ ચિત્તે શાના ધ્યાનમાં રોકાયાં હતાં? તેમનું હૃદય કંઈ અહીં હતું જ નહિ. તેઓ એ આશ્ચર્યજનક કારીગરીપૂર્ણ માણિક્યકઠિન કારાગારમાંથી ક્યારે મુક્તિ મળે એની જ સદા કામના કર્યાં કરતાં હતાં.

કાલિદાસના કાવ્યમાં બહારની સાથે અંદરનું, અવસ્થાની સાથે આકાંક્ષાનું એક દ્વંદ્વ હોય છે. ભારતવર્ષમાં જે તપસ્યાનો યુગ ત્યારે આથમી ચૂક્યો હતો, કવિ ઐશ્વર્યશાળી રાજસિંહાસન પાસે બેઠા બેઠા તે નિર્મળ સુદૂર ભૂતકાળની દિશામાં હૃદયમાં એક વેદના સાથે તાકી રહ્યા હતા.

રઘુવંશ કાવ્યમાં તેઓ ભારતવર્ષના પુરાણકાળના સૂર્યવંશી રાજાઓનાં ચરિત ગાવાને પ્રવૃત્ત થયા હતા તેમાં કવિની તે વેદના છુપાયેલી રહેલી છે. તેનું પ્રમાણ જુઓ. આપણા દેશનાં કાવ્યોમાં અંતને અશુભકર બતાવવાની પ્રથા નથી. ખરું જોતાં જે રામચંદ્રના જીવનમાં રઘુવંશ ઉચ્ચતમ શિખરે પહોંચે છે ત્યાં જ કાવ્યને પૂરું કર્યું હોત તો કવિની ભૂમિકામાંનાં વચનો સાર્થક થાત.

તેમણે ભૂમિકામાં કહ્યું છે — જેઓ જન્મ સુધી શુદ્ધ રહેતા, ફલપ્રાપ્તિ સુધી કાર્ય કરતા, સમુદ્ર સુધી જેમનું રાજ્ય હતું અને સ્વર્ગ સુધી જેમના રથનો માર્ગ હતો, જેઓ યથાવિધિ યજ્ઞમાં આહુતિ આપતા, જેઓ માગણોની ભીડ યથાકામ ટાળતા, જેઓ અપરાધ પ્રમાણે દંડ દેતા, અને યથાકાલે જેઓ જાગતા; જેઓ ત્યાગ માટે જ અર્થનો સંચય કરતા, જેઓ સત્યને માટે મિતભાષી હતા, જેઓ યશ માટે જ વિજયની ઇચ્છા રાખતા, અને સંતાનપ્રાપ્તિ માટે જેઓ દારગ્રહણ કરતા; બાળપણમાં જેઓ વિદ્યાભ્યાસ કરતા, યૌવનમાં જેઓ વિષયસેવન કરતા, વૃદ્ધાવસ્થામાં જેઓ મુનિવૃત્તિ ગ્રહણ કરતા અને અંતે યોગથી જેઓ દેહ ત્યજતા — એવા એ રઘુરાજાઓના વંશનું હું વાક્‌સંપદમાં દરિદ્ર હોવા છતાં કીર્તન કરીશ, કારણ તેમના ગુણોએ મારા મનમાં પેસીને મને ચંચલ બનાવી મૂક્યો છે.

પણ ગુણકીર્તનમાં જ આ કાવ્ય પૂરું થયું નથી. કવિને શાણે ચંચળ કરી મૂક્યા છે તે રઘુવંશનો અંત જોતાં જ સમજાઈ જાય છે.

રઘુવંશ જેમના નામથી ગૌરવ પામ્યો છે તેમની જન્મકથા શી છે? તેમનો આરંભ ક્યાં છે?

તપોવનમાં દિલીપદંપતીની તપસ્યાને લીધે જ આવો રાજા જન્મ્યો છે. કાલિદાસે પોતાના માલિક રાજાઓ આગળ એ વાત જુદાં જુદાં કાવ્યોમાં જુદી જુદી યુક્તિથી કહી છે કે કઠિન તપસ્યામાંથી પસાર થયા વગર બીજી રીતે કોઈ મહાન ફળ મળવાનો સંભવ નથી. જે રઘુએ ઉત્તર-દક્ષિણ, પૂર્વપશ્ચિમના બધા રાજાઓને વીરતેજથી હરાવીને પૃથ્વી પર એકચક્રી રાજ્ય વિસ્તાર્યું હતું તે તેમના માતાપિતાની તપસ્યાનું ફળ હતું. વળી, જે ભરતે વીર્યબળથી ચક્રવર્તી સમ્રાટ થઈને ભારતવર્ષને પોતાના નામથી ધન્ય કર્યો છે તેમની જન્મઘટનામાં મુક્ત વાસનાવેગનું જે કલંક દાખલ થયું હતું તેને

કવિએ તપસ્યાના અગ્નિથી બાળી નાખ્યું અને દુઃખના અશ્રુથી પૂરે-પૂરું ધોઈ નાખ્યું ત્યારે જ જંપ્યા.

રઘુવંશની શરૂઆત રાજોચિત ઐશ્વર્યગૌરવના વર્ણનથી નથી થઈ. સુદક્ષિણાને વામ બાજુએ લઈને રાજા દિલીપે તપોવનમાં પ્રવેશ કર્યો. ચાર સમુદ્રો જેમની અનન્યશાસના પૃથ્વીની ખાઈરૂપ હતા તે રાજા અવિચલ નિષ્ઠા અને કઠોર સંયમપૂર્વક તપોવનધેનુની સેવામાં રોકાયા.

સંયમમાં, તપસ્યામાં, તપોવનમાં રઘુવંશનો આરંભ છે, અને મદિરામાં, ઇન્દ્રિયમત્તતામાં, પ્રમોદભવનમાં તેનો ઉપસંહાર છે. આ છેલ્લા સર્ગના ચિત્રમાં વર્ણનની ઉજ્જ્વલતા પૂરતી છે. પરંતુ જે અગ્નિ લોકાલયને બાળી નાખીને સર્વનાશ કરે છે તે પણ કંઈ ઓછો ઉજ્જ્વલ નથી હોતો. એક પત્ની સાથેનો દિલીપનો તપોવનવાસ શાંત અને સૌમ્ય વર્ણે અંકાયેલો છે, અને બહુ નાયિકા સાથેની અગ્નિવર્ણની આત્મઘાતસાધના અસંવૃત બાહુલ્યપૂર્વક જાણે જ્વલંત રેખાએ વર્ણવેલી છે.

પ્રભાત જેવું શાંત હોય છે, પિંગલ જટાધારી ઋષિ-બાળકની પેઠે પવિત્ર હોય છે, પ્રભાત જેમ મુક્તાપાંડુર સૌમ્ય પ્રકાશથી શિશિર-સ્નિગ્ધ પૃથ્વી ઉપર ધીર પદે અવતરણ કરે છે, અને નવજીવનના અભ્યુદયના સમાચારથી જગતને જગાડે છે, તે જ રીતે કવિના કાવ્યમાં પણ તપસ્યા દ્વારા સુસમાહિત રાજમાહાત્મ્યે સ્નિગ્ધ-તેજથી અને સંયત વાણીમાં મહોદયશાલી રઘુવંશની સૂચના કરી હતી અને ભાતભાતના રંગોથી સુશોભિત મેઘજાળથી વીંટળાયેલી સંધ્યા પોતાની અદ્ભુત રશ્મિચ્છટાથી પશ્ચિમ આકાશને જેમ ક્ષણ-કાળને માટે પ્રગલ્ભ બનાવી દે છે અને જોતજોતામાં બીપણ ક્ષય આવીને તેનો બધો મહિમા હરી લે છે, અને અંતે થોડા જ સમયમાં વાણીહીન, કર્મહીન અચેતન અંધકારમાં બધું વિલુપ્ત થઈ જાય છે.

તે જ પ્રમાણે કવિએ કાવ્યના છેલ્લા સર્ગમાં નાનાવિધ ભોગસામગ્રીના બીપણ સમારોહમાં જ રઘુવંશરૂપી તારાને બુઝાઈ જતો વર્ણવ્યો છે.

કાવ્યના આ આરંભ અને અંતની અંદર કવિની એક અંતરની વાત છુપાયેલી રહેલી છે. તેઓ નીરવ દીર્ઘનિઃશ્વાસપૂર્વક કહે છે, શું હતું અને શું થયું. પહેલાંના વખતમાં જ્યારે સામે અભ્યુદય હતો ત્યારે તપસ્યા એ જ સૌથી મુખ્ય ઐશ્વર્ય હતું અને આજે જ્યારે વિનાશ સામે દેખાય છે ત્યારે વિલાસનાં ઉપકરણોનો પાર નથી, અને ભોગનો અતૃપ્ત વહ્નિ હજારો શિખાએ સળગી ઊઠીને ચારે દિશાની આંખને આંજી દે છે.

કાલિદાસનાં મોટા ભાગનાં કાવ્યોમાં આ દ્વન્દ્વ સુસ્પષ્ટ રીતે જોઈ શકાય છે. એ દ્વન્દ્વનું સમાધાન શામાં છે તે જ કુમારસંભવમાં બતાવવામાં આવેલું છે. કવિએ એ કાવ્યમાં કહ્યું છે કે ત્યાગની સાથે ઐશ્વર્યના, તપસ્યાની સાથે પ્રેમના સંમિલનમાંથી જ શૌર્યનો ઉદ્‌ભવ થાય છે, એ શૌર્યને લીધે જ માણસ બધી જાતના પરાભવમાંથી બચી જાય છે.

અર્થાત્ ત્યાગના અને ભોગના સામંજસ્યમાં જ પૂર્ણ શક્તિ રહેલી છે. ત્યાગી શિવ જ્યારે એકલા સમાધિમગ્ન હોય છે ત્યારે પણ સ્વર્ગરાજ્ય અસહાય હોય છે, તેમ સતી જ્યારે પોતાના પિતાના ભવનના ઐશ્વર્યમાં એકલાં પુરાયેલાં હોય છે ત્યારે પણ દૈત્યોનો ઉપદ્રવ પ્રબળ બને છે.

વાસનાવેગ પ્રબળ થતાં જ ત્યાગનું અને ભોગનું સામંજસ્ય તૂટી જાય છે.

કોઈ એક સાંકડી જગ્યામાં જ્યારે આપણે અહંકારને અથવા વાસનાને ઘનીભૂત કરીએ છીએ ત્યારે આપણે સમગ્રને ક્ષતિ પહોંચાડી અંશને મોટો કરવાનો પ્રયત્ન કરીએ છીએ. એમાંથી અમંગળ જન્મે

છે. અંશ પ્રત્યેની આસક્તિને કારણે સમગ્રની વિરુદ્ધ વિદ્રોહ કરવો એ પાપ છે.

એટલા માટે જ ત્યાગની જરૂર હોય છે. એ ત્યાગ પોતાને રિક્ત કરવા માટે નથી, પોતાને પૂર્ણ કરવા માટે જ છે. ત્યાગ એટલે આંશિકનો ત્યાગ સમગ્રને માટે, ક્ષણિકનો ત્યાગ નિત્યને માટે, અહંકારનો ત્યાગ પ્રેમને માટે, સુખનો ત્યાગ આનંદને માટે. એટલા માટે જ ઉપનિષદમાં કહેવામાં આવેલું છે त्यक्तेन भुंजीथाः, ત્યાગ દ્વારા ભોગવજો, આસક્તિ દ્વારા નહિ.

શરૂઆતમાં પાર્વતીએ મદનની સહાયથી શિવને મેળવવા ઇચ્છ્યું હતું, તે પ્રયત્ન વ્યર્થ ગયો. આખરે ત્યાગની મદદથી, તપસ્યા દ્વારા જ તેમને મેળવી શક્યાં.

કામ કેવળ અંશ પ્રત્યે જ આસક્ત હોય છે, સમગ્ર પ્રત્યે અંધ હોય છે. પરંતુ શિવ તો હોય છે સર્વ લોકના અને સર્વ કાળના; કામનાનો ત્યાગ કર્યા વગર તેમની સાથે મિલન થઈ જ ન શકે.

तेन त्यक्तेन भुंजीथाः, ત્યાગ દ્વારા જ ભોગવજો, એવી ઉપનિષદની આજ્ઞા છે, એ જ કુમારસંભવ કાવ્યનો મર્મ છે અને એ જ આપણાં તપોવનોની સાધના છે. મેળવવા માટે ત્યાગ કરજો.

'સેક્રિફીસ' અને 'રેઝિગ્નેશન', આત્મત્યાગ અને દુઃખ-સ્વીકાર —એ બે વસ્તુનું માહાત્મ્ય આપણે કોઈ કોઈ ધર્મશાસ્ત્રમાં વિશેષરૂપે વર્ણવેલું જોઈએ છીએ. જગતના સર્જનકાર્યમાં ઉત્તાપ જેમ એક મુખ્ય વસ્તુ છે, તેમ માણસના જીવનઘડતરમાં દુઃખ પણ એક ખૂબ મોટી રાસાયણિક શક્તિ છે; એના વડે ચિત્તનું દુર્ભેદ્ય કાઠિન્ય ગળી જાય છે અને અસાધ્ય હૃદયગ્રંથિ છેદાઈ જાય છે. એટલા માટે સંસારમાં જે દુઃખને દુઃખરૂપે જ નમ્રભાવે સ્વીકારી લઈ શકે છે તે યથાર્થ તપસ્વી છે.

પરંતુ કોઈએ એમ ન માની લેવું કે આ દુઃખસ્વીકારને જ ઉપનિષદે લક્ષ્ય બનાવ્યું છે. ત્યાગને દુઃખરૂપે અંગીકાર કરી લેવાની નહિ, પણ ત્યાગને ભોગરૂપે જ વધાવી લેવાની ઉપનિષદની આજ્ઞા છે. ઉપનિષદ જે ત્યાગની વાત કરે છે તે ત્યાગ જ પૂર્ણતર સ્વીકાર હોય છે, તે ત્યાગ જ ગભીરતર આનંદ હોય છે. તે ત્યાગ એટલે જ નિખિલ વિશ્વની સાથે યોગ, ભૂમાની સાથે મિલન. એટલે ભારતવર્ષનું જે આદર્શ તપોવન છે તે તપોવન કંઈ શરીર વિરુદ્ધ આત્માના, સંસાર વિરુદ્ધ સંન્યાસના કોઈ નિરંતર ચાલતા મુષ્ટામુષ્ટ માટેનું મલ્લક્ષેત્ર નથી. યત્ કિંચ જગત્યાં જગત્ અર્થાત્ જે કાંઈ છે બધાની સાથે ત્યાગ દ્વારા બાધાહીન મિલન એ જ તપોવનની સાધના છે. એટલા માટે જ તરુલતા પશુપક્ષીની સાથે ભારતવર્ષનો આત્મીયતાનો સંબંધ એટલો બધો ઘનિષ્ઠ છે કે બીજા દેશના લોકોને તે અદ્ભુત લાગે છે.

એ જ કારણથી આપણા દેશની કવિતામાં જે પ્રકૃતિપ્રેમ જોવા મળે છે તેમાં બીજા દેશોના કાવ્યની તુલનાએ અમુક વિશિષ્ટતા છે. આપણે ત્યાં જે જોવા મળે છે તે પ્રકૃતિ ઉપરનું પ્રભુત્વ નથી, પ્રકૃતિનો ભોગ નથી, પણ એ તો પ્રકૃતિ સાથેનું સંમિલન છે.

અને તેમ છતાં એ સંમિલન કંઈ અરણ્યવાસીની બર્બરતા નથી. તપોવન જો આફ્રિકાનું જંગલ હોત તો તો આપણે કહી શકત કે પ્રકૃતિની સાથે મળીને રહેવું એ એક પ્રકારની તામસિકતા માત્ર છે. પરંતુ માણસનું ચિત્ત જ્યાં સાધના દ્વારા જાગ્રત હોય ત્યાંનું મિલન કેવળમાત્ર અભ્યાસના જડત્વમાંથી જન્મેલું ન હોઈ શકે. સંસ્કારની બાધા નાશ પામ્યા પછી જે મિલન સ્વાભાવિક બની જાય છે તે જ મિલન તપોવનનું હોય છે.

આપણા બધા જ કવિઓએ કહ્યું છે કે તપોવન શાંત રસાસ્પદ છે. તપોવનનો જે એક વિશેષ રસ છે તે શાંતરસ છે. શાંતરસ પરિપૂર્ણતાનો રસ છે. જેમ સાત રંગનાં કિરણો મળી જાય ત્યારે સફેદ

રંગ થાય છે, તે જ પ્રમાણે ચિત્તનો પ્રવાહ જુદા જુદા ભાગોમાં વહેંચાઈ ન જતાં જ્યારે અવિચ્છિન્નપણે નિખિલ વિશ્વની સાથે પોતાના સામંજસ્યને એકદમ કાંઠોકાંઠ ભરી દે છે ત્યારે જ શાંતરસનો ઉદ્ભવ થાય છે.

તપોવનમાં એ શાંતરસ હોય છે. ત્યાં સૂર્ય, અગ્નિ, વાયુ, જલ, સ્થલ, આકાશ, તરુલતા, મૃગ, પક્ષી બધાંની સાથે જ ચેતનાનો એક પ્રકારનો પરિપૂર્ણ યોગ હોય છે. ત્યાં આસપાસના કશાની જ સાથે માણસનો વિચ્છેદ નથી હોતો, વિરોધ નથી હોતો.

ભારતવર્ષના તપોવનમાં આ જે એક શાન્તરસના સંગીતના સૂર બાંધવામાં આવ્યા હતા, તે સંગીતના આદર્શ પ્રમાણે જ આપણા દેશની અનેક મિશ્ર રાગરાગિણીની રચના થયેલી છે. એટલા માટે જ આપણાં કાવ્યોમાં માનવ વહેવારમાં પ્રકૃતિને આવડું મોટું સ્થાન આપવામાં આવેલું છે. એનો ઉદ્દેશ કેવળ સંપૂર્ણતાને માટે આપણામાં જે એક સ્વાભાવિક આકાંક્ષા રહેલી છે તેને પૂર્ણ કરવાનો છે.

અભિજ્ઞાનશાકુંતલ નાટકમાં જે બે તપોવન આવે છે તે બંનેએ શકુંતલાનાં સુખદુઃખને એક વિશાળતાની અંદર સંપૂર્ણતા અર્પી છે. તેમાંનું એક તપોવન પૃથ્વી ઉપર છે, અને બીજું સ્વર્ગલોકની સીમા ઉપર છે. એક તપોવનમાં સહકારની સાથે નવમલ્લિકાના મિલનોત્સવથી નવયૌવનવતી ઋષિકન્યાઓ આનંદમાં આવી ગઈ છે, મા વગરના મૃગબાળને તેઓ નીવારની મૂઠી આપીને ઉછેરે છે, કુશની ધારથી તેનું મોં ઘવાતાં ઇંગુદી તેલ ચોપડીને તેની શુશ્રૂષા કરે છે; એ તપોવને દુષ્યન્ત-શકુન્તલાના પ્રેમને સરળતા, સુંદરતા અને સ્વાભાવિકતા અર્પીને તેને વિશ્વના સૂર સાથે મેળવી લીધો છે.

અને સંધ્યામેઘના જેવો કિંપુરુષ-પર્વત જે હેમકૂટ, જ્યાં સુરાસુરગુરુ મરીચિ પોતાની પત્ની સાથે તપસ્યા કરે છે, લતાજાલથી વીંટળાયેલો જે હેમકૂટ પંખીઓના માળાથી ભરેલું અરણ્યજટામંડળ

ધારણ કરીને યોગાસન વાળીને અચલ શિવની પેઠે સૂર્યની તરફ નજર માંડીને ધ્યાનમાં મગ્ન થયેલો છે, જ્યાં કેશવાળી પકડીને સિંહના બચ્ચાને માતાના સ્તનથી છોડાવી લઈ જ્યારે તોફાની તપસ્વી બાળક તેની સાથે રમે છે ત્યારે પશુનું તે દુઃખ ઋષિપત્નીઓને અસહ્ય થઈ પડે છે, — એ તપોવને શકુન્તલાના અપમાનિત વિચ્છેદદુઃખને અનિર્વચનીય બૃહત શાન્તિ અને પવિત્રતા અર્પી છે.

એટલું આપણે કબૂલ કરવું પડશે કે પહેલું તપોવન મર્ત્યલોકનું છે અને બીજું અમૃતલોકનું છે. અર્થાત પહેલું જેવું હોય છે તેવું છે, બીજું જેવું હોવું જોઈએ તેવું છે. એ "જેવું હોવું જોઈએ"ની દિશામાં "જેવું હોય છે" જાય છે એના તરફ જોઈને તે પોતામાં સુધારા કરે છે, પોતાને પૂર્ણ બનાવે છે.

માનસલોકનું આ જે બીજું તપોવન છે, એમાં પણ પ્રકૃતિનો ત્યાગ કરીને માણસ સ્વતંત્ર થઈ શક્યો નથી. સ્વર્ગમાં જતી વખતે યુધિષ્ઠિર પોતાના કૂતરાને સાથે લઈ ગયા હતા. પ્રાચીન ભારતના કાવ્યમાં માણસ જ્યારે સ્વર્ગમાં પહોંચે છે ત્યારે પ્રકૃતિને સાથે લઈ જાય છે, જુદો પડી પોતે મોટો થઈ જતો નથી. મરીચિના તપોવનમાં માણસ જેમ તપસ્વી છે તેમ હેમકૂટ પણ તપસ્વી છે, સિંહ પણ ત્યાં હિંસા છોડી દે છે, ઝાડપાન પણ ત્યાં ઇચ્છાપૂર્વક માગનારની ખોટ પૂરી કરી આપે છે. માણસ એકલો નહિ, નિખિલ વિશ્વને સાથે લે ત્યારે તે સંપૂર્ણ બને છે, એટલા માટે કલ્યાણનો જ્યારે આવિર્ભાવ થાય છે ત્યારે બધાંની સાથેના સંબંધમાં જ તેનો આવિર્ભાવ થાય છે.

રામાયણમાં રામને વનવાસ મળ્યો. કેવળ રાક્ષસના ઉપદ્રવ સિવાય તે વનવાસમાં તેમને બીજું કશું દુઃખ જ નહોતું. તેઓ નદી પછી નદી, ડુંગર ઉપર ડુંગર વટાવી ગયાં, તેમણે પર્ણકુટિમાં વાસ કર્યો, ભોંય પર સૂઈને રાત વિતાવી, છતાં તેમને ક્લેશ લાગ્યો નહોતો. એ

બધાં નદીગિરિઅરણ્યની સાથે તેમના હૃદયનો મેળ હતો. ત્યાં તેઓ પ્રવાસી પરદેશી નહોતાં.

બીજા દેશના કવિ રામ લક્ષ્મણ સીતાનું માહાત્મ્ય ઉજ્જ્વળરૂપે પ્રગટ કરવા માટે જ વનવાસના દુઃખને ખૂબ કઠોર રૂપે ચીતરત. પરંતુ વાલ્મીકિએ તેમ બિલકુલ કર્યું નથી — તેમણે વનના આનંદને જ વારંવાર પુનરુક્તિ દ્વારા ગાયા કર્યો છે.

રાજૈશ્વર્યે જેમના અંતઃકરણ ઉપર સત્તા જમાવી હોય છે તેમને માટે વિશ્વપ્રકૃતિ સાથેનું મિલન કદી પણ સ્વાભાવિક બની શકતું નથી. સમાજગત સંસ્કાર અને જન્મભરની કૃત્રિમ ટેવો ડગલે ને પગલે બાધારૂપ થઈ પડ્યા વગર રહેતી નથી. તે બધી બાધાઓમાં થઈને પ્રકૃતિને તેઓ કેવળ પ્રતિકૂળરૂપે જ જુએ છે.

આપણા રાજપુત્રો ઐશ્વર્યમાં ઊછરેલા હોય છે પણ ઐશ્વર્યની આસક્તિ તેમના અંતઃકરણ ઉપર કબજો મેળવી શકી નથી હોતી. ધર્મને ખાતર વનવાસ સ્વીકારવો એ જ એનું પહેલું પ્રમાણ છે. તેમનું ચિત્ત સ્વાધીન હતું, શાંત હતું, એટલા માટે જ તેમને અરણ્યમાં પ્રવાસદુઃખ ભોગવવું ન પડ્યું; એટલા માટે જ તરુલતા પશુપક્ષીએ તેમના હૃદયને કેવળ આનંદ જ આપ્યો છે. એ આનંદ પ્રભુત્વનો આનંદ નથી, ભોગનો આનંદ નથી, એ મિલનનો આનંદ છે. એ આનંદના પાયામાં તપસ્યા છે, આત્મસંયમ છે. એમાં જ ઉપનિષદનો પેલો સંદેશ રહેલો છે, तेन त्यक्तेन भुञ्जीथाः ।

કૌશલ્યાની રાજગૃહવધૂ સીતા વનમાં જાય છે:

एकैकं पादपं गुल्मं लतां वा पुष्पशालिनीम् ।
अदृष्टरूपां पश्यन्ती रामं पप्रच्छ साबला ॥
रमणीयान् बहुविधान् पादपान् कुसुमोत्करान् ।
सीतावचनसंरब्ध आनयामास लक्ष्मणः ॥

विचित्रवालुकाजलां हंससारसनादिताम् ।
रेमे जनकराजस्य सुता प्रेक्ष्य तदा नदीम् ॥

જે બધાં તરુ, ગુલ્મ કે પુષ્પશાલિની લતા સીતાએ પહેલાં કદી જોયાં નહોતાં તેને વિશે તેઓ રામને પૂછવા લાગ્યાં. લક્ષ્મણ તેમના કહેવાથી તેમને પુષ્પમંજરીથી ભરેલાં જાતજાતનાં ઝાડ લાવી આપવા લાગ્યો. ત્યાં વિચિત્ર વાલુકા અને જલવાળી હંસસારસથી ગાજતી નદીને જોઈને જાનકીના મનને આનંદ થયો.

વનમાં ગયા પછી રામે જ્યારે પહેલવહેલો ચિત્રકૂટ પર્વત ઉપર મુકામ કર્યો ત્યારે:

सुरम्यमासाद्य तु चित्रकूटम्
नदीं च तां माल्यवतीं सुतीर्थाम् ।
ननन्द हृष्टो मृगपक्षिजुष्टां
जहौ च दुःखं पुरविप्रवासात् ॥

તે સુરમ્ય ચિત્રકૂટ, તે સુતીર્થા માલ્યવતી નદી, તે મૃગપક્ષી-સેવિત વનભૂમિને પહોંચીને પુરવિપ્રવાસના દુઃખને ભૂલી જઈને હષ્ટ મને રામ આનંદ કરવા લાગ્યા.

दीर्घकालोषितस्तस्मिन् गिरौ गिरिवनप्रियः – ગિરિવનપ્રિય રામ દીર્ઘકાળ સુધી તે ગિરિ ઉપર વાસ કર્યા પછી એક દિવસ સીતાને ચિત્રકૂટ શિખર બતાવીને કહે છે:

न राज्यभ्रंशनं भद्रे न सुहृद्भिर्विनाभवः ।
मनो मे बाधते दृष्ट्वा रमणीयमिमं गिरिम् ॥

આ રમણીય ગિરિને જોયા પછી રાજ્યભ્રષ્ટ થયો એનું પણ મને દુઃખ નથી, સુહૃદ મિત્રોથી દૂર રહેવું પડે છે એનું પણ મને દુઃખ નથી.

ત્યાંથી રામ જ્યારે દંડકારણ્ય ગયા ત્યારે ત્યાં ગગનમાં સૂર્યમંડળની પેઠે દુર્દશ પ્રદીપ્ત તાપસાશ્રમમંડળ જોવા પામ્યા. એ આશ્રમ शरण्यं सर्वभूतानाम्. એ બ્રાહ્મી લક્ષ્મીથી ઘેરાયલો હતો. કુટિરો સુમાર્જિત હતી, આસપાસ કેટલાંય મૃગો અને કેટલાંય પક્ષીઓ હતાં.

રામનો વનવાસ આ રીતે વીત્યો હતો — ક્યાંક રમણીય વનમાં તો ક્યાંક પવિત્ર તપોવનમાં.

રામ પ્રત્યે સીતાનો અને સીતા પ્રત્યે રામનો પ્રેમ તેઓ પરસ્પરમાંથી પ્રતિફલિત થઈને આસપાસનાં મૃગપક્ષીઓને વીંટી વળ્યો હતો. તેમના પ્રેમ દ્વારા તેઓ કેવળ પોતાની સાથે જ નહિ પણ વિશ્વલોક સાથે યોગયુક્ત થયાં હતાં. એટલા માટે સીતાહરણ પછી રામની વિરહવેદનામાં સમસ્ત અરણ્યે ભાગ પડાવ્યો હતો. સીતાની ખોટ કેવળ રામને પડી નહોતી — આખા અરણ્યને સીતાની ખોટ સાલતી હતી. કારણ, રામસીતાના વનવાસ વખતે અરણ્યને એક નવી સંપત્તિ મળી હતી — એ સંપત્તિ તે માણસનો પ્રેમ. તે પ્રેમે તેની પલ્લવઘન શ્યામલતાને, તેની છાયાગભીર ગહનતાના રહસ્યને એક ચેતનાના સંચારથી રોમાંચિત બનાવી દીધાં હતાં.

શેક્સ્પિયરનું 'એઝ યુ લાઈક ઇટ' નાટક એક વનવાસની કથા છે, 'ટેમ્પેસ્ટ'માં પણ એમ જ છે, 'મિડ-સમર નાઈટ્સ ડ્રીમ' પણ અરણ્યનું કાવ્ય છે. પરંતુ એ બધાં કાવ્યોમાં માણસનું પ્રભુત્વ અને વાસનાવેગની લીલા જ સર્વસ્વ છે — અરણ્ય સાથેનું સૌહાર્દ ત્યાં જોવા મળતું નથી. અરણ્યવાસની સાથે માનવના ચિત્તનું સામંજસ્ય સધાયું નથી. કાં તો તેના ઉપર વિજય મેળવવાનો અથવા તેનો ત્યાગ કરવાનો પ્રયત્ન સર્વદા જોવામાં આવે છે; કાં તો વિરોધ, કાં તો વિરાગ, કાં તો ઔદાસીન્ય. ત્યાં માણસની પ્રકૃતિએ વિશ્વપ્રકૃતિને હડસેલી કાઢીને સ્વતંત્ર થઈને પોતાનું ગૌરવ પ્રગટ કર્યું છે.

મિલ્ટનના 'પેરેડાઇઝ લોસ્ટ' કાવ્યમાં આદિ માનવદંપતીના

સ્વર્ગારણ્યવાસનો વિષય જ એવો છે કે એમાં ખૂબ સ્વાભાવિક રીતે માણસની સાથે પ્રકૃતિનું મિલન પ્રેમના સંબંધથી વિરાટ અને મધુર થઈને પ્રગટ થઈ શકે. કવિએ પ્રકૃતિસૌંદર્યનું વર્ણન કર્યું છે, જીવજંતુઓ ત્યાં હિંસાનો ત્યાગ કરીને એકત્ર રહે છે એમ પણ કહ્યું છે, પરંતુ માણસની સાથે તેમનો કોઈ પ્રકારનો સાત્ત્વિક સંબંધ નથી. તેઓ માણસના ભોગને માટે વિશેષે કરીને સરજાયાં છે, માણસ તેઓનો પ્રભુ છે. એવો આભાસ ક્યાંય મળતો નથી કે આ આદિ દંપતી પ્રેમના પ્રાચુર્યથી તરુલતા અને પશુપક્ષીની સેવા કરે છે, ભાવના ને કલ્પનાને નદિગિરિઅરણ્યની સાથે નાનાવિધ લીલાઓમાં સંમિલિત કરી દે છે. આ સ્વર્ગારણ્યના જે નિભૃત નિકુંજમાં માનવનાં પ્રથમ માતાપિતા વિશ્રામ કરતાં ત્યાં "Beast, bird, insect or worm durst enter none; such was their awe of man." — અર્થાત્ પશુપક્ષી, કીટ, પતંગ કોઈ પ્રવેશ કરવાની હિંમત કરતું નહિ, માણસ પ્રત્યે એવો તેમનો એક પ્રકારનો ભય સંભ્રમ હતો.

વિશ્વની સાથે માણસનો આ જે વિચ્છેદ, એના મૂળમાં એક એથી પણ ઊંડા વિચ્છેદની વાત રહેલી છે. એમાં — ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत — જગતમાં જે કાંઈ છે તે બધાને ઈશ્વર દ્વારા આવૃત કરીને જોવું, એ સંદેશનો અભાવ છે. એ પાશ્ચાત્ય કાવ્યમાં ઈશ્વરની સૃષ્ટિ ઈશ્વરનુ કીર્તન કરવા માટેજ છે; ઈશ્વર સ્વયં દૂર રહીને પોતાની આ વિશ્વરચના તરફથી વંદના સ્વીકારે છે.

માણસની સાથે પણ કેટલેક અંશે પ્રકૃતિનો એવો જ સંબંધ વ્યક્ત થયો છે, અર્થાત્ પ્રકૃતિ માણસની શ્રેષ્ઠતા જાહેર કરવા માટે જ છે.

ભારતવર્ષ પણ માણસની શ્રેષ્ઠતાનો ઇન્કાર કરે છે એમ નથી. પરંતુ પ્રભુત્વ મેળવવું, ભોગ કરવો એને જ તે શ્રેષ્ઠતાનું પ્રધાન લક્ષણ માનતો નથી. માણસની શ્રેષ્ઠતાનું પ્રધાન લક્ષણ જ એ છે કે માણસ

સૌની સાથે મળી શકે છે! એ મિલન મૂઢતાનું મિલન નથી, એ મિલન ચિત્તનું મિલન છે, એટલે આનંદનું મિલન છે. એ આનંદની વાત જ આપણું કાવ્યમાં વર્ણવેલી છે.

'ઉત્તરરામચરિત'માં રામ અને સીતાનો જે પ્રેમ, તેણે આનંદના પ્રાચુર્યવેગને કારણે આસપાસના જલસ્થલ અને આકાશમાં પ્રવેશ કર્યો છે. તેથી જ રામ બીજી વાર ગોદાવરીના ગિરિતટ જોઈને બોલી ઊઠયા હતા કે यत्र द्रुमा अपि मृगा अपि बन्धवो मे! તેથી જ સીતાના વિચ્છેદ સમયે તેઓએ તેમના પૂર્વનિવાસની ભૂમિ જોઈને દુઃખ વ્યક્ત કર્યું હતું કે મૈથિલીએ પોતાના કરકમલવિકીર્ણ જલનીવાર અને તૃણ વડે જે વૃક્ષ, પક્ષી અને હરણોને ઉછેર્યાં હતાં તેમને જોઈને મારું હૃદય પથ્થર પીગળી જાય તેમ પીગળી જાય છે.

મેઘદૂતમાં યક્ષનો વિરહ પોતાના દુઃખથી અળગો થઈને એકલો ખૂણામાં બેસીને વિલાપ કરતો નથી. વિરહદુઃખ જ તેના ચિત્તને નવવર્ષાથી પ્રફુલ્લ થયેલી પૃથ્વીનાં નગનદીઅરણ્યનગરીમાં ફેલાવી દે છે. માણસની હૃદયવેદનાને કવિએ સંકુચિત કરીને બતાવી નથી, તેને વિરાટમાં વિસ્તારી છે; એટલા માટે જ પ્રભુશાપગ્રસ્ત એક યક્ષની દુઃખકથાએ ચિરકાલને માટે વર્ષાઋતુનું મર્મસ્થાન કબજે કરીને પ્રણયી હૃદયોની કલ્પનાને વિશ્વસંગીતના ધ્રુપદના સૂર સાથે આટલી સુંદર રીતે બાંધી દીધી છે.

ભારતવર્ષની આ જ વિશેષતા છે. તપસ્યાના ક્ષેત્રમાં પણ એ જ જોવામાં આવે છે, જ્યાં તેની હૃદયવૃત્તિની લીલા હોય છે ત્યાં પણ એ જ જોવા મળે છે.

માણસ બે રીતે પોતાના મહત્ત્વનો અનુભવ કરે છે—એક, સ્વાતંત્ર્યમાં અને એક મિલનમાં. એક ભોગ દ્વારા, બીજો યોગ દ્વારા. ભારતવર્ષે સ્વાભાવિકપણે જ પાછલો માર્ગ લીધો છે. એટલા માટે જ આપણે જોઈએ છીએ કે જે કોઈ સ્થાને પ્રકૃતિમાં કોઈ વિશેષ

સૌંદર્ય કે મહિમાનો આવિર્ભાવ હોય છે ત્યાં ત્યાં ભારતવર્ષનું તીર્થસ્થાન હોય છે. માનવચિત્તની સાથે વિશ્વપ્રકૃતિનું મિલન જ્યાં સ્વાભાવિકપણે જ થઈ શકે છે તે સ્થાનને જ ભારતવર્ષે પવિત્ર તીર્થ તરીકે જાણ્યું છે. એ બધાં સ્થળોએ માણસની હાજતોની કોઈ સામગ્રી જ નથી હોતી, ત્યાં ખેતી પણ થાય એમ નથી હોતું, ત્યાં વેપારની વસ્તુઓ મળતી નથી હોતી, ત્યાં રાજાની રાજધાની નથી હોતી, — કંઈ નહિ તોયે એ બધી વસ્તુઓ ત્યાં મુખ્ય નથી હોતી. ત્યાં વિશ્વપ્રકૃતિની સાથે માણસ પોતાનો યોગ અનુભવીને આત્માને સર્વગ અને બૃહત્ તરીકે જાણે છે. ત્યાં પ્રકૃતિને પોતાની હાજતો પૂરી પાડવાના ક્ષેત્ર તરીકે માણસ જાણતો નથી, આત્માનુભવ સાધવાના ક્ષેત્ર તરીકે જ જાણે છે, એથી જ તે પુણ્યસ્થાન કહેવાય છે.

ભારતવર્ષનો હિમાલય પવિત્ર ગણાય છે, ભારતવર્ષનો વિંધ્યાચલ પવિત્ર મનાય છે, ભારતવર્ષની જે નદીઓ લોકાલયોને અક્ષયધારાએ સ્તન્યદાન કરતી આવી છે તે બધી જ પુણ્યસલિલા ગણાય છે. હરિદ્વાર પવિત્ર, કૈલાસ પવિત્ર, હૃષીકેશ પવિત્ર, કેદારનાથ બદરિકાશ્રમ પવિત્ર, માનસસરોવર પવિત્ર, ગંગામાં જમનાનું મિલન પવિત્ર, સમુદ્રમાં ગંગાનું અવસાન પવિત્ર. જે વિરાટ પ્રકૃતિ દ્વારા મનુષ્ય ચારે બાજુએ ઘેરાયેલો છે, જેનો પ્રકાશ આવીને એની આંખને સાર્થક બનાવે છે, જેની ગરમી એના સર્વાંગમાં પ્રાણને ધબકતો કરી મૂકે છે, જેના જળથી એનો અભિષેક થાય છે, જેના અન્નથી એનું જીવન ટકેલું છે, જેના અભ્રભેદી રહસ્યનિકેતનનાં અનેક દ્વારોમાં થઈને અનેક દૂતોએ બહાર આવી શબ્દથી, ગંધથી, વર્ણથી અને ભાવથી માણસના ચૈતન્યને સદા જાગ્રત કરી રાખ્યું છે, તે પ્રકૃતિમાં ભારતવર્ષે પોતાની ભક્તિવૃત્તિને સર્વત્ર ઓતપ્રોત કરીને ફેલાવી દીધી છે. જગતને ભારતવર્ષે પૂજા દ્વારા ગ્રહણ કર્યું છે, તેને કેવળ ઉપભોગ દ્વારા હલકું પાડ્યું નથી, તેને ઔદાસીન્ય દ્વારા પોતાના કર્મક્ષેત્રની બહાર દૂર

ખસેડી મૂક્યું નથી; એ વિશ્વપ્રકૃતિની સાથે પવિત્ર સંબંધ દ્વારા જ ભારતવર્ષે પોતાને બૃહત્ રીતે — સત્ય રીતે જાણ્યો છે, એ વાત જ ભારતવર્ષનાં તીર્થસ્થાનો ઘોષણા કરીને કહે છે.

વિદ્યા મેળવવાનો આધાર કેવળ વિદ્યાલય ઉપર જ નથી હોતો. મુખ્યત્વે કરીને વિદ્યાર્થી ઉપર જ હોય છે. ઘણા વિદ્યાર્થીઓ વિદ્યાલયમાં જાય છે, એટલું જ નહિ ઉપાધિ પણ મેળવે છે, તેમ છતાં વિદ્યા પામતા નથી. તે જ પ્રમાણે તીર્થ કરવા તો ઘણા જાય છે પરંતુ તીર્થનું સાચું ફલ બધા મેળવી શકતા નથી. જેઓ જોવાની વસ્તુને જુએ નહિ, મેળવવાની વસ્તુ લે નહિ, તેમની વિદ્યા આખર સુધી પોથીમાં જ રહે છે અને ધર્મ બાહ્ય આચારમાં પુરાઈ રહે છે. તેઓ તીર્થમાં જાય છે ખરા, પણ જવાને જ તેઓ પુણ્ય માને છે, પામવાને નહિ. તેઓ અમુક જલ અથવા અમુક માટીમાં કોઈ વિશેષ ગુણ રહેલો છે એમ માને છે, એથી માણસનું લક્ષ્ય ભ્રષ્ટ થાય છે, જે ચિત્તની સામગ્રી છે તેને વસ્તુમાં હાંકી કાઢી તેનો નાશ કરે છે. આપણા દેશમાં સાધનામાર્જિત ચિત્તશક્તિ જેમ જેમ મલિન થતી ગઈ તેમ તેમ આ નિરર્થક બાહ્યિકતા વધતી ગઈ, એ વાત કબૂલ કરવી જ પડશે. પરંતુ આપણી એ દુર્ગતિના દિવસોના જડત્વને જ હું કદી ભારતવર્ષની ચિરંતન માન્યતા તરીકે સ્વીકારી શકતો નથી.

કોઈ એક વિશેષ નદીના પાણીમાં સ્નાન કરવાથી પોતાની અથવા ત્રણ કરોડ પૂર્વજોની પારલૌકિક સદ્ગતિ થવાની સંભાવના છે એ માન્યતાને હું પાયાદાર તરીકે માની લેવાને તૈયાર નથી અને એ માન્યતાને હું મોટી વસ્તુ માનીને માન આપતો નથી. પરંતુ અવગાહન સ્નાન વખતે નદીના જલને જે માણસ યથાર્થ ભક્તિપૂર્વક સર્વાંગે અને સમગ્ર મનમાં ગ્રહણ કરી શકે તેને હું ભક્તિપાત્ર જ સમજું છું. કારણ, નદીના જલને સામાન્ય પ્રવાહી પદાર્થ તરીકે સામાન્ય માણસો ગણી કાઢે છે અને તેના પ્રત્યે એક જાતની તામસિક અવજ્ઞા સેવે છે;

તે જડ સંસ્કારને એ માણસ સાત્ત્વિકતા દ્વારા અર્થાત્ ચૈતન્યમયતા દ્વારા વટાવી ગયો છે — એટલા માટે નદીના જલ સાથે તેનો કેવળ શારીરિક વ્યવહારનો બાહ્ય સંપર્ક જ થયો નથી, પણ તેની સાથે તેના ચિત્તનો યોગ સધાયો છે. એ નદીની મારફતે પરમ ચૈતન્યે તેની ચેતનાને એક રીતે સ્પર્શ કર્યો છે, તે સ્પર્શ દ્વારા સ્નાનનું જલ કેવળ તેના દેહની મલિનતાને જ નહિ, તેના ચિત્તના પણ મોહપ્રલેપને સાફ કરી દે છે.

અગ્નિ, જલ, માટી, અન્ન વગેરે સામગ્રીનું અનંત રહસ્ય રખેને અતિપરિચયને કારણે આપણી આગળ એકદમ ઝાંખું થઈ જાય એટલા માટે દરરોજ નાનાવિધ કર્મોમાં અને નાનાવિધ અનુષ્ઠાનોમાં તેમની પવિત્રતા આપણને યાદ કરાવવાનો વિધિ છે. જે માણસ ચેતનપણે તેનું સ્મરણ કરી શકે છે, તેમની સાથેના સંબંધમાં ભૂમા સાથેનો આપણો સંબંધ રહેલો છે એ વાત જેની સમજશક્તિ સ્વીકારી શકે છે, તે માણસે એક બહુ મોટી સિદ્ધિ મેળવી છે. સ્નાનના જલને, આહારના અન્નને શ્રદ્ધાની નજરે જોવાનું જે શિક્ષણ છે તે મૂઢભાવનું શિક્ષણ નથી, એનાથી જડતાને પોષણ મળતું નથી; કારણ, એ બધી અતિપરિચિત સામગ્રીને તુચ્છકારી કાઢવી એમાં જ જડતા છે, એ વસ્તુઓ પ્રત્યે પણ ચિત્તનું ઉદ્‌બોધન થાય એ તો કેવળ ચૈતન્યનો વિશેષ વિકાસ થયો હોય તો જ સંભવે. બેશક, જે વ્યક્તિ મૂઢ છે, સત્યને ગ્રહણ કરવામાં જેની પ્રકૃતિમાં સ્થૂલ બાધા છે, તે બધી જ સાધનાને વિકૃત બનાવી દે છે અને લક્ષ્યને તે હમેશાં ખોટી જગ્યાએ સ્થાપન કરતી હોય છે, એ કહેવાની કંઈ જરૂર નથી.

કરોડો માણસોએ — લગભગ એક આખી પ્રજાએ મત્સ્યમાંસનો આહાર બિલકુલ છોડી દીધો છે — એનો જોટો દુનિયામાં ક્યાંય મળે એમ નથી. માણસોમાં એવી પ્રજા જોવામાં આવતી નથી જે માંસ ન ખાતી હોય.

ભારતવર્ષે જે આ માંસાહારનો ત્યાગ કર્યો છે તે કઠોરવ્રત પાળવા માટે નહિ, પોતાના શરીરને પીડીને કોઈ શાસ્ત્રમાં કહેલું પુણ્ય મેળવવા માટે નહિ. તેનો એકમાત્ર ઉદ્દેશ જીવો પ્રત્યેની હિંસાનો ત્યાગ કરવાનો છે.

એ હિંસાનો ત્યાગ ન કરવામાં આવે તો જીવની સાથે જીવના સંબંધનું સામંજસ્ય નાશ પામે. પ્રાણીઓને જો આપણે મારી નાખવાની — પેટ ભરવાની વસ્તુ તરીકે જોઈએ, તો તો કદી તેને સત્યરૂપે જોઈ ન શકીએ. તો તો પ્રાણને એટલા બધા તુચ્છ ગણવાને આપણે ટેવાઈ જઈએ કે કેવળ આહારને માટે જ નહિ, પણ ખાલી પ્રાણીહત્યા કરવી એ આપણી પ્રકૃતિનું અંગ બની જાય, અને દારુણ, અહૈતુકી હિંસાને માણસ જલ, સ્થલ, આકાશ, ગુફા, ગહ્વર અને દેશવિદેશમાં ફેલાવતો રહે.

આ યોગભ્રષ્ટતા, આ લાગણીની જડતામાંથી માણસને ઉગારી લેવાનો ભારતવર્ષે પ્રયત્ન કર્યો છે.

માણસનું જ્ઞાન જંગલી દશામાંથી ઘણે દૂર સુધી આગળ વધ્યું છે તેનું એક મુખ્ય લક્ષણ શું? તો કે, માણસ વિજ્ઞાનની મદદથી જગતમાં સર્વત્ર નિયમ જોઈ શકે છે તે. જ્યાં સુધી તે નિયમ નહોતો જોઈ શકતો ત્યાં સુધી તેનું જ્ઞાન પૂરેપૂરું સાર્થક નહોતું થયું. ત્યાં સુધી તે વિશ્વચરાચરમાં વિચ્છિન્ન ભાવે વાસ કરતો હતો — તેને લાગતું હતું કે જ્ઞાનનો નિયમ માત્ર તેના પોતામાં જ મર્યાદિત છે અને આ વિરાટ વિશ્વવ્યાપારમાં નિયમ નથી. એટલા માટે જ્ઞાનને કારણે જ જાણે તે જગતમાં બહિષ્કૃત જેવો થઈ ગયો હતો. પરંતુ આજે એનું જ્ઞાન અણુથી માંડીને અણુતમ અને બૃહતથી માંડીને બૃહત્તમ સુધીના સઘળા પદાર્થો સાથે પોતાનો સંબંધ સ્થાપવાને પ્રવૃત્ત થયું છે. આ જ વિજ્ઞાનની સાધના છે.

ભારતવર્ષે જે સાધનાને સ્વીકારેલી છે તે તો વિશ્વબ્રહ્માંડ સાથે

ચિત્તનો યોગ, આત્માનો યોગ અર્થાત્ સંપૂર્ણ યોગ સાધવાની છે. કેવળ જ્ઞાનનો યોગ નહિ, લાગણીનો યોગ.

ગીતામાં કહ્યું છે:

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः पर मनः ।
मनगस्तु परा बुद्धिर्योबुद्धेः परतस्तु सः ॥

ઇન્દ્રિયોને શ્રેષ્ઠ કહેવામાં આવે છે, પરંતુ ઇન્દ્રિય કરતાં મન શ્રેષ્ઠ છે, અને મન કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે, અને બુદ્ધિ કરતાં પણ જે શ્રેષ્ઠ છે તે તે છે.

ઇન્દ્રિયો શ્રેષ્ઠ શા માટે છે? તો કે ઇન્દ્રિયો દ્વારા વિશ્વની સાથે આપણો યોગ સધાય છે. પરંતુ તે યોગ આંશિક હોય છે. ઇન્દ્રિય કરતાં મન શ્રેષ્ઠ છે, કારણ, મન દ્વારા જે જ્ઞાનમય યોગ સધાય છે તે વધારે વ્યાપક હોય છે. પરંતુ જ્ઞાનમય યોગથી પણ વિચ્છેદ પૂરેપૂરો દૂર થતો નથી. મન કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે કારણ, સમજણ દ્વારા જે ચૈતન્યમય યોગ સધાય છે તે એકદમ પરિપૂર્ણ હોય છે. તે યોગ દ્વારા જ આપણે સમસ્ત જગતની અંદર તે બ્રહ્મનો જ અનુભવ કરીએ છીએ, જે સૌથી શ્રેષ્ઠ છે.

આ સૌથી શ્રેષ્ઠને સૌમાં જ સમજ દ્વારા અનુભવવો એ ભારતવર્ષની સાધના છે.

એટલે જો આપણે એમ માનીએ કે ભારતવર્ષની આ સાધનાની દીક્ષા આપવી એ જ ભારતવાસીના શિક્ષણનું પ્રધાન લક્ષણ હોવું જોઈએ તો એટલું ચોક્કસ સમજી લેવું જોઈશે કે કેવળ ઇન્દ્રિયનું શિક્ષણ નહિ, કેવળ જ્ઞાનનું શિક્ષણ નહિ, પણ સમજણના શિક્ષણને આપણાં વિદ્યાલયોમાં પ્રધાન સ્થાન આપવું જોઈશે. અર્થાત્ કેવળ કારખાનાની દક્ષતાની કેળવણી નહિ, શાળાકૉલેજોની પરીક્ષામાં પાસ થવાનું નહિ, પણ આપણું સાચું શિક્ષણ તપોવનમાં છે; પ્રકૃતિની સાથે હળીમળી જઈને, તપસ્યા દ્વારા પવિત્ર થઈને.

આપણી શાળાકૉલેજોમાં પણ તપસ્યા છે. પણ તે મનની તપસ્યા છે, જ્ઞાનની તપસ્યા છે. સમજણની તપસ્યા નથી.

જ્ઞાનની તપસ્યામાં મનને બાધામુક્ત કરવું પડે છે. જે પૂર્વ-સંસ્કારો આપણા મનની ધારણાને એકતરફી બનાવી મૂકે છે તેમને ધીમે ધીમે સાફ કરી નાખવા પડે છે. જે પાસે હોવાને કારણે મોટું અને દૂર હોવાને કારણે નાનું, જે બહાર હોવાને કારણે જ પ્રત્યક્ષ અને અંદર હોવાને કારણે જ પ્રચ્છન્ન, જે વિચ્છિન્ન કરીને જોવાને કારણે જ નિરર્થક અને સંયુક્ત કરીને જોતાં જ સાર્થક લાગે તેને તેનું યાથાર્થ્ય સાચવીને જોતાં શીખવવું પડે છે.

સમજણની તપસ્યામાં જે બાધા હોય છે તે ષડ્‌રિપુની બાધા હોય છે. કુદરતી વાસનાવેગ અસંયત બની જતાં ચિત્તનું સામ્ય રહેતું નથી. એટલે બોધ (સમજ) વિકૃત બની જાય છે. કામનાની વસ્તુ આપણને શ્રેય લાગે છે, પણ તે વસ્તુ શ્રેય છે માટે નહિ, પણ આપણી કામનાની વસ્તુ છે માટે એમ લાગે છે; લોભની વસ્તુ આપણને મોટી લાગે છે, તે તે વસ્તુ સાચેસાચ મોટી હોય છે તેથી નહિ પણ આપણામાં લોભ હોય છે તેથી.

એટલા માટે બ્રહ્મચર્યના સંયમ દ્વારા બોધ (સમજ) શક્તિને બાધામુક્ત કરવાનું શિક્ષણ આપવાની જરૂર રહે છે. ભોગવિલાસના આકર્ષણમાંથી આપણી ટેવને મુક્ત કરવી પડે છે, જે બધી સામયિક ઉત્તેજના માણસોનાં ચિત્તને ક્ષુબ્ધ અને વિચારબુદ્ધિને સામંજસ્યભ્રષ્ટ કરી નાખે છે, તેના આઘાતમાંથી બચાવીને બુદ્ધિને સરળ રીતે વધવા દેવી પડે છે.

જ્યાં સાધના ચાલતી હોય છે, જ્યાં જીવનયાત્રા સરળ અને નિર્મળ હોય છે, જ્યાં સામાજિક સંસ્કારોની સંકુચિતતા નથી હોતી, જ્યાં વ્યક્તિગત અને જાતિગત વિરુદ્ધબુદ્ધિનું દમન કરવાનો પ્રયત્ન હોય છે,

ત્યાં જ ભારતવર્ષ જેને વિશેષભાવે વિદ્યા કહે છે તે મેળવવાનું સ્થાન હોય છે.

હું જાણું છું કે ઘણા આ સાંભળીને બોલી ઊઠશે કે આ તો એક ભાવુકતાનો ઊભરો છે, વહેવારજ્ઞાન વગરનાની દુરાશામાત્ર છે. પણ હું એ વાત કેમે કરી સ્વીકારી શકું એમ નથી. જે સત્ય હોય પણ અસાધ્ય હોય તે સત્ય જ નથી. અવશ્ય, જે સૌથી વધુ શ્રેય હોય તે જ સૌથી વધુ સહેલું હોય, એમ નથી હોતું, અને એટલા માટે જ તેની સાધનાની જરૂર પડે છે. મૂળ વાત એ છે કે સત્ય ઉપર શ્રદ્ધા મૂકવી એ જ પહેલાંમુશ્કેલ હોય છે. નાણાંની જરૂર છે એવો વિશ્વાસ જ્યારે મનમાં પાકો થાય છે ત્યારે આપણે એવો વાંધો ઉઠાવતા નથી કે નાણાં કમાવાં મુશ્કેલ છે. તે જ પ્રમાણે ભારતવર્ષે જ્યારે વિદ્યા ઉપર જ નિશ્ચયપૂર્વક શ્રદ્ધા મૂકી હતી ત્યારે તે વિદ્યા મેળવવા માટેની સાધનાને અસાધ્ય કહીને હસીને ઉડાવી દીધી નહોતી. ત્યારે તપસ્યા આપોઆપ સત્ય બની ગઈ હતી.

એટલે પહેલાં તો દેશના આ સત્ય પ્રત્યે દેશના લોકોને શ્રદ્ધા જન્મે તો દુર્ગમ બાધાઓમાં થઈને પણ તેનો માર્ગ આપોઆપ તૈયાર થઈ જશે.

વર્તમાનકાળમાં અત્યારે જ એવી તપસ્યાનું સ્થાન છે. એવાં વિદ્યાલયો ઘણાં થશે એવી આશા હું રાખતો નથી. પરંતુ આપણે જ્યારે વિશેષભાવે રાષ્ટ્રીય વિદ્યાલય સ્થાપવા માટે અત્યારે જાગ્યા છીએ ત્યારે ભારતવર્ષનાં વિદ્યાલય જેવાં હોવાં જોઈએ તેનો ઓછામાં ઓછો એક નમૂનો દેશની નાનાવિધ ચળવળો, જાતજાતની પરસ્પરવિરોધી પ્રવૃત્તિઓથી ઊંચે ખડો થાય એ જરૂરનું છે.

નૅશનલ કેળવણી શબ્દથી યુરોપ જે અર્થ સમજે છે તે જ આપણે પણ સમજશું તો તે ભારે ગેરસમજ થઈ પડશે. આપણા દેશમાં કેટલાક વિશેષ સંસ્કાર, આપણી પ્રજાના કેટલાક લોકાચાર, એ

બધાથી સીમાબદ્ધ કરીને આપણા રાષ્ટ્રીય અભિમાનને અતિ ઉગ્ર બનાવી દેવાના ઉપાયને હું કદી નૅશનલ શિક્ષણ ગણી શકું એમ નથી. રાષ્ટ્રીયતાની આપણે પરમ પદાર્થ તરીકે પૂજા કરતા નથી એ જ આપણી રાષ્ટ્રીયતા છે — भूमैव सुखं, नाल्पे सुखमस्ति, भूमात्वेव विजिज्ञासितव्यः, એ જ આપણી રાષ્ટ્રીયતાનો મંત્ર છે.

પ્રાચીન ભારતના તપોવનમાં જે મહાસાધનાનું મહાવૃક્ષ એક દિવસ માથું ઊંચું કરીને ઊગી નીકળ્યું હતું અને સર્વત્ર પોતાની શાખાપ્રશાખા ફેલાવી દઈને સમાજની ભિન્ન ભિન્ન દિશાઓમાં જેણે પોતાનો અધિકાર જમાવ્યો હતો, તે જ આપણી નૅશનલ સાધના હતી. એ સાધના તે યોગસાધના. યોગસાધના એ કંઈ કોઈ પણ પ્રકારની ઉત્કટ શારીરિક કે માનસિક વ્યાયામની સાધના નથી. યોગસાધના એટલે તો સમસ્ત જીવનને એવી રીતે ચલાવવું કે જેથી સ્વાતંત્ર્ય દ્વારા વિક્રમશાળી બની જવું એ જ આપણું લક્ષ્ય ન બની જાય, પણ મિલન દ્વારા પરિપૂર્ણ બનવાને જ આપણે ચરમ પરિણામ માનીએ, ઐશ્વર્યનો સંચય કરવાને નહિ, પણ આત્માને સત્યમાં અનુભવવો એને જ આપણે સફળતા તરીકે સ્વીકારીએ.

બહુ પ્રાચીન કાળમાં એક સમયે અરણ્યસંકુલ ભારતવર્ષમાં આપણા આર્ય પિતામહોએ પ્રવેશ કર્યો હતો. આધુનિક ઇતિહાસમાં યુરોપવાસીએ બરાબર તે જ પ્રમાણે નવા શોધાયેલા મહાખંડના મહાઅરણ્યમાં રસ્તો પાડયો છે. તેવાઓમાંના સાહસિકોએ અગ્રગામી થઈને અપરિચિત ભૂમિખંડોને પાછળ આવનારાઓ માટે અનુકૂળ બનાવી દીધા છે. આપણા દેશમાં પણ અગસ્ત્ય વગેરે ઋષિઓ અગ્રગામી હતા. તેઓએ અપરિચિત દુર્ગમતાની બાધાને વટાવી જઈને ગહન અરણ્યને વસવા યોગ્ય બનાવ્યાં હતાં. પહેલાંના મૂળ વતનીઓ સાથે જીવ સટોસટનાં યુદ્ધો તે સમયે જેમ થયાં હતાં તેમ આજે પણ થયાં છે. પરંતુ એ બે ઇતિહાસના પ્રવાહો જોકે બરાબર એક જ જાતની પરિસ્થિતિમાં થઈને વહ્યા છે, છતાં એક જ સમુદ્રમાં જઈને મળ્યા નથી.

અમેરિકાના અરણ્યમાં જે તપસ્યા થઈ છે તેના પ્રભાવથી વનમાંથી મોટાં મોટાં શહેરો ઇન્દ્રજાળની પેઠે ખડાં થયાં છે. ભારતવર્ષમાં પણ એ રીતે શહેરો થયાં નહોતાં એમ નહિ, પણ ભારતવર્ષે એની સાથોસાથ અરણ્યને પણ સ્વીકારી લીધાં હતાં. અરણ્ય ભારતવર્ષ દ્વારા લોપ નહોતાં પામ્યાં, ભારતવર્ષ દ્વારા સાર્થક થયાં હતાં, જે જંગલી લોકોનાં વાસસ્થાન હતાં તે જ ઋષિઓનાં તપોવન બની ગયાં હતાં. અમેરિકામાં જે અરણ્ય બચેલાં છે તે આજે અમેરિકાની જરૂરિયાતો પૂરી પાડવાની સામગ્રીરૂપ બનેલાં છે, ક્યાંક વળી તે ભોગની વસ્તુ પણ બનેલાં છે, પણ યોગના આશ્રમ તો નથી જ. ભૂમાની ઉપલબ્ધિ દ્વારા એ અરણ્યો પુણ્યસ્થાન બન્યાં નથી. માણસની શ્રેષ્ઠતર, અંતરતર પ્રકૃતિની સાથે એ અરણ્યપ્રકૃતિનું પવિત્ર મિલન સધાયું નથી. અરણ્યને નવા અમેરિકાએ પોતાની મોટી વસ્તુ કોઈ જ આપી નથી, અરણ્યે પણ તેને પોતાના મહાન પરિચયથી વંચિત રાખ્યું છે. નૂતન અમેરિકાએ જેમ પોતાના જૂના વતનીઓનો લગભગ ઉચ્છેદ કરી નાખ્યો છે, પોતાની ભેગા ભેળવી દીધા નથી, તે જ પ્રમાણે અરણ્યોને પોતાની સભ્યતાની બહાર ફેંકી દીધાં છે, તેની સાથે ભેળવી નથી દીધાં. નગરનગરી જ અમેરિકાની સભ્યતાનાં ઉત્તમ નિદર્શન છે — એ નગરો સ્થાપીને માણસે પોતાના સ્વાતંત્ર્યના પ્રતાપને અભ્રભેદી રૂપે પ્રગટ કર્યો છે. બીજી બાજુ, તપોવનો એ જ ભારતવર્ષની સભ્યતાનાં ચરમ નિદર્શન હતાં, એ વનની અંદર માણસે નિખિલ પ્રકૃતિની સાથે આત્માના મિલનનો જ શાંત સમાહિત ભાવે અનુભવ કર્યો છે.

કોઈ એવું ન માને કે ભારતવર્ષની આ સાધનાનો જ હું એકમાત્ર સાધના તરીકે પ્રચાર કરવા માગું છું. બલકે હું તો વિશેષે કરીને એ જ કહેવા માગું છું કે માણસોમાં વૈચિત્ર્યનો કંઈ પાર નથી. તે તાડના ઝાડની પેઠે એક જ સીધી રેખામાં આકાશ તરફ ચડતો નથી, તે વડની પેઠે અસંખ્ય ડાળપાંદડાં દ્વારા પોતાને ચારે દિશામાં

વિસ્તારી દે છે. તેની જે શાખા જે દિશામાં સહેજે જઈ શકે તેને તે દિશામાં જ સંપૂર્ણપણે જવા દેવામાં આવે તો જ આખું ઝાડ પરિપૂર્ણતા પામી શકે, એટલે બધી શાખાઓનું જ એમાં મંગળ છે.

માણસનો ઇતિહાસ જીવધર્મી છે. તે ગૂઢ પ્રાણશક્તિથી વધી આવે છે. તે લોઢાપિત્તળની પેઠે ઢાળામાં ઢાળવાની વસ્તુ નથી, બજારમાં કોઈ અમુક સભ્યતાનું મૂલ્ય અમુક સમયે વધી ગયું એટલા ખાતર આખી માનવજાતિને એક જ કારખાનામાં ઢાળીને ફેશનપરસ્ત મૂઢ ઘરાકોને ખુશ કરવાની દુરાશા બિલકુલ વૃથા છે.

નાના પગ આભિજાત્ય અથવા સૌંદર્યનું લક્ષણ છે, એમ માનીને કૃત્રિમ ઉપાયે પગને સંકુચિત કરવાથી ચીનની સ્ત્રીને નાના પગ મળ્યા નથી, વિકૃત પગ મળ્યા છે. ભારતવર્ષ પણ એકાએક બળજબરીથી પોતાને યુરોપીય આદર્શને અનુરૂપ કરવા જતાં સાચું યુરોપ બની શકવાનો નથી, વિકૃત ભારતવર્ષ બનશે એટલું જ.

એટલું આપણે દૃઢપણે યાદ રાખવું પડશે કે એક જાતિની સાથે બીજી જાતિનો અનુકરણ અનુસરણનો સંબંધ નથી, આદાનપ્રદાનનો સંબંધ છે. મારે જે વસ્તુની ખોટ ન હોય તે જ વસ્તુ તમારી પાસે પણ હોય તો તમારી સાથે હું અદલોબદલો કરી ન શકું, તો પછી તમારું બરોબરિયા તરીકે મારે કામ ન રહે. ભારતવર્ષ જો સાચું ભારતવર્ષ ન બને તો પારકાના બજારમાં વૈતરું કર્યા સિવાય પૃથ્વીમાં તેને માટે બીજું કંઈ કામ જ રહેશે નહિ. તો પછી તેનો પોતાને વિશેનો સંમાનભાવ ચાલ્યો જશે અને તેના પોતાની અંદર તેને આનંદ પણ રહેશે નહિ.

એટલે આજે આપણે ધ્યાનપૂર્વક વિચાર કરવો પડશે કે જે સત્યથી ભારતવર્ષ પોતાને આપોઆપ નિશ્ચિતભાવે મેળવી શકે તે સત્ય કયું છે? તે સત્ય પ્રધાનતયા વણિગ્વૃત્તિ નથી, સ્વારાજ્ય નથી,

સ્વદેશિકતા નથી; તે સત્ય વિશ્વજગતિકના છે. એ સત્યની ભારતવર્ષનાં તપોવનમાં સાધના થઈ છે, ઉપનિષદમાં એનો ઉચ્ચાર કરવામાં આવ્યો છે, ગીતામાં એની વ્યાખ્યા કરવામાં આવી છે. બુદ્ધદેવે એ સત્યને પૃથ્વીમાં સર્વ માનવોના નિત્યના વહેવારમાં સફળ બનાવવા માટે તપસ્યા કરી છે અને કાલક્રમે નાનાવિધ દુર્દશા અને વિકૃતિમાં પણ કબીર, નાનક વગેરે ભારતવર્ષના પાછળા મહાપુરુષો એ સત્યનો જ પ્રચાર કરી ગયા છે. ભારતવર્ષનું સત્ય એટલે જ્ઞાનમાં અદ્વૈત તત્ત્વ, ભાવમાં વિશ્વમૈત્રી અને કર્મમાં યોગસાધના. ભારતના અંતરમાં જે ઉદાર તપસ્યા ગંભીરભાવે સંચિત થયેલી છે, તે જ તપસ્યા આજે હિંદુ, મુસલમાન, બૌદ્ધ અને અંગ્રેજને પોતામાં એકાકાર કરી લેવા માટે પ્રતીક્ષા કરી રહી છે; દાસભાવે નહિ, જડભાવે નહિ, સાત્ત્વિકભાવે, સાધકભાવે. જ્યાં સુધી એ ન બને ત્યાં સુધી આપણને વારંવાર વ્યર્થતા મળ્યા કરશે. બ્રહ્મચર્ય, બ્રહ્મજ્ઞાન, સર્વ જીવો પ્રત્યે દયા, સર્વભૂતોમાં આત્માનુભવ એ વસ્તુ એક સમયે આ ભારતવર્ષમાં કેવળ કાવ્યકથા અથવા કેવળ મતવાદરૂપે નહોતી; પ્રત્યેકના જીવનની અંદર એને સત્ય બનાવવાની આજ્ઞા હતી; તે આજ્ઞા જો આજે આપણે ભૂલી ન જઈએ, આપણા સમગ્ર શિક્ષણને એ આજ્ઞા અનુસાર ચલાવીએ, તો જ આપણો આત્મા વિરાટમાં પોતાની સ્વાધીનતા પ્રાપ્ત કરી શકશે અને કોઈ તાત્કાલિક બાહ્ય પરિસ્થિતિ આપણી તે સ્વાધીનતાનો લોપ કરી શકશે નહિ

પ્રબળતામાં સંપૂર્ણતાનો આદર્શ નથી હોતો. સમગ્રના સામંજસ્યનો નાશ કરીને પ્રબળતા પોતાને અસંગ પાડીને બનાવે છે માટે જ તે મોટી લાગે છે, પરંતુ ખરું જોતાં તે ક્ષુદ્ર હોય છે. ભારતવર્ષે એ પ્રબળતાની ઇચ્છા કરી નહોતી, તેણે પરિપૂર્ણતાને જ ઇચ્છી હતી. એ પરિપૂર્ણતા વિશ્વ સાથેના યોગમાંથી જન્મે છે, એ યોગ અહંકારને દૂર કરીને વિનમ્ર બનતાં સધાય છે. એ વિનમ્રતા એક આધ્યાત્મિક શક્તિ છે, એ દુર્બળ સ્વભાવના માણસોને મળતી નથી. વાયુનો

જે પ્રવાહ નિત્ય હોય તે શાંતિને કારણે જ વાવાઝોડા કરતાં વધારે પ્રબળ હોય છે. એટલા માટે જ વાવાઝોડું કાયમ ટકી શકતું નથી, એટલા માટે જ વાવાઝોડું કેવળ અમુક સંકુચિત સ્થાનને થોડા સમય માટે ક્ષુબ્ધ કરે છે, અને શાંત વાયુપ્રવાહ સમસ્ત પૃથ્વીને સદાકાળ વીંટળાઈને રહે છે. યથાર્થ નમ્રતા જે સાત્ત્વિકતાના તેજથી ઉજ્જ્વળ હોય છે, જે ત્યાગ અને સંયમની કઠોર શક્તિથી દૃઢ પ્રતિષ્ઠિત હોય છે, તે નમ્રતા જ સમસ્તની સાથે અબાધ રીતે યુક્ત થઈને સત્યભાવે, નિત્યભાવે સમસ્તને પામે છે. તે કોઈને દૂર કાઢી મૂકતી નથી, વિચ્છિન્ન કરતી નથી, પોતાનું વિસર્જન કરે છે અને સૌને પોતાનાં કરે છે. એટલા માટે ભગવાન ઈસુએ કહેલું છે કે જે વિનમ્ર છે તે જ પૃથ્વી ઉપર વિજય મેળવે છે, શ્રેષ્ઠ ધનનો અધિકાર એકમાત્ર તેને જ છે.

## ૧૦૭

## રજા પછી

શાન્તિનિકેતન બ્રહ્મવિદ્યાલયમાં

રજા પછી આપણે બધા ફરીથી અહીં એકત્ર થયા છીએ. કામમાંથી અવારનવાર આપણે જે આ રીતે છુટ્ટી લઈએ છીએ તે કામથી અલગા થવા માટે નથી લેતા — કામની સાથેના સંબંધને તાજો રાખવાનો એ ઉપાય છે.

અવારનવાર કાર્યક્ષેત્રમાંથી જો આ રીતે દૂર જતા ન રહીએ તો કાર્યનું યથાર્થ તાત્પર્ય આપણે સમજી શકતા નથી. અવિશ્રામપણે કામમાં ગૂંથાયેલા રહેવાથી કામને જ આપણે અત્યંત મહત્ત્વની અને

એકમાત્ર વસ્તુ માની બેસીએ છીએ. પછી કામ કરોળિયાના જાળાની પેઠે આપણને ચારે બાજુએથી એવા ઘેરી લે છે કે તેનો ખરો ઉદ્દેશ શો છે તે સમજવાની શક્તિ જ આપણામાં રહેતી નથી. એટલે જે કામને આપણે ટેવાઈ ગયા હોઈએ તેને ફરીથી નવેસર જોવાની તક મળે એ માટે જ આપણે મહીંમહીંથી કામમાંથી ખસી જઈએ છીએ. કેવળ થાકી ગયેલી શક્તિને વિશ્રામ આપવાનો જ એનો ઉદ્દેશ નથી હોતો.

આપણે ફક્ત કામને જ ન જોવું જોઈએ. કર્તા (શેઠ)ને પણ જોવો જોઈએ. ફક્ત આગનો પ્રખર તાપ અને એંજિનના કઠોર અવાજમાં આપણે આ સંસારરૂપી કારખાનાના મજૂરોની પેઠે આખે શરીરે મેશ લપેટીને દિવસ નથી વિતાવવાનો. દિવસને છેડે એક વાર સ્નાન કરીને કપડાં બદલીને કારખાનાના શેઠને જો મળી આવી શકીએ તો તેમની સાથે આપણા કામનો સંબંધ શો છે તે નક્કી કરી યંત્રની ગુલામીમાંથી બચી શકીએ, અને તો જ કામમાં આપણને આનંદ પડે. નહિ તો આખો વખત યંત્રનાં ચક્કર ચલાવી ચલાવીને આપણે પણ યંત્ર જ બની જઈશું.

આજે રજા પૂરી થતાં આપણે ફરી આપણા કાર્યક્ષેત્રમાં આવી પહોંચ્યા છીએ. હવે શું આપણે ફરીથી કાર્યને નવી દૃષ્ટિએ જોતા નથી? એ કાર્યનું મર્મગત સત્ય ટેવને કારણે આપણી આગળ મ્લાન થઈ ગયું હતું તેને ફરીથી ઉજ્જ્વળરૂપે જોઈને શું આનંદ નથી થતો?

એ આનંદ શાનો છે? એ શું સફળતાની મૂર્તિને પ્રત્યક્ષ જોવાનો આનંદ છે? એ શું એવી માન્યતામાંથી જન્મ્યો છે કે આપણે જે કરવા માગતા હતા તે કરી નાખ્યું છે? એ શું આપણી પોતાની સફળતાના ગર્વના અનુભવમાંથી જન્મેલો આનંદ છે?

એમ નથી. કર્મને જ ચરમ વસ્તુ માની લઈ તેમાં મગ્ન રહેવાથી માણસ કર્મને કારણે પોતાની શક્તિનો ગર્વ અનુભવી શકે છે. પરંતુ

કર્મની અંદરનું સત્ય જ્યારે આપણે જોઈએ છીએ ત્યારે કર્મ કરતાં અનેકગણી મોટી વસ્તુને આપણે જોવા પામીએ છીએ. તે વખતે જેમ આપણો અહંકાર ટળી જાય છે, આદરથી માથું નમી પડે છે, તેમ બીજી બાજુએ આનંદથી આપણી છાતી ફૂલે છે. ત્યારે આપણા આનંદમય પ્રભુને જોવા પામીએ છીએ, ફક્ત લોઢાના યંત્રની બડાશો જ જોતા નથી.

અત્યારના આ વિદ્યાલયમાં એક મંગલ પ્રયત્ન રહેલો છે. પરંતુ એ શું કેવળ મંગલનું એક યંત્ર માત્ર છે? કેવળ નિયમ કરવા અને નિયમ પ્રમાણે માણસોને ચલાવવા એ એનું કામ છે? ફક્ત ભાષા શીખવવી, દાખલા ગણાવવા, કામ કરીને મરવું અને બીજાને કામ કરાવીને મારવા એ એનો હેતુ છે? ફક્ત એક મસમોટી નિશાળ ઊભી કરી ભારે ફળ મળ્યું એમ માનવું એ એનો હેતુ છે? એમ તો નથી.

આ પ્રયત્નને મોટો માનવો, એ પ્રયત્નના ફળને જ મોટું ફળ માની ગર્વ લેવો એ નકામું છે. મંગલ કાર્યમાંથી મંગલ ફળ મળે એમાં શંકા નથી, પણ એ માત્ર ગૌણ ફળ છે. મૂળ વાત એ કે, મંગલ કર્મમાં મંગલમયનો આવિર્ભાવ આપણી આગળ સ્પષ્ટ બની જાય છે. જો સાચી જગ્યાએ આપણે આંખ ખોલીને જોઈએ તો મંગલ કર્મમાં આપણે તે વિશ્વમંગલને જોવા પામીએ. મંગલ કાર્યની ચરમ સાર્થકતા એ જ છે. મંગલ કર્મ એ વિશ્વકર્માને સાચી નજરે જોવાની એક સાધના છે. જે આળસુ છે તે તેને જોઈ શકતો નથી, જે નિરુદ્યમ છે, તેના ચિત્તમાં ઈશ્વરનો પ્રકાશ ઢંકાઈ ગયેલો હોય છે. એટલા માટે જ કર્મની જરૂર છે, નહિ તો કર્મમાં જ કર્મનું ગૌરવ ન હોઈ શકે.

જો આપણે એમ જાણીએ કે આપણું આ કર્મ તે કલ્યાણમય વિશ્વકર્માને પામવાની જ એક સાધના છે, તો કર્મમાં જે કંઈ વિઘ્ન, ઊણપ કે પ્રતિકૂળતા હોય તેનાથી આપણે હતાશ ન થઈ જઈએ.

કારણ, વિઘ્નોને વટી જવું એ જ આપણી સાધનાનો એક ભાગ છે. વિઘ્ન ન હોય તો આપણી સાધના જ અધૂરી રહે. પછી પ્રતિકૂળતાને જોતાં જ આપણે કામ બગડવાના ભયથી વ્યાકુળ બની જતા નથી; કારણ, કર્મફળ કરતાં પણ મોટું ફળ છે. પ્રતિકૂલતા સામે યુદ્ધ કરવાથી આપણે સફળ થઈશું એમ માનીને કમર કસીએ એ નહિ ચાલે, ખરું જોતાં, સફળ થઈશું કે કેમ એની આપણને ખબર નથી, પણ પ્રતિકૂલતા સામે લડતાં લડતાં આપણા અંતરની બાધાઓ નાશ પામે છે, તેથી આપણું તેજ શાખ ઊડી જવાને કારણે ઉત્તરોત્તર વધુ ને વધુ દીપ્તિમંત બનતું જાય છે, અને એ દીપ્તિને લીધે જ જેઓ વિશ્વ-પ્રકાશ છે તેમનો પ્રકાશ આપણા ચિત્તમાં ખુલ્લો થતો રહે છે. આનંદ માનો કે કાર્યમાં વિઘ્નો આવે છે. આનંદ માનો કે, કાર્ય કરવા જતાં તમારે જુદીજુદી દિશાઓમાંથી જાતજાતના આઘાત સહન કરવા પડશે અને તમે જે કલ્પ્યું હશે તેનો વારંવાર પરાભવ થશે. આનંદ પામો કે, લોકો ખોટી રીતે સમજશે અને તમારું અપમાન કરશે. આનંદ પામો કે, તમે જે પગાર મળશે એમ માનીને લોભમાં બેઠા હતા તેથી વારંવાર વંચિત થવુ પડશે. કારણ, એનું જ નામ સાધના. જે માણસ અગ્નિ સળગાવવા ઇચ્છતો હોય તે લાકડાં બળી જાય છે એમ કહીને દુઃખ કરવા બેસે એ શી રીતે ચાલે? જે કંજૂસ ફક્ત એક જ લાકડાનો ઢગલો કરવા માગતો હોય તો તેની વાત જવા દો! એટલે રજા પૂરી થતાં કાર્યનાં બધાં બાધા વિઘ્ન, બધી ઊણપ અને અસંપૂર્ણતામાં આજે આનંદપૂર્વક પ્રવેશ કરીએ છીએ. કોને જોઈને? જેઓ કર્મની ઉપર બેઠેલા છે તેમને જોઈને.

તેમના ઉપર નજર રાખવાથી કાર્યનું બળ વધે છે તેમ છતાં ઉકતા ચાલી જાય છે. પ્રયાસનું આયાસરૂપ નજરે પડતું નથી, શાંતિરૂપ જ વ્યક્ત થાય છે. કામ ચાલતું રહે છે છતાં શાંતિ આવે છે, પૂરી ભરતીના પાણીની માફક બધું ભર્યું ભર્યું લાગે છે. બૂમાબૂમ, ધાંધાધાટ,

હોકારાપકારા બધું બિલકુલ થંભી જાય છે. વિચાર વાણી કે કર્મમાં લેશ પણ અતિશયતા રહેતી નથી. એ વખતે શક્તિ પોતાને છુપાવી દઈ સુંદર બની જાય છે — આજના આ સંધ્યાકાશનાં નક્ષત્રોના જેવી! તેનું પ્રચંડ તેજ, પ્રબળ ગતિ, અને તેનો ભયંકર ઉદ્યમ કેવી પરિપૂર્ણ શાંતિની મૂર્તિ ધારણ કરીને કેવું કમનીય હાસ્ય હસે છે! આપણે પણ આપણા કર્મના આસન ઉપર પરમ શક્તિનું તે શાંતિમય મહાસુંદર રૂપ જોઇને ઉદ્ધત પ્રયાસને પ્રશાંત બનાવી દઈશું. કર્મના ઊછળતા ધમપછાડાને સૌંદર્યથી મંડિત કરીને ઢાંકી દઈશું. આપણું કાર્ય — मधु द्यौः, मधु नक्तम्, मधुमत् पार्थिवं रजः — એ બધાં સાથે ભળી જઈને મધુમય બની જશે.

## ૧૦૮

## વર્તમાન યુગ

મેં પહેલાંજ એક વાત તમને લોકોને કહેલી છે કે તમે લોકો આ યુગમાં જન્મ્યા છો, એ તમારું પરમ સૌભાગ્ય છે. તમને ખબર નથી કે આ યુગ કેવો મોટો યુગ છે, એના ગર્ભમાં શું શું છુપાયેલું છે! હજારો સૈકામાં આવો સૈકો દુનિયામાં જવલ્લેજ આવ્યો હશે. માત્ર આપણા દેશમાંજ નહિ, આખી દુનિયામાં એક પ્રચંડ મોજું આવ્યું છે. વિશ્વના માનવોમાં એક પ્રકારનું ચાંચલ્ય જોવામાં આવે છે — બધા જ આજે જાગી ગયા છે. પુરાણા જીર્ણ સંસ્કારો છોડી દેવા માટે, બધા પ્રકારના અન્યાયોને રોળી નાખવા માટે આખી માનવજાતે કમર કસી છે — નવી રીતે જીવનને અને દેશને ઘડવા માગે છે. વસન્ત આવતાં વૃક્ષો જેમ પોતાના દેહ ઉપરથી સૂકાં

પાંદડાંને ખેરવી નાખીને નવા પલ્લવથી શણગારાય છે, તેમ માનવપ્રકૃતિ કોઈ એક પ્રાણપૂર્ણ હવાર્થી બરાબર એ જ રીતે શણગારાવાને અધીરી થઈ ગઈ છે. માનવપ્રકૃતિએ પૂર્ણતાનો સ્વાદ આપ્યો છે, હવે એને કેમે કરી બહારની શક્તિથી દબાવી રાખી શકાશે નહિ.

ખરી વસ્તુ એકાએક આપણી નજરે પડતી નથી, એટલું જ નહિ, ઘણી વાર તો આપણે તેના અસ્તિત્વનો સુધ્ધાં ઇન્કાર કરી બેસીએ છીએ. આજે આપણે બહારથી જોઈએ છીએ તો ચારેકોર એક તુમુલ આંદોલન મચેલું છે, જેને આપણે પૉલિટિક્સ કહીએ છીએ. આપણે એને ગમે એટલું મહત્ત્વ આપીએ તોય એ બિલકુલ બહારની વસ્તુ છે. આપણા આત્માને કંઈ જો ખરેખર જાગ્રત કરતું હોય તો તે એક ધર્મ જ કરે છે. એ ધર્મની મૂળ શક્તિ છૂપી રહીને કામ કરે છે એટલે આપણી નજરે પડતી નથી; પૉલિટિક્સની ધમાલે જ આપણું બધું ધ્યાન ખેંચી લીધું છે. આપણે ઉપરનાં મોજાં જ જોતા હોઈએ છીએ, અંદરના પ્રવાહને જોતા નથી હોતા. પરંતુ, ખરું જોતાં, ભગવાને માનવસમાજને ધર્મ મારફતે એક જબરો આંચકો આપ્યો છે, એ જ આ વીસમી સદીના સમાચાર છે. વિશ્વાસ રાખો, અનુભવ કરો, કે ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમ આખી દુનિયામાં આજે ધર્મની વિદ્યુત શક્તિ દોડી રહી છે. દુનિયામાં આજે જે કોઈ તાપસ સાધના કરતો હશે તેને માટે આજના જેવો અનુકૂળ સમય બીજો આવવાનો નથી. આજે શું તમારે નિશ્ચેષ્ટ રહેવાનો વખત છે? તમારી તન્દ્રા શું નહિ ઊડે? આકાશમાંથી જ્યારે વૃષ્ટિ થાય છે ત્યારે નાનાંમોટાં જેટલાં જળાશય જ્યાં જ્યાં ખોદેલાં હોય છે, તે બધાં પાણીથી ભરાઈ જાય છે. પૃથ્વી ઉપર આજે જ્યાં જ્યાં મંગલનો આધાર પહેલેથી તૈયાર રાખવામાં આવ્યો હશે, ત્યાં ત્યાં તે કલ્યાણથી પરિપૂર્ણ થઈ જશે. સફળતા આજે સહેલી થઈ ગઈ છે; આવી તકને જવા દેવી પાલવે એમ નથી. તમે આશ્રમવાસીઓ આ સોનેરી તક ઝડપી લઈ આશ્રમને સાર્થક બનાવી દો. પથ્થર ઉપર

થઈને પાણીનો પ્રવાહ જેમ વહી જાય છે, ત્યાં ઊભા રહેવાનું તેને કોઈ સ્થાન જ મળતું નથી, તેમ આપણા હૃદય ઉપર થઈને આ પ્રવાહ ન વહી જાય એ જોજો! ઈશ્વરના પ્રસાદનો પ્રવાહ આજે આખી પૃથ્વી ઉપર થઈને વિશેષભાવે પ્રવાહિત થતી વખતે અહીં આવીને થોડી વાર ઘૂમરી ખાઈને રોકાય એ જોજો. આખો આશ્રમ કાંઠોકાંઠ ભરાઈ જાય એમ કરજો. માત્ર આપણો આ નાનકડો આશ્રમ જ શા માટે, આખી પૃથ્વીમાં જ્યાં જ્યાં, જે કોઈ નાનાં-મોટાં સાધનાનાં ક્ષેત્રો હોય તે બધાં આજે મંગલવારિથી ભરાઈ જાઓ. આશ્રમમાં વસવા છતાં આ દિવસે જીવનને વ્યર્થ થવા ન દેશો. અહીંયાં શું કેવળ તુચ્છ વાતોમાં મશગૂલ બનીને, હિંસા અને દ્વેષમાં રહીને નાના નાના સ્વાર્થોમાં દિવસ વિતાવવા આવ્યા છો? ફક્ત પાઠ ગોખવામાં, પરીક્ષા પાસ કરવામાં અને ફૂટબૉલ રમવામાં આવું મોટું જીવન ખર્ચી નાખવા માગો છો? કદી નહિ.—એ બની જ ન શકે. આ યુગનો ધર્મ તમારા પ્રાણને સ્પર્શો. તપસ્યા દ્વારા સુંદર થઈને તમે ખીલી ઊઠો. તમારો આશ્રમવાસ સાર્થક થાઓ. તમે જો મનુષ્યત્વની સાધનાને પ્રાણપણે વળગી ન રહો, કેવળ રમતગમત અને વાંચવાલખવામાં જ જીવન વિતાવી દો, તો તમે અપરાધમાં પડશો, અને તેની કદી માફી નહિ મળે, કારણ, તમે આશ્રમવાસી છો.

હું ફરીથી કહું છું, તમે કયે સમયે આ પૃથ્વી ઉપર આવ્યા છો એ સમયનો વિચાર કરો. આજના જમાનાનું એક સુખ એ છે કે, વિશ્વમાં જે ચાંચલ્ય મચ્યું છે, તેનો અનુભવ એકી વખતે બધા દેશના લોકો કરે છે. પહેલાં એક ઠેકાણે તરંગો ઊઠતા તો બીજા ઠેકાણાના લોકોને તેની ખબર પડતી નહિ. દરેક દેશ અલગ હતો. એક દેશના સમાચાર બીજા દેશમાં પહોંચી શકતા નહોતા. હવે એવો સમય રહ્યો નથી. દેશના કોઈ પણ ભાગમાં આઘાત લાગતાં તરંગ

આવે તો તે તરંગ ફક્ત દેશમાં જ નહિ, આખી દુનિયામાં તીરની જેમ દોડી જાય છે. આપણે બધા એક થઈને ઊભા રહીએ. કેટકેટલી બાજુએથી આપણને બળ મળે છે; સત્યને વળગી રહેવામાં જે ભારે વેદના રહેલી છે તેને આપણે અનાયાસે સહી શકીએ; જુદી જુદી દિશામાંથી દૃષ્ટાંતો અને સહાનુભૂતિ આવીને આપણને બળ આપે — એ કંઈ ઓછી વાત છે! પોતાને આપણે અસહાય ન માનીએ. આ એક મોટી તક છે. એવે વખતે આશ્રમવાસની તક ગુમાવશો નહિ. તમારું જીવન જો વ્યર્થ ગયું, તો તેમાં આશ્રમે કંઈ ગુમાવવાનું નથી — તમને જ નુકસાન છે. આખું ઝાડ મોરથી ભરાઈ જાય છે. બધા જ મોરમાંથી ફળ પાકે છે એમ બનતું નથી. કેટલોક ખરી પડે છે, સુકાઈ જાય છે, તેમ છતાં ફળની ખોટ નથી પડતી. ડાળ ભરીને ફળ બેસે છે. ફળ ન બેઠાં એમ કહીને ઝાડ રડવા નથી બેસતું, રડવાનું તો ખરી પડેલા મોરને છે, કારણ, તે ફળરૂપે પરિણત ન થઈ શક્યો.

આ આશ્રમ જ્યારે તૈયાર થતો હતો, વૃક્ષો જ્યારે ધીરે ધીરે પ્રકાશ તરફ માથાં ઊંચાં કરતાં હતાં, ત્યારે સુધ્ધાં નવા યુગના કોઈ સમાચાર પૃથ્વીમાં આવ્યા નહોતા. અજ્ઞાતભાવે જ આશ્રમના ઋષિ આ યુગને માટે આશ્રમને તૈયાર કરવાના કાર્યમાં રોકાયેલા હતા; ત્યારે હજી વિશ્વમંદિરનાં દ્વાર ઊઘડ્યાં નહોતાં, શંખ વાગ્યા નહોતા. વીસમી સદીને માટે વિશ્વદેવતા કેવી વિપુલ તૈયારી કરી રહ્યા હતા તેની અમને લગારે ખબર નહોતી. આજે અચાનક મંદિરનાં દ્વાર ઊઘડી ગયાં — આપણું કેવું પરમ સૌભાગ્ય. આજે વિશ્વદેવતાનાં દર્શન કરવાં જ પડશે, આંધળા થઈને પાછા જઈએ એ નહિ ચાલે. આજે મોટો ઉત્સવ છે; એ ઉત્સવ એક દિવસનો નથી, બે દિવસનો નથી, — શતાબ્દીવ્યાપી ઉત્સવ છે. એ ઉત્સવ કોઈ એક જગ્યાનો નથી, કોઈ એક પ્રજાનો નથી, એ ઉત્સવ આખી માનવજાતનો વિશ્વવ્યાપી

ઉત્સવ છે. ચાલો આપણે બધા ભેગા થઈએ ને નીકળી પડીએ. દેશમાં જ્યારે કોઈ રાજાનું આગમન થાય છે ત્યારે તેને જોવા માટે રસ્તા પર જઈએ છીએ ત્યારે જૂનાં વસ્ત્રો બદલવાં પડે છે, નવાં વસ્ત્રોથી દેહને શણગારવો પડે છે. આજે દેશના રાજા સામે આવીને ઊભા છે, ઉદ્ધત મસ્તક નમાવો. આખા વરસનો ભેગો થયેલો કચરો ફગાવી દો. મનને શુભ બનાવી દો. શાંત થાઓ, પવિત્ર થાઓ. તેમને ચરણે પ્રણામ કરીને ઘેર પાછા જાઓ. તેઓ તમારે માથે આશીર્વાદ વર્ષાવો —મંગલ કરો, મંગલ કરો, મંગલ કરો.

## ૧૦૯

### ભક્ત

૭મી પોષ, રાત્રિ ૧૩૧૬

કવિના કાવ્યમાં જેમ કવિનો પરિચય રહેલો હોય છે તેમ આ જે શાંતિનિકેતન આશ્રમ તૈયાર થયો છે, તૈયાર થયો છે શા માટે, રોજ રોજ તૈયાર થઈ રહ્યો છે, એમાં એક જીવનનો પરિચય રહેલો છે.

એ જીવને શું ઇચ્છ્યું હતું, અને એ જીવને શું પ્રાપ્ત કર્યું હતું તે આ આશ્રમમાં એ જે રીતે લખી ગયું છે તેવું બીજે ક્યાંય તે લખી જવા પામ્યું નથી. અનેક મોટા મોટા રાજાઓ, તામ્રપટો પર અને શિલાલિપિમાં પોતે જીતીને મેળવેલાં રાજ્યોની વાત કોતરીને મૂકી ગયા છે. પરંતુ આવો લેખ ક્યાં મળે! આવા વિશાળ મેદાનમાં, ઉદાર આકાશમાં, આવા જીવન્ત અક્ષર, આવો ઋતુ ઋતુએ પરિવર્તન પામતો રહેતો નવા નવા વર્ણનો લેખ!

મહર્ષિએ પોતાના જીવનમાં અનેક સભાઓ સ્થાપી હતી, અનેક બ્રાહ્મસમાજ મંદિરની પ્રતિષ્ઠા કરી હતી, અનેક ઉપદેશ આપ્યા હતા, અનેક ગ્રંથ પ્રગટ કર્યાં હતા, પરંતુ એ બધાં કાર્યોમાં અને આ આશ્રમમાં એક તફાવત છે. જેમ ઝાડની ડાળીમાંથી ખૂંટા થઈ શકે, તેને ચીરીને તેમાંથી જાતજાતની વસ્તુઓ બનાવી શકાય, પણ તે ઝાડ ઉપર જે ફૂલ ખીલે છે, જે ફળ બેસે છે, તે આ બધી વસ્તુઓ કરતાં જુદું જ હોય છે; તેમ મહર્ષિના જીવનનાં બીજાં બધાં કાર્યો કરતાં આ આશ્રમની એક વિશેષતા છે. એને માટે તેમને વિચાર નથી કરવો પડ્યો, પ્રયત્ન નથી કરવો પડ્યો, બહારના લોકો સાથે મળતું નથી પડ્યું, આસપાસના જગત સાથે કોઈ આઘાત પ્રત્યાઘાતમાં નથી ઊતરવું પડ્યું. એ તેમના જીવનમાંથી મૂર્તિ ધારણ કરીને આપોઆપ પ્રગટી નીકળ્યો છે. એટલા માટે જ એમાં આવું એક સૌંદર્ય, આવી એક સંપૂર્ણતા રહેલી છે. એટલા માટે જ એમાં આવી એક સુધાગંધ, આવો એક મધુસંચય રહેલો છે. એટલા માટે જ એમાં તેમના આત્માનો પ્રકાશ જેવો સહજ અને ગભીર છે, તેવો બીજે ક્યાંય નથી.

આ આશ્રમમાં શું છે? મેદાન અને આકાશ અને છાયાવૃક્ષો; ચારે કોર વિપુલ અવકાશ અને નિર્મળતા. અહીંના આકાશમાં મેઘની વિચિત્ર લીલા, અને ચંદ્રસૂર્ય-ગ્રહતારાનું આવર્તન લગારે ઢંકાઈ ગયાં નથી. અહીંના આ વેરાન વગડાની વચમાં નાના વનમાં ઋતુઓ પોતાનાં વાદળાં, પ્રકાશ, વર્ણ, ગંધ, ફૂલ, ફલ અને પોતાની બધી જ વિચિત્ર સામગ્રી સહિત સંપૂર્ણ રૂપે પ્રગટ થાય છે. કોઈ પણ બાધાને કારણે તેમણે સંકોચાવું પડ્યું નથી. ચારે કોર વિશ્વપ્રકૃતિનો આ બાધાહીન આવિર્ભાવ અને તેની વચમાં શાન્તં શિવમદ્વૈતમ્‌ની આ બંને સંધ્યા સમયે થતી નિત્ય ઉપાસના — એ સિવાય બીજું કશું નથી. દિવસોના દિવસો, વરસોનાં વરસો, એ એકાંતમાં, નિર્જનમાં, એ વનના મર્મરમાં, પંખીના કૂજનમાં, એ ઉદાર પ્રકાશમાં અને

નિબિડ છાયામાં ગાયત્રી મંત્રનું ઉચ્ચારણ થાય છે, ઉપનિષદના મંત્રોનો પાઠ થાય છે, સ્તવગીતો ગુંજે છે.

આ આશ્રમમાંથી બે સૂર પ્રગટ્યા છે — એક વિશ્વપ્રકૃતિનો સૂર અને બીજો માનવાત્માનો સૂર. એ બે ધારાઓના સંગમસ્થાને આ તીર્થ સ્થપાયેલું છે. એ બંને સૂરો અતિ પુરાતન છે અને સદા નૂતન છે. આ આકાશ નિરંતર જે નીરવ મંત્રનો જાપ કરે છે તેને આપણા પિતામહોએ આર્યાવર્તનાં સમતલ મેદાનોમાં નિઃશબ્દપણે ઊભા રહીને કેટલાયે સૈકા પહેલાં પણ પોતાના અંતરના ઊંડાણમાં ગ્રહણ કર્યો હતો. આ વનની પલ્લવઘન શાંતિમાં મગ્ન બનીને છાયા અને પ્રકાશ એ બે ભાઈબહેન મળીને પૃથ્વી ઉપર નામાવલીનું જે ઉત્તરીય રચે છે, એ પવિત્ર કલા-કૌશલ આપણા વનવાસી આદિ-પુરુષોએ જ્યારે સરસ્વતીને તીરે પહેલવહેલી કુટીર બાંધવાની શરૂઆત કરી હતી ત્યારે પણ જોયું હતું. આ એ જ આકાશ છે, આ એ જ છાયા અને પ્રકાશ છે, આ એ જ પ્રકાશની એક અનિર્વચનીય વ્યાકુળતા છે, જેને લીધે સમસ્ત આકાશને તેમણે રડતું સાંભળ્યું હતું. માટે જ ઋષિપિતામહોએ આ અંતરીક્ષને ક્રન્દસી એવું નામ આપ્યું હતું.

વળી અહીં માનવના કંઠમાંથી જે મંત્રનો ઉચ્ચાર થાય છે તે પણ કેટલાય યુગની પ્રાચીન વાણી છે. पिता नोऽसि, पिता नो बोधि, नमस्तेऽस्तु — એ વચનો કેટલાં સરલ, કેટલાં પરિપૂર્ણ અને કેટલાં પુરાતન છે! જે ભાષામાં એ વાણી પહેલવહેલી વ્યક્ત થઈ હતી, તે ભાષા આજે પ્રચલિત નથી, પરંતુ એ વાક્યો આજે પણ શ્રદ્ધાથી ભક્તિથી વિશ્વાસથી વ્યગ્રતાથી અને વિનંતીથી પરિપૂર્ણ બનીને રહેલાં છે. એ થોડા શબ્દોમાં માણસની ચિરકાલની આશા અને આશ્વાસન અને પ્રાર્થના ઘનીભૂત બનીને રહેલાં છે.

सत्य ज्ञानमनन्तं ब्रह्म, એ અત્યંત નાનું તેમ છતાં અત્યંત મોટું

વિતાવ્યું હતું, તેમના બધા ક્રિયાકાંડમાં બાળપણથી જ મહર્ષિ તેમના સાથી હતા. જ્યારે વૈરાગ્ય પેદા થયો, જ્યારે ધર્મને માટે તેમનામાં વ્યાકુળતા જન્મી, ત્યારે એ અભ્યસ્ત માર્ગે જ કેમ તેમનું મન ન વળ્યું? ભક્તિભાવનાને રોકાયેલી રાખવા માટેની સામગ્રી તો તેમની પાસે જ હતી.

પોતાની ભક્તિને તેમણે એ માર્ગે કદી ચલાવી જ નહોતી એમ નહોતું. તેઓ જ્યારે વિદ્યાલયમાં પરીક્ષા આપવા જતા ત્યારે રસ્તામાં દેવીમંદિરમાં ભક્તિપૂર્વક પ્રણામ કરવાનું ભૂલતા નહોતા; તેમણે એક વાર એવી ધામધૂમથી સરસ્વતીની પૂજા કરી હતી કે તે વરસે પૂજાને દિવસે શહેરમાં ગલગોટાનાં ફૂલ મળવાં મુશ્કેલ થઈ ગયાં હતાં. પરંતુ જે દિવસે સ્મશાન ઘાટે પૂર્ણિમાની રાતે તેમનું ચિત્ત જાગ્રત થઈ ગયું, તે દિવસે એ બધા લાંબા વખતથી ટેવાયેલા માર્ગોને તેમણે માર્ગો તરીકે જ સ્વીકાર્યા નહિ. તેમની તૃષાને છિપાવે એવું જળ એ દિશામાં નથી એ સમજવા માટે તેમને વિચાર કરવાનીય જરૂર નહોતી પડી.

એટલે હું કહેતો હતો કે ભક્તિને બહારની બાજુએ રોકીને તેમણે પોતાની જાતને છેતરી નહોતી. તેમને અંતઃપુરમાં હાક પડી હતી. તેઓ જગતમાં જ, જગદીશ્વરના અંતરાત્મામાં જ પરમાત્માનાં દર્શન કરવા માગતા હતા. તેમને કશા પણ વડે ભોળવી રાખવાની કોનામાં શક્તિ હતી? જેઓ જાતજાતનાં ક્રિયાકર્મોમાં પોતાને ગૂંથાયેલા રાખવા ઇચ્છે છે તેમની પાસે જાતજાતના ઉપાય હોય છે, જેઓ ભક્તિનો મધુર રસ આસ્વાદવા ઇચ્છે છે તેમને પણ જાતજાતનાં ઉપલક્ષ્યો મળી રહે છે. પરંતુ જેઓ એકદમ તેમને જ મળવા ઇચ્છે છે તેમને માટે એ એક સિવાય બીજો માર્ગ નથી, તે પછી કંઈ થોડા જ બહાર ભટકી શકે છે? તેમની આગળ કોઈ રંગીન વસ્તુ સજાવીને તેમને થોડા જ ભૂલવી શકાય છે? તેમણે તો નિખિલ વિશ્વમાં અને આત્મામાં પ્રવેશ કરવો જ પડવાનો.

પરંતુ એ અધ્યાત્મલોકના, એ વિશ્વલોકના મંદિરનો માર્ગ તેમને માટે લુપ્ત થઈ ગયો હતો. અંતરના ધનને દૂર દૂર શોધવાની પદ્ધતિ જ સમાજમાં ચારે કોર પ્રચલિત હતી, એ નિર્વાસિત દશામાં જ તેમનો પ્રાણ રડી ઊઠ્યો હતો. તેમનો આત્મા જે આશ્રય ઇચ્છતો હતો, તે આશ્રય બહારના ખંડતાના રાજ્યમાં તેમને ક્યાં મળવાનો હતો?

આત્મામાં જ પરમાત્માને, જગતમાં જ જગદીશ્વરને જોવા જોઈએ, એ વાત એટલી બધી સહજ છે કે આપણને લાગે કે એમાં આટલી બધી શોધાશોધ અને આટલી બધી રડારોળ શાને? પરંતુ સતત માનવજાતિના ઇતિહાસમાં એમ બનતું આવ્યું છે. માણસની સહજ વૃત્તિ બહાર તરફ દોડવા તરફ સ્વભાવથી જ ઢળતી હોય છે. એથી કરીને એ વલણને લીધે તે મૂળ કેન્દ્રનું આકર્ષણ ટાળીને તે છેવટે ક્યાં જઈને ઊભો રહે છે, તેનું કંઈ ઠેકાણું હોતું નથી. તે બાહ્ય દૃષ્ટિને જ દિવસે દિવસે એટલું બધું મહત્ત્વ આપે છે અને એવી જટિલ બનાવી મૂકે છે કે આખરે એક સમય એવો આવે છે, જ્યારે તેની જે આંતરિક વસ્તુ હોય છે, જે તેને માટે સ્વાભાવિક હોય છે, તેને જ શોધી કાઢવાનું તેને માટે સૌથી મુશ્કેલ બની જાય છે. એટલું બધું મુશ્કેલ બની જાય છે કે તે પછી તેને ખોળતો જ નથી, તેને તે ભૂલી જ જાય છે, તે સાચી છે એવું પછી તેને લાગતું જ નથી; તે બાહ્ય વસ્તુને જ એકમાત્ર વસ્તુ તરીકે ઓળખે છે, બીજા કશાનો તે વિશ્વાસ કરી શકતો નથી.

મેળાને દિવસે બાળક માનો હાથ પકડીને ફરાફર કરે છે. પણ તેનું મન આસપાસની વસ્તુઓમાં હોય છે એટલે તે કોણ જાણે ક્યારે માની આંગળી છોડી દે છે, અને ત્યાર પછી ભીડની અંદર, ધમાલની અંદર સતત બહારથી વધારે બહાર અને દૂરથી વધારે દૂર જતો રહે છે. એમ કરતાં કરતાં તેને માની યાદ જ રહેતી નથી, બહારની જે બધી વસ્તુઓ તે જુએ છે તે જ તેના આખા હૃદયનો કબજો લઈ

વાક્ય કેટલા દૂર દૂરના કાળનું છે! આજની સભ્યતા ત્યારે ભવિષ્યના ગર્ભમાં છુપાયેલી હતી, તે જન્મી સુધ્ધાં નહોતી. પરંતુ અંતરની અનુભૂતિ આજે પણ એ વાણીને ખુટાડી શકી નથી.

असतो मा सद्गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्योर्माऽमृतं गमय — આવી મોટી પ્રાર્થના જે દિવસે માણસના કંઠમાંથી ઊભરાઈને બહાર આવી હતી તે દિવસનું ચિત્ર આજ ઇતિહાસના દૂરબીન દ્વારા પણ સ્પષ્ટરૂપે જોઈ શકાય એમ નથી. તેમ છતાં એ પુરાતન પ્રાર્થનામાં માનવાત્માની સમસ્ત પ્રાર્થના પર્યાપ્તપણે રહેલી છે.

એક તરફ આ પુરાતન આકાશ, પુરાતન પ્રકાશ અને તરુલતામાં પુરાતન જીવનવિકાસની નિત્યનવીનતા, અને બીજી તરફ માનવચિત્તની મૃત્યુહીન પુરાતન વાણી, એ બંને ભેગાં થઈને આ શાંતિનિકેતન આશ્રમ થયેલો છે.

વિશ્વપ્રકૃતિ અને માનવચિત્ત એ બંનેને ભેગાં કરીને જે રહેલા છે તેમને એ બંનેમાં એકરૂપે જાણવાનો જે ધ્યાનમંત્ર, તેને ભારતવર્ષે પોતાનાં બધાં પવિત્ર શાસ્ત્રોના સારરૂપ મંત્ર તરીકે પસંદ કરેલો છે. એ મંત્ર એ જ ગાયત્રી. ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि, धियो यो नः प्रचोदयात् ।

એક તરફ ભૂલોક અંતરીક્ષ અને જ્યોતિષ્કલોક, અને બીજી તરફ આપણી બુદ્ધિ, આપણી ચેતના — એ બંનેને જેમની એક શક્તિ ફેલાવે છે, એ બંનેને જેમનો એક આનંદ જોડે છે — તેમને, તેમની એ શક્તિને વિશ્વમાં અને પોતાની બુદ્ધિમાં ધ્યાન દ્વારા અનુભવવાનો મંત્ર એ જ ગાયત્રી.

જેમણે મહર્ષિની આત્મકથા વાંચી છે તેઓ બધા જાણે છે કે તેમણે પોતાની દીક્ષાને દિવસે આ ગાયત્રી મંત્રને જ વિશેષરૂપે પોતાની ઉપાસનાના મંત્ર તરીકે સ્વીકાર્યો હતો. તેમનો એ દીક્ષા-

મંત્ર જ શાંતિનિકેતન આશ્રમને આકાર આપે છે — આ એકાંતમાં માણસના ચિત્તને પ્રકૃતિના પ્રકાશ સાથે જોડીને, वरेण्यं भर्गः, તે વરેણ્ય તેજને ધ્યાનગમ્ય બનાવે છે.

એ ગાયત્રી મંત્ર આપણા દેશમાં ઘણાનો જપનો મંત્ર છે — પરંતુ એ મંત્ર મહર્ષિનો જીવનમંત્ર હતો. એ મંત્રની તેમણે પોતાના જીવનમાં પ્રતિષ્ઠા કરી હતી, અને પોતાના સમસ્ત જીવનમાં એને પ્રગટ કર્યો હતો.

એમણે એ મંત્ર ગ્રહણ કર્યો હતો અને સાધ્યો હતો તેમાં લોકાચારનું અનુસરણ કારણ નહોતું. હંસ જેમ સ્વાભાવિક રીતે જ પાણીનો આશ્રય લે છે, તેમ તેમણે સ્વાભાવિક રીતે જ એ મંત્રનું અવલંબન લીધું હતું.

બાળક જેમ માતાના સ્તનને માટે રડે છે, ત્યારે તેને બીજું કંઈ આપીને રાખી શકાતું નથી, તેમ મહર્ષિનું હૃદય તેમના યૌવનના આરંભે કેવી અસહ્ય વ્યાકુળતાથી રડી ઊઠયું હતું તે આપ સૌ જાણો છો.

એ રુદન શાનું હતું? ચારે કોર તેઓ કઈ વસ્તુ શોધતા હતા અને કેમે કરી મળતી નહોતી? જ્યારે આકાશનો પ્રકાશ તેમની આંખે કાળો દેખાતો હતો, જ્યારે તેમના પિતાના ઘરના અતુલ વૈભવની સામગ્રી અને માનપાનનું ગૌરવ તેમના મનને કોઈ પણ ઉપાયે શાંતિ આપતું નહોતું, ત્યારે તેમને શાની જરૂર હતી, શું મળે તો તેમના હૃદયની ભૂખ મટે એમ હતું તેની તેમને પોતાને જ સમજ પડતી નહોતી.

ભોગવિલાસની તેમને અરુચિ થઈ ગઈ હતી, અને તેમની ભક્તિભાવના પોતાની ચરિતાર્થતા શોધતી હતી, એ પૂરેપૂરું સત્ય નથી, કારણ, ભક્તિભાવનાને ખોળવવાની સામગ્રી શું તેમના ઘરમાં નહોતી? જે દાદીમા સાથે તેઓ પડછાયાની પેઠે ફરતા હતા, તેમણે જપ, તપ, દાન, ધ્યાન; પૂજન, અર્ચનામાં જ પોતાનું જીવન

વિતાવ્યું હતું, તેમના બધા ક્રિયાકાંડમાં બાળપણથી જ મહર્ષિ તેમના સાથી હતા. જ્યારે વૈરાગ્ય પેદા થયો, જ્યારે ધર્મને માટે તેમનામાં વ્યાકુળતા જન્મી, ત્યારે એ અભ્યસ્ત માર્ગે જ કેમ તેમનું મન ન વળ્યું? ભક્તિભાવનાને રોકાયેલી રાખવા માટેની સામગ્રી તો તેમની પાસે જ હતી.

પોતાની ભક્તિને તેમણે એ માર્ગે કદી ચલાવી જ નહોતી એમ નહોતું. તેઓ જ્યારે વિદ્યાલયમાં પરીક્ષા આપવા જતા ત્યારે રસ્તામાં દેવીમંદિરમાં ભક્તિપૂર્વક પ્રણામ કરવાનું ભૂલતા નહોતા; તેમણે એક વાર એવી ધામધૂમથી સરસ્વતીની પૂજા કરી હતી કે તે વરસે પૂજાને દિવસે શહેરમાં ગલગોટાનાં ફૂલ મળવાં મુશ્કેલ થઈ ગયાં હતાં. પરંતુ જે દિવસે સ્મશાન ઘાટે પૂર્ણિમાની રાતે તેમનું ચિત્ત જાગ્રત થઈ ગયું, તે દિવસે એ બધા લાંબા વખતથી ટેવાયેલા માર્ગોને તેમણે માર્ગો તરીકે જ સ્વીકાર્યાં નહિ. તેમની તૃષાને છિપાવે એવું જળ એ દિશામાં નથી એ સમજવા માટે તેમને વિચાર કરવાનીય જરૂર નહોતી પડી.

એટલે હું કહેતો હતો કે ભક્તિને બહારની બાજુએ રોકીને તેમણે પોતાની જાતને છેતરી નહોતી. તેમને અંતઃપુરમાં હાક પડી હતી. તેઓ જગતમાં જ, જગદીશ્વરના અંતરાત્મામાં જ પરમાત્માનાં દર્શન કરવા માગતા હતા. તેમને કશા પણ વડે ભોળવી રાખવાની કોનામાં શક્તિ હતી? જેઓ જાતજાતનાં ક્રિયાકર્મોમાં પોતાને ગૂંચાયેલા રાખવા ઇચ્છે છે તેમની પાસે જાતજાતના ઉપાય હોય છે, જેઓ ભક્તિનો મધુર રસ આસ્વાદવા ઇચ્છે છે તેમને પણ જાતજાતનાં ઉપલક્ષ્યો મળી રહે છે. પરંતુ જેઓ એકદમ તેમને જ મળવા ઇચ્છે છે તેમને માટે એ એક સિવાય બીજો માર્ગ નથી. તે પછી કંઈ થોડા જ બહાર ભટકી શકે છે? તેમની આગળ કોઈ રંગીન વસ્તુ સજાવીને તેમને થોડા જ ભૂલવી શકાય છે? તેમણે તો નિખિલ વિશ્વમાં અને આત્મામાં પ્રવેશ કરવો જ પ્ર...

પરંતુ એ અધ્યાત્મલોકના, એ વિશ્વલોકના મંદિરનો માર્ગ તેમને માટે લુપ્ત થઈ ગયો હતો. અંતરના ધનને દૂર દૂર શોધવાની પદ્ધતિ જ સમાજમાં ચારે કોર પ્રચલિત હતી, એ નિર્વાસિત દશામાં જ તેમનો પ્રાણ રડી ઊઠ્યો હતો. તેમનો આત્મા જે આશ્રય ઇચ્છતો હતો, તે આશ્રય બહારના ખંડતાના રાજ્યમાં તેમને ક્યાં મળવાનો હતો?

આત્મામાં જ પરમાત્માને, જગતમાં જ જગદીશ્વરને જોવા જોઈએ, એ વાત એટલી બધી સહજ છે કે આપણને લાગે કે એમાં આટલી બધી શોધાશોધ અને આટલી બધી રડારોળ શાને? પરંતુ સતત માનવજાતિના ઇતિહાસમાં એમ બનતું આવ્યું છે. માણસની સહજ વૃત્તિ બહાર તરફ દોડવા તરફ સ્વભાવથી જ ઢળતી હોય છે. એથી કરીને એ વલણને લીધે તે મૂળ કેન્દ્રનું આકર્ષણ ટાળીને તે છેવટે ક્યાં જઈને ઊભો રહે છે, તેનું કંઈ ઠેકાણું હોતું નથી. તે બાહ્ય દૃષ્ટિને જ દિવસે દિવસે એટલું બધું મહત્ત્વ આપે છે અને એવી જટિલ બનાવી મૂકે છે કે આખરે એક સમય એવો આવે છે, જ્યારે તેની જે આંતરિક વસ્તુ હોય છે, જે તેને માટે સ્વાભાવિક હોય છે, તેને જ શોધી કાઢવાનું તેને માટે સૌથી મુશ્કેલ બની જાય છે. એટલું બધું મુશ્કેલ બની જાય છે કે તે પછી તેને ઓળખતો જ નથી, તેને તે ભૂલી જ જાય છે, તે સાચી છે એવું પછી તેને લાગતું જ નથી; તે બાહ્ય વસ્તુને જ એકમાત્ર વસ્તુ તરીકે ઓળખે છે, બીજા કશાનો તે વિશ્વાસ કરી શકતો નથી.

મેળાને દિવસે બાળક માનો હાથ પકડીને ફરાફર કરે છે. પણ તેનું મન આસપાસની વસ્તુઓમાં હોય છે એટલે તે કોણ જાણે ક્યારે માની આંગળી છોડી દે છે, અને ત્યાર પછી ભીડની અંદર, ધમાલની અંદર સતત બહારથી વધારે બહાર અને દૂરથી વધારે દૂર જતો રહે છે. એમ કરતાં કરતાં તેને માની યાદ જ રહેતી નથી, બહારની જે બધી વસ્તુઓ તે જુએ છે તે જ તેના આખા હૃદયનો કબજો લઈ

લે છે અને મોટી બની જાય છે. જે આ તેની સૌથી પોતાની હોય છે, તે જ તેને મન સૌથી છાયારૂપ, સૌથી દૂર બની જાય છે. આખરે એવી સ્થિતિ આવે છે કે બીજી બધી વસ્તુઓમાં જતે અથડાયા કરે છે, ફક્ત પોતાની માને શોધી કાઢવી એ જ સંતાનને માટે સૌથી મુશ્કેલ બની જાય છે. આપણી પણ એવી જ દશા થાય છે.

એવે વખતે કોઈ કોઈ મહાપુરુષ જન્મે છે, જેઓ તે ઘણા દિવસની ખોવાઈ ગયેલી સ્વાભાવિક વસ્તુઓ માટે આપોઆપ વ્યાકુળ બની જાય છે. જેને માટે આસપાસના કોઈને લગારે લાગણી નથી હોતી તેને માટે તેમનું રુદન કેમે કર્યું ચંલતું નથી. તેઓ એક ક્ષણમાં સમજી જાય છે કે અસલ વસ્તુ છે પરંતુ ક્યાંય તે જોવામાં આવતી નથી. તે જ એક માત્ર જરૂરની વસ્તુ છે પણ કોઈ તેની કશી શોધ કરતું નથી. પૂછવા જઈએ તો કાં તો હસીને ઉડાવી દે છે, અથવા ગુસ્સે થઈ ને તેને આઘાત કરવા આવે છે.

આ પ્રમાણે જે સહજ છે, સ્વાભાવિક છે, સત્ય છે, જેના વિના ચાલે એમ જ નથી, તેને શોધી કાઢવા માટે પૃથ્વીમાં કોઈ કોઈ આવે છે. ઈશ્વરની એ એક લીલા છે, કે જે સૌથી સહેલું છે, તેને તે મુશ્કેલ બનાવી મૂકવા દે છે, જે તદ્દન પાસે છે તેને તે ખોઈ નાખવા દે છે, રખેને સહેલું છે માટે જ કોઇ ન જુએ, રખેને શોધીને મેળવવું ન પડે તો તેનું બધું તાત્પર્ય આપણે પામી ન શકીએ. જે આપણા અંતરતર છે તેના જેવું સહજ બીજું શું હોય! તે આપણા શ્વાસોચ્છ્વાસ જેટલા સહજ છે, તેમ છતાં આપણે તેમને ખોઈ બેસીએ છીએ, તે ફક્ત એટલા માટે કે આપણે તેમને શોધી કાઢીએ. અચાનક જ્યારે તેઓ પકડાઈ જાય છે, અચાનક જ્યારે કોઈ તાળી દઈને બોલી ઊઠે છે, કે આ રહ્યા અહીં છે, ત્યારે આપણે દોડી જઈને પૂછીએ છીએ, ક્યાં, ક્યાં છે? આ રહ્યા હૃદયના હૃદયમાં, આ રહ્યા આત્માના આત્મામાં. જ્યાં તેમને પામવાની અત્યંત જરૂર છે ત્યાં જ

તે સતત બેઠા છે, ફક્ત આપણે દૂર દૂર દોડાદોડ કરતા હતા, આટલી સહેલી વાત સમજવા માટે, આ જે અત્યંત પાસે છે તેને જ શોધવા માટે કોઈ કોઈને આટઆટલું રડવું પડે છે. એ રુદન મટાવી દેવા માટે જ્યારે તેઓ સામો જવાબ આપે છે ત્યારે તેઓ પકડાઈ જાય છે. તે જ ક્ષણે સહજ ફરી સહજ બની જાય છે.

પોતે રચેલી જટિલ જાળને છેદીને ચિરંતન આકાશ અને ચિરંતન પ્રકાશનો અધિકાર ફરીથી પામવા માટે માણસજાતે હમેશાં આવા મહાપુરુષોનાં મોં તરફ જોઈ રહેવું પડે છે. કોઈ મહાપુરુષ ધર્મના ક્ષેત્રમાં, તો કોઈ જ્ઞાનના ક્ષેત્રમાં, તો કોઈ કર્મના ક્ષેત્રમાં એ કામમાં લાગેલા છે. જે ચિરકાળની વસ્તુ છે તેને તેઓ ક્ષણિકના આવરણમાંથી મુક્ત કરવાને માટે પૃથ્વી પર આવે છે. અમુક સ્થાને જઈ, અમુક મંત્ર ભણી, અમુક અનુષ્ઠાન કરી મુક્તિ મેળવી શકાય છે એવી માન્યતાના અરણ્યમાં જ્યારે માણસ ભૂલો પડ્યો હતો, ત્યારે બુદ્ધદેવ આ અત્યંત સહેલી વાત શોધી કાઢીને એનો પ્રચાર કરવા માટે આવ્યા હતા કે, સ્વાર્થત્યાગ કરીને, સર્વ ભૂતો ઉપર દયા કરીને, અંતરમાંથી વાસનાનો ક્ષય કરી નાખીને જ મુક્તિ મેળવી શકાય છે; કોઈ જગ્યાએ જવાથી, અથવા પાણીમાં નાહવાથી, અથવા અગ્નિમાં આહુતિ આપવાથી, અથવા મંત્ર ભણવાથી મળતી નથી. આ વાત સાંભળતાં લાગે છે ખૂબ સહેલી, પરંતુ એને માટે એક રાજપુત્રને રાજ્ય ત્યાગ કરીને વનવનમાં અને રસ્તે રસ્તે ભટકવું પડ્યું હતું, માણસને હાથે એ વાત એટલી મુશ્કેલ બની ગઈ હતી. યહૂદી લોકોમાં ફેરિસી સંપ્રદાયની શિસ્તને કારણે બાહ્ય નિયમપાલન જ જ્યારે ધર્મ ગણાવા લાગ્યું હતું, ત્યારે ઈસુ આ અત્યંત સહેલી વાત કહેવાને માટે જ આવ્યા હતા કે, ધર્મ અંતરની વસ્તુ છે, ભગવાન અંતરનું ધન છે, પાપપુણ્યનો આધાર બહારના કૃત્રિમ વિધિ-નિષેધો ઉપર નથી; બધા જ માણસો ઈશ્વરનાં સંતાન છે, માણસો

પ્રત્યે ઘૃણાહીન પ્રેમ અને પરમેશ્વર પ્રત્યે વિશ્વાસપૂર્ણ ભક્તિ દ્વારા જ ધર્મની સાધના થઈ શકે છે; બાહ્યપરાયણતા મૃત્યુનું મૂળ કારણ છે, અંતરના સારરૂપ પદાર્થમાં જ પ્રાણ પામી શકાય છે. વાત એટલી બધી તદ્દન સહેલી છે કે સાંભળતાવેંત સૌ કોઈએ કહેવું પડે કે, હા, પણ તેમ છતાં એ વાતને જ બધા દેશના લોકોએ એવી તો મુશ્કેલ બનાવી દીધી છે કે એને ખાતર ઈસુને મરુભૂમિમાં જઈને તપસ્યા કરવી પડી હતી અને ક્રૂસ ઉપર અપમાનસહિત મૃત્યુદંડ ભોગવવો પડ્યો હતો.

મહંમદને પણ એ કામ કરવું પડ્યું હતું. માણસની ધર્મબુદ્ધિ ખંડ ખંડ થઈ જઈને બહાર વેરાઈ ગયેલી હતી, તેને તેઓ અખંડ તરફ, અંતર તરફ, અનંત તરફ લઈ ગયા હતા. એ સહેલમાં થયું નહોતું, એ માટે આખું જીવન તેમને મૃત્યુધર્યા દુર્ગમ માર્ગે થઈને ચાલવું પડ્યું હતું, ચારે કોરથી દુશ્મનાવટે સાગરના તોફાનની પેઠે ખળભળી ઊઠીને તેમના ઉપર સતત આક્રમણ કર્યું હતું. માણસને માટે જે સાચે જ સ્વાભાવિક છે, જે સરળ સત્ય છે, તેને સ્પષ્ટપણે સમજવા માટે અને તેનો ઉદ્ધાર કરવા માટે, માણસોમાં જેઓ સર્વોચ્ચશક્તિસંપન્ન હોય છે તેમની જ જરૂર પડે છે.

માનવના ધર્મક્ષેત્રમાં જે ત્રણ મહાપુરુષો સર્વોચ્ચ શિખર ચડ્યા છે, અને જેમણે ધર્મને દેશગત, જાતિગત, લોકાચારગત સાંકડી સીમામાંથી છોડાવીને તેને સૂર્યના પ્રકાશની પેઠે, મેઘના વરસાદની પેઠે સર્વ દેશ અને સર્વ કાળના માનવો માટે બાધાહીન આકાશમાં મુક્ત કરી દીધો છે, તેમનાં નામ મેં લીધાં છે. ધર્મની પ્રકૃતિ વિશ્વજનીન છે, તેને કોઈ અમુક દેશની પ્રચલિત મૂર્તિ અથવા આચાર અથવા શાસ્ત્ર કૃત્રિમ બંધન વડે બાંધી રાખી શકતાં નથી, એ વાત તેઓ સર્વ માનવોના ઇતિહાસમાં પોતાના જીવન વડે લખી ગયા છે. દેશ દેશમાં અને જમાને જમાને સત્યને દુર્ગમ માર્ગે કયા પુરુષોએ ઈશ્વરના આદેશથી આપણને માર્ગ બતાવવા માટે પોતાના જીવનદીપને સળગાવ્યો

હતો એ બાબતમાં આજે હવે આપણે ભૂલ કરીએ એમ નથી. તેમના આદર્શ ઉપરથી જ આપણે સ્પષ્ટ સમજી શકીશું. એ દીવો કોઈનો કદાચ નાનો હોય કોઈનો કદાચ મોટો હોય — કોઈના દીવાનો પ્રકાશ કદાચ દિગ્ દિગંતમાં ફેલાઈ જતો હોય, તો કોઈનો પાસેના યાત્રીઓને જ પગ મૂકવામાં મદદ કરતો હોય, પણ એ દીવાને ઓળખી કાઢવો મુશ્કેલ નથી.

એટલે હું કહેતો હતો કે મહર્ષિ જે અત્યંત સહેલી વસ્તુને પામવા માટે વ્યાકુળ થઈ ગયા હતા તેમાં તેમની આસપાસમાં કોઈ મદદ મળે એમ નહોતું. બધા જ તેને ખોઈને બેઠા હતા, એ માર્ગની નિશાની ક્યાંય જોવામાં આવતી નહોતી. એટલા માટે જ્યાં બધા જ નિશ્ચિંત મને ફરતા હતા ત્યાં તેઓ કેમ જાણે મરુભૂમિના પ્રવાસીની પેઠે વ્યાકુળ બનીને લક્ષ્ય નક્કી કરવા માટે ચારે બાજુ જોતા હતા, ભરબપોરે પણ તેમની આંખે અંધારું દેખાતું હતું, અને વૈભવની ભોગસામગ્રી તેમનો ઝાંઝવાનાં જળની પેઠે પરિહાસ કરતી હતી. તેમનું હૃદય આ અત્યંત સહજ પ્રાર્થના સાથે ચારે દિશામાં ફરતું હતું કે, પરમાત્માને હું આત્મામાં જ પામીશ, જગદીશ્વરનાં હું જગતમાં જ દર્શન કરીશ, બીજે ક્યાંય નહિ, દૂર નહિ, બહાર નહિ, પોતાની કલ્પનામાં નહિ, બીજા માણસોની લાંબી ટેવની જડતામાં નહિ. એ સહજ પ્રાર્થનાનો માર્ગ જ ચારે બાજુએથી એવો બાધાગ્રસ્ત અને એવો કઠિન બની ગયો હતો માટે જ તેમને આટઆટલી શોધ કરવી પડી હતી, આટઆટલું રુદન કરવું પડ્યું હતું.

એ રુદન આખા દેશનું રુદન હતું. દેશ પોતાની ચિરકાળની જે વસ્તુ મનની ભૂલને લીધે ખોઈ બેઠો હતો, તેને માટે ક્યાંય પણ જો વેદના ન અનુભવાતી હોય તો એ દેશ જીવે શી રીતે! ચારે કોર જ્યારે જડતા વ્યાપેલી હોય ત્યારે એવા એક હૃદયની જરૂર પડે છે જેની સહજ ચેતનાને સમાજની કોઈ પણ ચેપી જડતા અડી ન શકે.

એ ચેતનાને ભારે કઠોર વેદના સહન કરવી પડે છે, આખા દેશ તરફથી તેણે વેદના વેઠવી પડે છે. જ્યાં બધા ભાન ભૂલી ગયા હોય છે ત્યાં એકલા તેણે હાહાકાર મચાવવો પડે છે, આખા દેશના સ્વાસ્થ્યને પાછું મેળવવા માટે તેણે રુદન જગાવવું પડે છે, ભાનને અભાવે જ આસપાસનો સમાજ જે બધી કૃત્રિમ વસ્તુઓમાં અનાયાસે મશગૂલ થઈ પડ્યો હોય છે, તેને અસહ્ય ક્ષુધાતુરતા વડે જણાવવું પડે છે કે એમાં પ્રાણનો ખોરાક નથી. જે દેશ રડવાનું ભૂલી ગયો છે, શોધવાનું જેને સાંભરતું પણ નથી, તેના તરફથી એકલા રડવું, એકલા શોધવું, એ છે મહાપુરુષોનો એક અધિકાર. નિશ્ચેષ્ટ દેશને જગાડવા માટે જ્યારે વિધાતાના આઘાત આવીને પડતા હોય છે ત્યારે જ્યાં ચૈતન્ય હોય છે ત્યાં જ બધા આઘાતની વેદના લાગે છે, ત્યાંની વેદનાથી જ દેશની જાગૃતિનો આરંભ થાય છે.

આપણે જેમની વાત કરી રહ્યા છીએ તેમનામાં એ ચેતના લગારે લોપ પામી નહોતી, એ તેમની ચેતના ચેતનાને જ શોધતી હતી, સ્વાભાવિકપણે તે કેવળ એ દિશામાં જ હાથ લંબાવતી હતી, ચારે કોર જે બધી સ્થૂલ જડતાની સામગ્રી હતી તેને તે બધી શક્તિથી હડસેલી મૂકતી હતી, કારણ, ચૈતન્ય વગર ચૈતન્યને આશ્રય મળતો નથી.

એવે સમયે એ અત્યંત વ્યાકુળતા વચ્ચે તેમની સામે ઉપનિષદનું એક ફાટેલું પાનું ઊડતું ઊડતું આવી પડ્યું. રણમાં કોઈ વટેમાર્ગુ, જ્યારે હતાશ થઈને રખડતો હોય ત્યારે એકાએક જળચર પંખીને આકાશમાં ઊડતું જોઈને તે જે રીતે જાણવા પામે છે કે તેની તરસ મટાડવા માટે પાણી મળે એવું સ્થાન કઈ દિશામાં આવેલું છે, તે જ રીતે એ ફાટેલા પાનાએ પણ તેમને એક રસ્તો બતાવી દીધો. એ રસ્તો સૌથી પહોળો અને સરળ હતો, यत्किंच जगत्यां जगत्, જગતમાં જ્યાં જ્યાં જે કાંઈ છે તે બધામાં થઈને એ રસ્તો જાય છે, અને બધામાં થઈને જ તે પરમ ચૈતન્ય સ્વરૂપ પાસે જઈ પહોંચે છે, જે સમસ્તને ઢાંકીને રહેલું છે.

ત્યાર પછીથી તેઓ નદી પર્વત સમુદ્ર અને મેદાન — જ્યાં જ્યાં ફર્યા છે ત્યાં ત્યાં ક્યાંય તેમને પોતાના પ્રિયતમનો વિયોગ વેઠવો પડ્યો નથી — કારણ, તે સર્વત્ર છે, અને તે આત્માની અંદર જ છે. જે આત્માની અંદર જ છે તેને વળી દેશેદેશમાં અને દિશાએદિશામાં સર્વત્ર જોવા પામવું એમાં કેવું સુખ છે, જે વિશાળ વિશ્વના સઘળા વૈચિત્ર્યમાં રૂપરસ અને ગીતગંધનાં નવાં નવાં રહસ્યોને રોજ રોજ પ્રગટ કરતા આખા વિશ્વને છાઈ રહેલા છે તેમને જ આત્માના અંતરતમ એકાંતમાં નિબિડભાવે અનુભવવા એમાં કેવું સુખ છે!

એ અનુભવ કરવાનો મંત્ર એ જ ગાયત્રી. અંતરને અને બહારને, વિશ્વને અને આત્માને એકમાં ભેગાં કરીને જાણવાં એનું જ નામ એ મંત્રની સાધના અને એ સાધના જ મહર્ષિના જીવનની સાધના હતી.

જીવનની એ સાધનાને તેમણે પોતાના ઉપદેશોમાં અને ભાષણોમાં ભાષા દ્વારા પ્રગટ કરી છે પરંતુ એ સાધના સૌથી સંપૂર્ણ સૌંદર્યપૂર્વક પ્રગટ થઈ છે શાંતિનિકેતન આશ્રમમાં. કારણ, એ પ્રગટ કરવાનો ભાર તેમણે એકલાએ લીધો નહોતો. એ પ્રગટ કરવાના કામમાં એક બાજુએ તેમનું ભગવત્પૂજાને અર્પણ કરેલું આખું જીવન છે, અને બીજી બાજુએ આ મેદાન, આ આકાશ, આ તરુશ્રેણી છે — એ બંને અહીં ભળી ગયાં છે, ભૂર્ભુવઃ સ્વઃ અને ધિયઃ. આ રીતે ગાયત્રીમંત્ર જ્યાં જ્યાં પ્રત્યક્ષ રૂપ ધારણ કર્યું છે, જ્યાં જ્યાં સાધકના મંગલપૂર્ણ ચિત્તની સાથે પ્રકૃતિનું શાંતિપૂર્ણ સૌંદર્ય ભળી ગયું છે, ત્યાં ત્યાં પુણ્યતીર્થ છે.

અમે જેઓ આ આશ્રમમાં વસીએ છીએ, તેમની, હે શાંતિનિકેતનના અધિદેવતા, આજે આ ઉત્સવને શુભ દિને તમારી આગળ એ પ્રાર્થના છે કે, તમે અમારી તે ચેતનાને સદા જાગ્રત રાખો, જેથી અમે સાચા તીર્થવાસી બની શકીએ. પુસ્તકની અંદર કીડો જેમ તીક્ષ્ણ ક્ષુધાના ડંખથી પુસ્તકનો કેવળ નાશ જ કરે છે તેના સત્યને

લેશમાત્ર પણ પામતો નથી, તેમ અમેય પણ પોતાની અસંયત સહજ વૃત્તિઓને લીધે આ આશ્રમમાં કેવળ છિદ્રો જ વધાર વધાર ન કરીએ, અમે એની અંદરના આનંદમય સત્યને અમારા જીવનમાં ગ્રહણ કરવાને માટે તૈયાર થઈએ, એમ કરજો. અમને જે તક અને જે અધિકાર મળ્યો છે, તેને બેધ્યાનપણે આખો વખત વેડફી ન નાખીએ એમ કરજો. અહીંયાં જે સાધકનું ચિત્ત રહેલું છે તે અમારા ચિત્તને જગાડો, જે મંત્ર રહેલો છે, તે અમારા મનમાં ગાજતો રહો; અમે પણ અમારાં જીવનને આ આશ્રમની સાથે એવી રીતે જોડી દઈ શકીએ કે, તે અહીંને માટે ચિરકાળનું દાન બની રહે. હે આશ્રમદેવ, દેવું અને લેવું એ એક જ છે. અમે જો પોતાની જાતને અર્પણ ન કરી શકીએ તો અમે કંઈ પામીશું પણ નહિ, અમે અહીંથી કંઈ લઈ જઈ શકીએ એવા જો અમે સદ્ભાગી હઈશું તો અમે કંઈ આપી પણ જઈશું. — તો અમારું જીવન આશ્રમના તરુપલ્લવના મર્મરધ્વનિમાં સદા મર્મરિત થયા કરશે. અહીંના આકાશની નિર્મલ નીલિમામાં અમે ભળી જઈશું, અહીંના મેદાનના ઉદાર વિસ્તારમાં અમે વિસ્તરી જઈશું, અમારો આનંદ અહીંના વટેમાર્ગુઓને સ્પર્શશે, અહીંના અતિથિઓનું સ્વાગત કરશે. અહીં જે સર્જનકાર્ય નિઃશબ્દપણે સદા ચાલી રહ્યું છે તેમાં અમે પણ સદાને માટે સામેલ થઈશું. વરસો પછી વરસો જેમ જેમ આવતાં જશે, ઋતુ પછી ઋતુ જેમ જેમ બદલાતી જશે, તેમ તેમ અહીંના સાલવનમાં ફૂલના ફૂટવામાં, પૂર્વ દિગંતમાં વાદળના ચડવામાં એ વાત સદા ફરી ફરીને આવશે, વારંવાર ગાજ્યા કરશે કે હે આનંદમય, તમારામાં મને આનંદ મળ્યો છે, હે સુંદર, તમને જોઈને હું મુગ્ધ થયો છું, હે પવિત્ર, તમારો શુભ્ર હસ્ત મારા હૃદયને સ્પર્શ્યો છે; હે અંતરના ધન, તમને હું બહાર પામ્યો છું, હે બહારના ઈશ્વર, તમને હું અંતરની અંદર પામ્યો છું.

હે ભક્તના હૃદયાનંદ, અમે તમારી સમસ્ત મનપ્રાણ વડે ભક્તિ કરી શકતા નથી તેનું એકમાત્ર કારણ એ છે કે, અમે તમારા જેવા

થઈ શકતા નથી. તમે આત્મદા છો, વિશ્વબ્રહ્માંડમાં તમે પોતાની જાતનું અજસ્ર દાન કરો છો. અમે સ્વાર્થમાં રચ્યાપચ્યા રહીએ છીએ, અમારું ભિખારીપણું કેમે કર્યું મટતું નથી. અમારાં કર્મ, અમારો ત્યાગ, આપોઆપ ઊછળીને આનંદમાંથી ઊભરાતાં નથી. એટલે તમારી સાથે અમારો મેળ જામતો નથી. આનંદના આકર્ષણથી આપોઆપ અમે આનંદરૂપમાં જઈને પહોંચી શકતા નથી, એટલે અમારી ભક્તિ સ્વાભાવિક ભક્તિ બની શકતી નથી. તમારા જેઓ ભક્ત છે તેઓ જ અમારા આ અનૈક્યના સેતુરૂપ બની તમારી સાથે અમારો મેળાપ કરાવે છે, અમે તમારા ભક્તો મારફતે તમને જોઈએ છીએ, તમારા જ રૂપને માણસો મારફતે ઘરમાં પામીએ છીએ. અમે જોઈએ છીએ કે તેઓ કશું માગતા નથી, કેવળ પોતાની જાતનું દાન કરે છે, તે દાન મંગલના ઝરણામાંથી આપોઆપ વહે છે, આનંદના નિર્ઝરમાંથી આપોઆપ ઝરે છે, તેમનાં જીવન ચારેકોર મંગલલોક સર્જે છે, અને એ સર્જન આનંદનું સર્જન હોય છે. એ રીતે એ લોકો તમારી સાથે મળી ગયા છે. તેમના જીવનમાં ક્લાંતિ નથી, ભય નથી, ક્ષતિ નથી, કેવળ પ્રાચુર્ય છે, કેવળ પૂર્ણતા છે. દુઃખ જ્યારે તેમને આઘાત કરે છે ત્યારે પણ તેઓ દાન કરે છે, સુખ જ્યારે તેમને વીંટી વળે છે, ત્યારે પણ તેઓ વર્ષે છે. તેઓમાં મંગલનું આ રૂપ જ્યારે જોઈએ છીએ, આનંદનો આ પ્રકાશ જ્યારે અનુભવીએ છીએ, ત્યારે, હે પરમ મંગલ પરમાનંદ, તમને અમે નિકટ પામીએ છીએ; ત્યારે તમને નિઃસંશય સત્યરૂપે માનવા અમારે માટે એટલું અશક્ય રહેતું નથી. ભક્તના હૃદય મારફતે થતો તમારો મધુમય આવિર્ભાવ, ભક્તના જીવન ઉપરથી પ્રતિફલિત થતાં તમારા પ્રસન્ન મુખનાં કિરણો એ પણ તમારા જગદ્-વ્યાપી વિચિત્ર આત્મદાનની જ એક વિશેષ ધારા છે; ફૂલમાં જેમ તમારી ગંધનો, ફળમાં જેમ તમારા રસનો અમે આનંદપૂર્વક ઉપભોગ કરીએ છીએ તે જ પ્રમાણે ભક્ત મારફતે પણ અમે તમારા આત્મ-દાનનો આનંદપૂર્વક ઉપભોગ કરી શકીએ એમ કરો. આ પૃથ્વી

ઉપર જન્મીને આ ભક્તિસુધા-સરસ એવું તમારું અતિ મધુર લાવણ્ય જોયા વગર અમે ન જઈએ એમ કરજો. તમારા એ સૌંદર્યે તમારા કેટલાય ભક્તોનાં જીવનમાંથી કેટકેટલા રંગો લઈને માનવલોકનો આનંદ બગીચો શણગાર્યો છે, એ જેણે જોયું છે તે મુગ્ધ થયા વગર રહ્યો નથી. અહંકારની અંધતાને કારણે આ દેવદુર્લભ દૃશ્યથી વંચિત ન થઈએ એમ કરજો. જ્યાં તમારા એક ભક્તના હૃદયના પ્રેમપ્રવાહમાં તમારી આનંદધારા એક દિવસ ભળી ગઈ હતી, તે પવિત્ર સંગમને તીરે એકાંત વનચ્છાયામાં અમે આશ્રય લીધો છે; હજી પણ ત્યાંના સૂર્યોદય અને સૂર્યાસ્તમાં, ત્યાની મધ્યરાત્રિની શાંતિમાં મિલનસંગીત વાગ્યા કરે છે. અહીં રહેતાં રહેતાં, એ સંગીત સાંભળતાં સાંભળતાં, એ સંગીત-માં અમે પણ થોડા સૂર મેળવી જવા પામીએ એવા આશીર્વાદ આપો. કારણ, જગતમાં જેટલા સૂર વાગે છે તેમાં આ સૂર જ સૌથી મિષ્ટ છે. મિલનના આનંદથી માનવના આત્મએ ગાયેલું આ ગીત, એ ભક્તિવીણા ઉપરનો તમારો અંગુલિસ્પર્શ છે, સોનાના તારની એ મૂર્છના છે.

## ૧૧૦

## ચિર નવીનતા

પ્રભાત આવીને રોજ રોજ એક રહસ્ય ખુલ્લું કરી દે છે, રોજ રોજ તે એક જ ચિરંતન વાત કહે છે છતાં રોજ આપણને લાગે છે કે એ વાત નવી છે. આપણે વિચાર કરતા કરતા, કામ કરતા કરતા, લડાઈ કરતા કરતા રોજ રોજ એમ માનીએ છીએ કે ઘણા વખતનું આ જગત થાકથી લોચ થઈ ગયું છે, ચિંતાથી દબાઈ ગયું

છે અને ધૂળથી રજોટાઈ ગયું છે. એવામાં પરોઢિયે પ્રભાત આવીને પૂર્વ આકાશને છેવાડે ઊભું રહીને હસતે મોઢે જાદુગરની પેઠે જગત ઉપરથી અંધકારનું ઢાંકણુ ધીમે ધીમે ખોલી નાખે છે. જોઈએ છીએ તો બધું જ તાજું હોય છે, કેમ જાણે સર્જનહારે આ ક્ષણે જ જગતનું પહેલી વાર સર્જન ન કર્યું હોય. આ પહેલી વારની અને ચિરકાળની નવીનતા એ કેમે કરી ખૂટતી જ નથી, એ જ વાત પ્રભાત કહે છે.

આજે આ જે દિવસે દેખા દીધી એ શું આજનો છે? એ કોણ જાણે કયા યુગના આરંભે જ્યોતિર્બાષ્પનું આવરણ ભેદીને નીકળ્યો હતો તેનો હિસાબ કોણ કરી શકે એમ છે? એ દિવસની નિમેષહીન દૃષ્ટિ આગળ પ્રવાહી પૃથ્વી કઠણ બની છે, કઠણ પૃથ્વી ઉપર જીવનનું નાટક શરૂ થયું છે, અને એ નાટકના એક પછી એક અંકમાં નવાં નવાં પ્રાણીઓએ પોતાની જીવનલીલા આરંભી છે અને પૂરી કરી છે; એ દિવસે માનવજાતિના ઇતિહાસની કેટલીય વિસ્તૃત શતાબ્દીઓને પ્રકાશ આપ્યો છે, અને ક્યાંક સાગરતીરે તો ક્યાંક મરુપ્રદેશમાં, તો ક્યાંક અરણ્યચ્છાયામાં કેટલીય મોટી મોટી સભ્યતાઓનો જન્મ અને તેમની ચડતી અને તેમનો વિનાશ એ જોતો આવ્યો છે, એ એ જ અતિ પુરાતન દિવસ છે, જેણે આ પૃથ્વીની પહેલી જન્મક્ષણે એને પોતાના શુભ્ર વસ્ત્રનો છેડો પસારીને ગોદમાં લીધી હતી, અને જેણે સૂર્યમંડળની બધી જ ગણતરીને એકદમ એકના આંકડાથી શરૂ કરી હતી. એ અત્યંત પ્રાચીન દિવસ જ હસતે મોઢે આજ પ્રભાતે આપણી નજર આગળ વીણા વગાડનાર પ્રિયદર્શન બાળકની પેઠે આવીને ઊભો છે. એ બિલકુલ નવીનતાની મૂર્તિ છે, તરતના જન્મેલા બાળકની પેઠે એ નવીન છે. એ જેને સ્પર્શ કરે છે તે તત્ક્ષણ નવીન બની જાય છે, એ પોતાના ગળાના હારમાં ચિરયૌવનનો સ્પર્શમણિ લટકાવીને આવેલો છે.

એનો અર્થ શો? એનો અર્થ એ કે, ચિરનવીનતા એ જ

સાથે ગાઢ્યું ઊઠ્યું નથી. પરંતુ આ દિવસ જેમ જેમ આગળ વધતો જશે, તેમ તેમ કર્મની અથડામણ વધતી જશે, અનૈક્ય અને વિરોધના સૂર ઉત્તરોત્તર ઉગ્ર થતા જશે. જોતજોતામાં આખી પૃથ્વીમાં ઉદ્વેગ તીવ્ર, ક્ષુધા તૃષ્ણાનાં ક્રંદનનો સ્વર પ્રબલ, અને હરીફાઈનું ક્ષુબ્ધ ગર્જન ઉન્મત્ત બની જશે. પરંતુ તેમ છતાં સ્નિગ્ધ પ્રભાત રોજ રોજ દેવદૂતની પેઠે આવીને તૂટેલા તારોને સાંધી સમા કરીને જે મૂલ સૂરમાં વગાડે છે, તે જેવો સરળ છે તેવો જ ઉદાર છે, જેવો શાંત છે તેવો જ ગંભીર છે, તેમાં દાહ નથી, સંઘર્ષ નથી, તેમાં ખંડતા નથી, સંશય નથી. એ એક બૃહત્ સમગ્રતાની સંપૂર્ણતાનો સૂર છે. નિત્ય રાગિણીની મૂર્તિ અત્યંત સૌમ્યપણે તેમાંથી પ્રગટી નીકળે છે.

એવી રીતે દરરોજ પ્રભાતને મોઢેથી આપણે ફરી ફરીને એ એક જ વાત સાંભળવા પામીએ છીએ કે, કોલાહલ ગમે એટલો વિષમ ભલે ને હોય, તોય તે જ ચરમ વસ્તુ નથી, અસલ વસ્તુ તો છે શાન્તમ્. તે જ ભીતરમાં છે, તે જ આદિમાં છે, તે જ અંતે છે. એટલા માટે જ દિવસની બધી ઉન્મત્તતા પછી પણ પ્રભાતમાં જ્યારે ફરીથી પેલા શાન્તમ્‌ને જોઈએ છીએ ત્યારે તેની મૂર્તિ પર આઘાતની લેશ પણ નિશાની હોતી નથી, ધૂળની રેખા સુધ્ધાં હોતી નથી. તે મૂર્તિ સદા સ્નિગ્ધ, સદા શુભ્ર, સદા પ્રશાંત હોય છે.

આખો દિવસ સંસારના ક્ષેત્રમાં દુઃખદૈન્ય અને મૃત્યુની ઊથલ-પાથલ ચાલ્યા જ કરે છે, પરંતુ રોજ સવારના પહોરમાં એક વાણી આપણને એમ કહી જાય છે કે, આ બધું અકલ્યાણ એ જ ચરમ વસ્તુ નથી, ચરમ તો છે શિવમ્. સવારમાં તેની એક નિર્મલ મૂર્તિ આપણે જોવા પામીએ છીએ — તે મૂર્તિ ઉપર ક્યાંય ક્ષતિની કરચલી હોતી નથી. બધી ક્ષતિના ઘા પુરાઈ ગયા હોય છે. આપણે જોઈએ છીએ કે પરપોટો જ્યારે ફૂટી જાય છે ત્યારે પણ સમુદ્રમાં લેશ માત્ર

હાનિ થતી નથી. આપણી નજર આગળ ગમે એટલી ઊથલપાથલ થતી હોય તોપણ આપણે જોઈએ છીએ કે બધું જ સ્થિર છે, કશું જ હાલતું નથી. આદિમાં શિવમ્, અંતે શિવમ્ અને અંતરમાં શિવમ્.

સમુદ્રનાં મોજાં જ્યારે ચંચળ બની જાય છે, ત્યારે તે મોજાંઓની ધમાલ જોઈને સમુદ્રનો આપણને ખ્યાલ રહેતો નથી. એ મોજાં જ અસંખ્ય છે, પ્રકાંડ છે, પ્રચંડ છે, એટલું જ આપણા ખ્યાલમાં રહે છે. તેજ પ્રમાણે સંસારનું અનૈક્ય અને વિરોધ જ આપણને સૌથી પ્રબળ લાગે છે. તે સિવાય બીજું કંઈ છે એવી કલ્પના પણ આપણને આવતી નથી. પરંતુ પ્રભાતના મુખમાં એક મિલનના સમાચાર રહેલા છે તે જો કાન માંડીને સાંભળીએ તો ખબર પડે કે આ વિરોધ અને આ અનૈક્ય એ જ ચરમ વસ્તુ નથી, ચરમ તો છે અદ્વૈતમ્. આપણે નજર આગળ જોઈએ છીએ કે મારામારીનો કંઈ પાર નથી, પરંતુ ત્યાર પછી જોઈએ છીએ કે છિન્નવિચ્છિન્નતાનાં ચિહ્ન ક્યાંય રહેતાં નથી. વિશ્વનો મહાસેતુ લેશ પણ ડગતો નથી. અગણિત અનૈક્યોને એક જ વિપુલ બાહુઓમાં બાંધીને ચિરકાળ એકું છે એ અદ્વૈતમ્, એ એકમાત્ર એક આદિમાં અદ્વૈતમ્, અંતમાં અદ્વૈતમ્, અંતરમાં અદ્વૈતમ્.

માણસ યુગે યુગે દરરોજ પ્રાતઃકાળે દિવસના પ્રારંભે પ્રભાતના પ્રથમ જાગ્રત આકાશમાંથી આ મંત્ર અંતર અને બહાર સાંભળતો આવ્યો છે, શાન્તમ્, શિવમ્, અદ્વૈતમ્. ઘડીભર પોતાનાં બધાં કર્મોને થંભાવી દઈને, બધી પ્રવૃત્તિઓને શાન્ત કરી દઈને નવીન પ્રકાશની આ આકાશવ્યાપી વાણી તેને ગ્રહણ કરવી પડી છે, શાન્તમ્, શિવમ્, અદ્વૈતમ્ — આ પ્રમાણે હજારો હજાર વરસ થયાં રોજ રોજ એ એકજ વાણી, તેના કાર્યના આરંભનો એ એકજ દીક્ષામંત્ર તે સાંભળતો આવ્યો છે.

મૂળ સાચી વાત એ છે કે, જે પ્રથમ છે તે આજે પણ પ્રથમ

જ છે. ક્ષણે ક્ષણે તે સર્જન કર્યા કરે છે, આખું જગત હજી હમણાં જ પહેલ વહેલું સર્જાયું છે એમ કહીએ તો ખોટું નથી. જગત એક દિવસ શરૂ થયું હતું ત્યાર પછી તેનો ભારે બોજો ઉપાડીને તેને સતત એક સીધે રસ્તે ખેંચી લાવવામાં આવે છે, જગતનું સદા સર્જન કરવામાં આવે છે. જે પ્રથમ છે, તેની પાસેથી જગત નિમેષે નિમેષે શરૂ થાય છે. એ પ્રથમનો સંબંધ કેમે કર્યો મટતો નથી. એટલા માટે જ શરૂઆતમાંયે પ્રથમ, અત્યારે પણ પ્રથમ, શરૂઆતમાંયે નવીન, અત્યારે પણ નવીન. विचैति चान्ते विश्वमादौ — વિશ્વના આરંભે પણ તે છે, અંતે પણ તે છે. તે જ પ્રથમ, તે જ નવીન, તે જ નિર્વિકાર.

એ સત્યને આપણે અનુભવવું પડશે, આપણે ક્ષણે ક્ષણે નવીન બનવું પડશે, આપણે ફરી ફરી પલે પલે તે બ્રહ્મમાં જન્મવું પડશે. કવિતા જેમ પ્રત્યેક માત્રાએ માત્રાએ પોતાના છંદમાં જઈ પહોંચે છે, પ્રત્યેક માત્રાએ માત્રાએ મૂળ છંદનો નવેસર સ્વીકાર કરે છે, અને એ કારણે જ સમગ્રની સાથે તેના પ્રત્યેક અંશનો સંબંધ સુંદર બની જાય છે. આપણે પણ એમ જ કરવું જોઈએ. આપણે સહજ વૃત્તિને માર્ગે, સ્વાતંત્ર્યને માર્ગે એકદમ એકધારા ચાલ્યા જઈએ એ નહિ ચાલે, આપણું ચિત્ત વારંવાર તે મૂળમાં પાછું આવે, તે મૂળમાં પાછું આવીને તેમાં સમસ્ત ચરાચર સાથે પોતનો જે અખંડ સંબંધ તેનો વારંવાર અનુભવ કરે, તો જ તે મંગલ બને, તો જ તે સુંદર બને.

એમ જો ન થાય, આપણે જો એમ માનીએ કે બધાની સાથેના જે સંબંધમાં આપણું મંગલ છે, આપણી સ્થિતિ છે, આપણું સામંજસ્ય છે, જે સંબંધ આપણા અસ્તિત્વના મૂળમાં રહેલો છે, તેને છોડી દઈને આપણે પોતે પુષ્કળ ઉન્નતિ પ્રાપ્ત કરવાની તૈયારી કરીશું, પોતાના સ્વાતંત્ર્યને જ તદ્દન કાયમનું અને ઉત્કટ બનાવી દેવાનો પ્રયત્ન કરીશું, તો તે કદી સફળ અને સ્થાયી થાય એમ નથી. એક જબરદસ્ત ભાંગફોડમાં તેનો અંત આવ્યા વગર રહેવાનો નથી.

જગતમાં બધા વિપ્લવ આ રીતે જ થયા છે. જ્યારે જ્યારે પ્રતાપ એક ઠેકાણે ભેગો થયો છે, જ્યારે જ્યારે વર્ણના, કુલના, ધનના અને સત્તાના વિભાગોએ અને ભેદોએ એકબીજા વચ્ચેના અંતરાયને બિલકુલ દુર્લંઘ્ય બનાવી દીધો છે, ત્યારે ત્યારે સમાજમાં તોફાન જાગ્યું છે. જે અદ્વૈતમ્ છે, જે અખિલ જગતના સમસ્ત વૈવિધ્યને એકની સીમા ઓળંગવા દેતું નથી, તેને એકલું છોડી જવાનો પ્રયત્ન કરી વિજયી થઈ શકે એટલી શક્તિ કયા રાજા કે રાજ્યમાં છે? કારણ, એ અદ્વૈતની સાથેના સંબંધમાં જ શક્તિ છે, એ સંબંધનો અનુભવ નબળો પડતાં જ દુર્બળતા આવવાની. એટલા માટે જ અહંકારને વિનાશનું મૂળ કહ્યું છે, એટલા માટે જ એકનાના અભાવને શક્તિ-હીનતાનું કારણ કહ્યું છે.

અદ્વૈત જ જો જગતના અંતરતર રૂપમાં વિરાજતું હોય અને બધાની સાથે સંબંધ બાંધવો એ જ જો જગતનું મૂળ તત્ત્વ હોય તો સ્વાતંત્ર્ય જેવી વસ્તુ આવે છે કયાંથી, એ પ્રશ્ન મનમાં જાગવાનો સંભવ છે. સ્વાતંત્ર્ય પણ એ અદ્વૈતમાંથી જ આવે છે, સ્વાતંત્ર્ય પણ એ અદ્વૈતનો જ આવિર્ભાવ છે.

જગતમાં આ બધાં સ્વાતંત્ર્યો કેવાં છે? તો કે ગીતના તાન જેવાં. તાન ગમે તેટલી દૂર જાય તોયે તે ગીતનો અસ્વીકાર કરી શકે એમ નથી, એ ગીત સાથે તેનો મૂળગત સંબંધ હોય છે. એ સંબંધને તે વારે વારે પ્રગટ કરે છે. ગીતથી જ્યારે એકાએક છૂટી પડીને ચાલે છે ત્યારે તે છટકીને ગમે ત્યાં દોડી જતી હોય એમ લાગે છે, પરંતુ તેનું આ દોડી જવું ફક્ત મૂળ ગીતમાં પાછા આવવા માટે જ હોય છે, અને એ પાછા આવવાના રસને ગાઢ બનાવવા માટે જ હોય છે. બાપ જ્યારે ગંમત કરવા એ હાથે બાળકને આકાશ ભણી ઊંચું ઉછાળે છે, ત્યારે એમ લાગે છે જાણે તે તેને દૂર ફેંકી દેશે,— બાળકના મનમાં એ વખતે જરા બીક લાગે છે, પણ એક વાર તેને

કારણ, બધાના મૂળમાં જે રહેલો છે તે શાંત છે, મંગલ છે, એક છે — તેને સંપૂર્ણપણે છોડીને જઈ શકાય એમ નથી. તેને ફક્ત એટલે અંશે જ છોડી જઈ શકાય છે જેથી પાછા આવીને ફરીથી તેને જ નિબિડભાવે પામી શકાય, જેથી વિચ્છેદ મારફતે તેમનો આવિર્ભાવ જ તેજસ્વી બની જાય.

એટલા માટે ભારતવર્ષમાં જીવનની શરૂઆતમાં જ તે મૂળ સુર પ્રમાણે જીવનવીણાને સારી પેઠે મેળવી લેવાની વ્યવસ્થા હતી. આપણા શિક્ષણનો ઉદ્દેશ જ એ હતો. એ અંતરના સુર સાથે સુર મેળવી લેવો એનું જ નામ બ્રહ્મચર્ય — ખૂબ વિશુદ્ધ રીતે, નિર્મૂલ રીતે, બધા તારોને તે ગસક્ષ ગીતને અનુરૂપ બરાબર ખેંચીને બાંધવા, એ જ જીવનની શરૂઆતની સાધના હતી.

એ પ્રમાણે તાર બંધાઈ જાય, મૂળ ગીત યોગ્ય રીતે શીખી લેવામાં આવે, ત્યાર પછી ગૃહસ્થાશ્રમમાં મરજી મુજબ તાન લઈ શકાય, તેમાં પછી સુર કે લયની ભૂલ થતી નથી. સમાજના જુદા જુદા સંબંધોમાં એ એકના સંબંધને જ અનેક રીતે પ્રગટ કરી શકાય છે.

સુરને સાચવીને ગીત શીખવા માટે માણસે કેટકેટલા દિવસ સુધી કેટકેટલી સાધના કરવી પડે છે! તે જ પ્રમાણે જેમણે સમસ્ત માનવ જીવનને જ અંતરની રાગિણીએ બાંધેલું એક ગીત માન્યું હતું, તેમણે પણ સાધનાની બાબતમાં ઢીલાશ રાખી નહોતી. સુરને ઓળખવા માટે અને કંઠને સાચો બનાવવા માટે તેઓ યોગ્ય ગુરુની પાસે લાંબા સમય સુધી સંયમની સાધના કરવા તૈયાર થયા હતા.

એ બ્રહ્મચર્ય આશ્રમ પ્રભાતની પેઠે સરળ છે, નિર્મળ છે, સ્નિગ્ધ છે. ખુલ્લા આકાશ નીચે, વનની છાયામાં, નિર્મળ સ્રોતસ્વિનીને તીરે તેનો આશ્રય હોય છે. માતાનો ખોળો અને માતાના બે બાહુ અને

છાતી એ જ જેમ ઉઘાડા બાળકનું આવરણ હોય છે, તેમ આ આશ્રમમાં સાધક ઉઘાડી રીતે મુક્તપણે વિરાટ વડે ઘેરાયેલો હોય છે, ભોગવિલાસ, વૈભવની સામગ્રી, કીર્તિ કે સત્તાનું કોઈ વ્યવધાન હોતું નથી. એ તો ઠેઠ પ્રારંભમાં પહોંચી જઈને શાંતની સાથે મંગલની સાથે એકની સાથે શરીરને શરીર અડાડીને બેસવા જેવું છે — કોઈ પણ જાતની ગફલત, કોઈ પણ વિકૃતિ ત્યાંથી તેને ચળાવી ન શકે એ જ એની સાધના.

ત્યાર પછી ગૃહસ્થાશ્રમ આવતાં જ જાતજાતનાં કામકાજ, કમાણી અને ખર્ચ, લાભ અને નુકસાન, વિચ્છેદ અને મિલન ઉપસ્થિત થાય છે. પરંતુ આ વિક્ષિપ્તતા જ ચરમ વસ્તુ નથી. એ મારફતે જેટલે દૂર જવાનું હોય તેટલે દૂર જઈને ફરી પાછા ફરવાનું હોય છે. ઘર જ્યારે ભરાઈ ગયું હોય, ભંડાર જ્યારે ઊભરાતો હોય ત્યારે તેમાં જ પુરાઈ રહીને બેસી રહીએ એ ન ચાલે. ફરી વિશાળ માર્ગે નીકળી પડવું પડશે — ફરી તે ખુલ્લું આકાશ, તે વનની છાયા, તે ધનહીન સામગ્રીહીન જીવનયાત્રા સ્વીકારવાં પડશે. નહિ આભરણ, નહિ આવરણ, નહિ કોઈ બાહ્ય સામગ્રી. ફરીથી તે વિશુદ્ધ સૂરે પહોંચી જવાનું, તે સમ ઉપર આવીને શાંત થવાનું. જ્યાંથી શરૂઆત થઈ હતી ત્યાં જ પાછા આવવાનું — પરંતુ આ પાછા આવવાને વચલા ગાળાનાં કર્મો મારફતે, વૈવિધ્ય મારફતે ગભીરતા પ્રાપ્ત થાય છે. યાત્રાએ નીકળતી વખતે લેવાની સાધના અને પાછા ફરતી વખતે પોતાની જાતને આપવાની સાધના.

ઉપનિષદમાં કહ્યું છે કે આનંદમાંથી બધા જીવોનો જન્મ થયો છે, આનંદમાં જ બધા જીવે છે અને એ આનંદમાં જ બધા ફરી પાછા ફરે છે. વિશ્વજગતમાં આ જે આનંદસમુદ્રમાં તરંગલીલા ચાલ્યા કરે છે, તેના છંદ સાથે પ્રત્યેક માણસનું જીવન મેળવી લેવું એનું નામ જ જીવનની સાર્થકતા. શરૂઆતમાં જ તેણે એ અનુભવ

- નગાવવો પડશે કે તે અનંત આનંદમાંથી જ પોતે જાગ્યો છે, આનંદ-
માંથી જ તેની યાત્રાનો આરંભ થયો છે, ત્યાર પછી કર્મના વેગને
લીધે તે ભલે ને ગમે તેટલો ઊછળે તોય એ જ અનુભવને તેણે
સાચવવાનો છે કે, પેલા આનંદસમુદ્રમાં જ તેની લીલા ચાલે છે — ત્યાર
પછી કામ પતાવીને ફરી તેણે અત્યંત સ્વાભાવિકપણે જ નીચા નમીને
પેલા આનંદસમુદ્રમાં જ પોતાની બધી વિક્ષિપ્તતાને શાંત પાડવાની
છે. આનું નામ યથાર્થ જીવન. એ જીવનની સાથે જ આખા જગતનો
મેળ છે. એ મેળમાં જ શાંતિ અને મંગલ અને સૌંદર્ય પ્રગટ થાય છે.

હે ચિત્ત એ મેળને માટે મથ. સહજવૃત્તિના વેગમાં બધાને
ટપી જવાનો પ્રયત્ન કરીશ નહિ. બધા કરતાં મોટા થવું, બધા કરતાં
સફળ થવું એને જ તારા જીવનનું મૂળ તત્ત્વ માનીશ નહિ. એ માર્ગે
ઘણાએ ઘણું કામ કર્યું છે, ઘણું ભેગું કર્યું છે, ઘણા પ્રતાપશાલી
બન્યા છે, એ હું જાણું છું, તેમ છતાં કહું છું કે એ માર્ગ તારો
ન હો. તું પ્રેમથી નીચા નમવાની ઇચ્છા કર, નીચો નમીને એકદમ
ત્યાં જઈને તારું માથું અડો જ્યાં જગતનાં નાનાં મોટાં બધાં જ
આવીને ભેગાં થયાં છે. તું તારા સ્વાતંત્ર્યનો રોજ રોજ તેમાં ત્યાગ
કરી તેને સાર્થક કર. જેમ જેમ ઊંચું થાય તેમ તેમ નીચે નમીને
બ્રહ્મમાં આત્મસમર્પણ કરતા રહેવું, જેમ જેમ વધે તેમ તેમ ત્યાગ
કરતા રહેવું — એ તારી સાધના બનો. પાછું આવ, પાછું આવ,
વારંવાર બ્રહ્મમાં પાછું આવ — દિવસ દરમ્યાન અવારનવાર તે
અનન્તમાં પાછું આવ. તું પાછું આવશે એ આશાએ જ આ બધું
શણગારેલું છે. કેટલી બધી વાતચીત, કેટલી બધી ધાંધલ ધમાલ,
બહાર કેટલું બધું આકર્ષણ છે, બધામાં ભૂલ પડે છે, કશામાં પ્રમાણ-
ભાન સચવાતું નથી અને તે અસત્યના ક્ષેત્રમાં સહજવૃત્તિમાં વિકૃતિ
પેસી જાય છે. રોજ રોજ ક્ષણે ક્ષણે આવું બન્યા કરે છે, એમાં
સાવધ રહે, પોતાને ખેંચી લાવ, પાછું આવ, ફરી પાછું આવ, તે
આદિમાં, તે શાંતમાં, તે મંગલમાં,. તે એકમાં. કામ કરતાં કરતાં

કામમાં છેક ખોવાઈ ના જઈશ, એ દરમ્યાન અવારનવાર તેની પાસે પાછું આવ; આનંદ કરતાં કરતાં આનંદમાં બિલકુલ ખોવાઈ ના જઈશ, એ આનંદ દરમ્યાન જ અવારનવાર જ્યાં તેમનો કિનારો છે ત્યાં પાછું આવ. બાળક રમતાં રમતાં વારંવાર માની પાસે પાછું આવે છે; એ પાછા આવવાનો સંબંધ જો છેક જ તૂટી જાય તો તેની આનંદભરી રમત કેવી ભયંકર બની જાય! તારાં સંસારનાં કામો અને સંસારની રમતો પણ ભયંકર બની જશે જો બ્રહ્મમાં પાછા જવાનો માર્ગ બંધ થઈ જાય, એ માર્ગ જો અપરિચિત બની જાય. વારંવાર આવજા દ્વારા એ માર્ગને એવો સહજ બનાવી મૂક કે અમાસની રાતે પણ ત્યાં તું અનાયાસે જઈ શકે, વરસાદના દિવસમાં પણ તારો પગ ત્યાં લપસી ન પડે. સવારે બપોરે, વખતે કવખતે, જ્યારે ત્યારે એ રસ્તે થઈને આવજા કર્યા કર, જેથી તેના ઉપર કાંટા ઝાંખરાં ઊગવા ન પામે.

સંસારમાં દુઃખ છે શોક છે, આઘાત છે અપમાન છે, એમનાથી હારીને એમના હાથમાં પોતાની જાતને એકદમ સોંપી ન દઈશ, એમ માનીશ નહિ કે એઓએ તને ભાંગી નાખ્યું છે, ગ્રસી લીધું છે, ખોખરું કરી નાખ્યું છે. તું પાછું બ્રહ્મમાં આવી જા, એકદમ નવીન બની જા. જોતજોતામાં તું સંસ્કારમાં જકડાઈ જાય છે, લોકાચાર તારા ધર્મનું સ્થાન બથાવી પડે છે, જે તારું આંતરિક હતું તે બહારનું બની જાય છે, જે ચિંતન અને વિચાર દ્વારા સચેતન હતું તે ટેવને લીધે આંધળું બની જાય છે, જ્યાં તારા દેવતા હતા ત્યાં જ ખબર ન પડે એ રીતે સાંપ્રદાયિકતા આવીને તને ઘેરી લે છે. એમાં બંધાઈ જઈશ નહિ. તે બ્રહ્માની પાસે પાછું આવ. વારંવાર પાછું આવ. જ્ઞાન ફરી ઉજ્જ્વળ બની જશે, બુદ્ધિ ફરી તાજી બની જશે. જગતમાં જે કાંઈ તારે જાણવાનું છે, પછી એ વિજ્ઞાન હોય કે દર્શન હોય, ઇતિહાસ હોય કે સમાજશાસ્ત્ર હોય, બધાને જ અવારનવાર બ્રહ્મમાં લઈ જા, તેમાં રાખીને જો. તો એ બધાની ઉપરનાં આવરણ

ખૂલી જશે, બધું જ વિશાળ, સત્ય અને અર્થપૂર્ણ બની જશે. જગતનો બધો સંકોચ, બધાં આચ્છાદન, બધાં પાપ આ રીતે વારંવાર બ્રહ્મમાં જવાને લીધે લુપ્ત થઈ જાય છે. આ રીતે જગત યુગે યુગે સ્વસ્થ અને સ્વાભાવિક રહેતું આવ્યું છે. તું પણ એમાં એવું જ સ્વસ્થ અને સ્વભાવિક થા; વારંવાર બ્રહ્મમાં જઈને પૂર્ણ થઈને આવ, તારી દૃષ્ટિને, તારા ચિત્તને, તારા હૃદયને, તારાં કર્મને નિર્મલરૂપે સત્ય બનાવી દે.

એક દિવસ મેં આ પૃથ્વીમાં નગ્ન બાળકરૂપે પ્રવેશ કર્યો હતો — હે ચિત્ત, જ્યારે તું એ અનન્ત નવીનતાના ઠેઠ ખોળામાં રમતું હતું. એટલે તે દિવસે તારી આગળ બધું જ અપૂર્વ હતું, ધૂળમાટીમાં પણ તને ત્યારે આનંદ પડતો હતો; પૃથ્વીના સમસ્ત વર્ણ, ગંધ, રસ જે કાંઈ તારે હાથ આવતું તેને તું લાભ માની લેતું, દાન તરીકે સ્વીકારતું. હવે તું એવું બોલતાં શીખ્યું છે કે આ જૂનું છે, પેલું સામાન્ય છે, એની કશી કિંમત નથી. આવી રીતે જગતમાં તારો અધિકાર સાંકડો થતો જાય છે. જગત તો એવું ને એવું નવીન છે, કારણ, એ તો રસસમુદ્રમાં પદ્મની પેઠે તરે છે; નીલાકાશના નિર્મલ લલાટ પર વાર્ધક્યનાં ચિહ્નો પડ્યાં નથી; અમારા બાળપણનો પેલો સદાનો મિત્ર ચંદ્ર આજે પણ પૂર્ણિમાએ પૂર્ણિમાએ જ્યોત્સ્નાનું દાનસાગર વ્રત પાળે છે; છ ઋતુની ફૂલની છાબ આજે પણ એ જ પ્રમાણે આપોઆપ ભરાઈ જાય છે; રજનીના નીલાંબરના પાલવમાંથી એક ટીપણું ખરી નથી; આજે પણ દરેક રાત્રિને અવસાન સમયે પ્રભાત પોતાની સોનાની ઝોળીમાં આશાભર્યું રહસ્ય ભરી લાવીને જગતના પ્રત્યેક જીવ તરફ જોઈને હસતું કહે છે, બોલ જોઉં, હું તારે માટે શું લાવ્યું છું! તો પછી જગતમાં જરા ક્યાં છે? જરા સતત કળીની ઉપરના પત્રપુટની પેઠે પોતાને ચીરી નાખીને ખસેડી દે છે, ચિરનવીનતાનું પુષ્પ અંદરથી સતત ખીલતું રહે છે, મૃત્યુ સતત પોતે જ પોતાનો નાશ

કરે છે — તે જેને કંઈને ખસેડે છે તેમાં પોતાને જ ખસેડે છે, લાખો અને કરોડો વરસો થયાં તેના આક્રમણથી આ જગત-પાત્રમાંના અમૃતનું એક ટીપુંયે ઓછું થયું નથી.

હે મારા ચિત્ત, આજે આ ઉત્સવને દિવસે તું એકદમ નવીન બની જા, અત્યારે જ તું નવીનતામાં જન્મ લે, જરાજીર્ણતાનું બાહ્ય આવરણ તારી આસપાસથી ધુમ્મસની પેઠે અલોપ થઈ જાઓ. ચિર-નવીનને ચિરસુંદરને આજે બરાબર તારી તદ્દન સામે જ તું જો — શૈશવની સત્યદૃષ્ટિ પાછી આવો, જલસ્થલ અને આકાશ રહસ્યથી પૂર્ણ બની જાઓ, મૃત્યુના આચ્છાદનમાંથી બહાર આવીને તું પોતાને ચિર-યુવાન દેવતાને રૂપે એક વાર જો, બધાને અમૃતના પુત્રો તરીકે એક વાર ઓળખ. સંસારના બધાં આવરણોને ભેદીને આજે એક વાર આત્માને જો — કેવા મોટા એક મિલનમાં મગ્ન થઈને તે શાંત થઈ ગયેલો છે, એ કેવો નિબિડ છે, કેવો નિગૂઢ છે, કેવો આનંદમય છે! કોઈ ક્લાન્તિ નથી, જરા નથી, મ્લાનતા નથી. એ મિલનની જ બંસી આજે જગત-નાં બધાં સંગીતમાં વાગી રહી છે. એ મિલનના જ ઉત્સવનો શણગાર આખા આકાશમાં વિસ્તરેલો છે. આ જગદ્વ્યાપી સૌંદર્યનો માત્ર એક જ અર્થ છે, તારી સાથે તેમનું મિલન થયું છે માટે જ આટલી શોભા, આટલી તૈયારી છે. એ સૌંદર્યને કોઈ સીમા નથી, એ તૈયારીને ક્ષય નથી, ચિરયૌવન તું ચિરયૌવન છે, ચિરસુંદરના બાહુપાશમાં તું સદા બંધ પેલું છે, સંસારના બધા પડદા હટાવી દઈને, બધા લોભ, મોહ, અહંકારની જંજાળને કાપી નાખીને આજે એક વાર પેલા ચિરકાળના આનંદમાં પરિપૂર્ણભાવે પ્રવેશ કર, સત્ય હો તારું જીવન, તારું જગત જ્યોતિર્મય હો, અમૃતમય હો.

જો, જો, આજે તારા ગળામાં કોણે પોતાને હાથે પારિજાતની માળા પહેરાવી છે — કોના પ્રેમથી તું સુંદર બન્યું છે, કોના પ્રેમને લીધે તારું મૃત્યુ નથી, કોના પ્રેમના ગૌરવથી તારી આસપાસથી તુચ્છતાનું

આવરણ સતત તૂટતું જાય છે, — કશું જ તને સદાને માટે ઢાંકી કે પૂરી રાખી શકતું નથી. વિશ્વમાં તને વધાવી લેવામાં આવ્યું છે — પ્રિયતમના અનંત ઓરડાવાળા મહેલમાં તેં પ્રવેશ કર્યો છે, ચારે કોર દિશાએ દિશામાં દીવા બળે છે, સુરલોકના સમર્ષિ તને આસીર્વાદ આપવા આવ્યા છે. આજે તારે સંકોચ શાનો? આજે તું પોતાની જાતને ઓળખ, અને એ ઓળખથી પ્રફુલ્લ બની જા, પુલકિત બની જા. તારા જ આત્માની આ મહોત્સવસભામાં સ્વપ્નાવિષ્ટની પેઠે એક બાજુએ ઊભું ન રહીશ, જ્યાં તારા અધિકારને કોઈ સીમા નથી ત્યાં ભિક્ષુકની પેઠે ઉન્છવૃત્તિ કરીશ નહિ.

હે અંતરતર, મને પોતાને મોટો માનવાની ઇચ્છા તું એકદમ બધી બાજુએથી દૂર કરી દે. તારી સાથે મને મેળવી દઈને મારે જે જાણવાનું છે તે મને જણાવ. મારામાં તારો આવિર્ભાવ એ જ માત્ર સુંદર છે, એ જ માત્ર મંગલ છે, એ જ માત્ર નિત્ય છે. બીજાં બધાંનું એટલું જ મૂલ્ય છે કે એ બધાં તારા તે આવિર્ભાવનાં ઉપકરણ છે. પરંતુ તેમ ન રહેતાં જો તેઓ બાધારૂપ થઈ પડે તો નિર્મમપણે તેઓને ચૂર્ણ કરી નાખ. મારું ધન જો તારું ધન ન થાય, તો દારિદ્ર દ્વારા તું મને તારી છાતીસરસો ખેંચી લે, મારી બુદ્ધિ જો તારી શુભબુદ્ધિ ન બને તો અપમાનથી તેના ગર્વના ચૂરેચૂરા કરી નાખી તેને તે ધૂળમાં નીચા નમાવી દે, જે ધૂળના ખોળામાં તારા વિશ્વના બધા જીવો વિશ્રામ પામે છે. મારા મનમાં સદા સર્વદા એ આશા જાગતી રહો કે, તું મને છેક દૂર કદી નહિ જવા દે, મારે વારે વારે તારામાં પાછા આવવું જ પડશે, વારંવાર તારામાં મારી જાતને નવીન કરી લેવી પડશે. દાહ વધતો જાય છે, બોજો ભારે બનતો જાય છે, ધૂળ જામતી જાય છે, પણ એવું સદા નભતું નથી, દિવસને અંતે માતાના હાથમાં જવું જ પડે છે, અનંત સુધાસમુદ્રમાં સ્નાન કરવું જ પડે છે, બધું હરી જાય છે, બધું હળવું થઈ જાય છે, ધૂળના ડાઘ રહેતા નથી; જે

## ૧૧૧

## વિશ્વભાવના

પ્રત્યેક જાતિ પોતાની સભ્યતા મારફતે શ્રેષ્ઠ મનુષ્યની માગણી કરે છે. ઝાડનાં મૂળિયાંથી તે ડાળપાંદડાં સુધી બધાનો જ જેમ એક-માત્ર પ્રયત્ન એ હોય છે કે તેના ફળમાં તેનું સૌથી સારું બી જન્મે; અર્થાત્ તેની શક્તિનો જેટલો વિકાસ થવો સંભવિત હોય તે એના બીજમાં આવિર્ભાવ પામે. તે જ પ્રમાણે માનવ સમાજ પણ એવા માણસને ઇચ્છે છે જેમાં તે પોતાની શક્તિના અંતિમ વિકાસને પ્રસક્ષ કરી શકે.

શક્તિનો આ ચરમ વિકાસ શો છે, સર્વશ્રેષ્ઠ માણસ કોને કહેવાય, એની કલ્પના પ્રત્યેક જાતિની વિશેષ શક્તિ અનુસાર સ્પષ્ટ કે અસ્પષ્ટ હોય છે. કોઈએ બાહુબળને તો કોઈએ બુદ્ધિચાતુર્યને તો કોઈએ ચારિત્ર્યનીતિને માણસની શ્રેષ્ઠતાનું મુખ્ય ઉપાદાન માન્યું છે અને એ દિશામાં જ આગળ વધવાને માટે પોતાના બધા શિક્ષણ સંસ્કાર અને શાસ્ત્રશાસનને કામે લગાડ્યાં છે.

ભારતવર્ષે પણ એક વખતે માનવની પૂર્ણ શક્તિનો અનુભવ કરવા માટે સાધના કરી હતી. ભારતવર્ષે મનથી પોતાના શ્રેષ્ઠ માનવની મૂર્તિ જોઈ હતી. પણ એ શું માત્ર મનમાં જ રહી હતી? બહાર જો માનવનો આદર્શ બિલકુલ જોવામાં જ ન આવે તો મનની અંદર પણ તેની પ્રતિષ્ઠા થઈ શકતી નથી.

ભારતવર્ષે પોતાના બધા ગુણી જ્ઞાની શૂરવીર રાજા મહારાજાઓમાં એવા કયા માણસો જોયા હતા, જેમને એણે નરશ્રેષ્ઠ તરીકે પસંદ કર્યા હતા? એ કોણ હતા?

संप्राप्यैनं ऋषयो ज्ञानतृप्ताः
कृतात्मानो वीतरागाः प्रशान्ताः ।

ते सर्वगं सर्वतः प्राप्य धीराः
युक्तात्मानः सर्वमेवाविशन्ति ॥

તેઓ ઋષિ હતા. એ ઋષિ કોણ? તો કે, જેઓ પરમાત્માને જ્ઞાનમાં પામીને જ્ઞાનતૃપ્ત થયા હોય, આત્મામાં મળેલો જોઈને કૃતાત્મા થયા હોય, હૃદયમાં અનુભવીને વીતરાગ બન્યા હોય, સંસારના કર્મક્ષેત્રમાં જોઈને પ્રશાંત થયા હોય. એ ઋષિઓ તે લોકો છે જેઓ પરમાત્માને સઘળેથી પ્રાપ્ત કરીને ધીર થયા હોય છે, સહુની સાથે યુક્ત થયા હોય છે, અને સૌમાં જેમણે પ્રવેશ કર્યો હોય છે.

ભારતવર્ષે પોતાની સઘળી સાધના દ્વારા એ ઋષિઓને ઇચ્છયા હતા. એ ઋષિઓ ધનવાન નથી, ભોગી નથી, પ્રતાપશાળી નથી, એ લોકો ધીર છે, યુક્તાત્મા છે.

આ ઉપરથી જ માલૂમ પડે છે કે પરમાત્મા સાથેના સંબંધમાં બધા સાથેનો સંબંધ અનુભવવો, બધામાં પ્રવેશ મેળવવો, એને જ ભારતવર્ષે મનુષ્યત્વની ચરમ સાર્થકતા માની હતી. ધનવાન થઈને, પ્રબળ થઈને પોતાના સ્વાતંત્ર્યને જ આસપાસના બધા કરતાં ઊંચું બનાવી દેવું એને જ ભારતવર્ષે સૌથી મોટા ગૌરવની વાત માની નહોતી.

માણસ વિનાશ કરી શકે છે, ઝૂંટવી લઈ શકે છે, મેળવી શકે છે, ભેગું કરી શકે છે, શોધ કરી શકે છે, પરંતુ એટલા જ કારણે માણસ મોટો છે એમ નથી. માણસની મોટાઈ એમાં છે કે એ બધાંને પોતાનાં કરી શકે છે. માણસનું જ્ઞાન બધે પહોંચી શકતું નથી, તેની શક્તિ સર્વત્ર પહોંચી શકતી નથી, ફક્ત તેના આત્માના અધિકારને સીમા નથી. માણસોમાં જેઓ શ્રેષ્ઠ હોય છે તેઓ સંપૂર્ણ સમજણપૂર્વક એમ કહી શકતા હોય છે કે નાના હોય કે મોટા હોય, ઉચ્ચ હોય કે નીચ હોય, શત્રુ હોય કે મિત્ર હોય, બધા જ મારા પોતાના છે.

માણસોમાં જેઓ શ્રેષ્ઠ હોય છે તેઓ એવી જગ્યાએ બધાની

સાથે સરખા થઈને ઊભા રહે છે, જ્યાં સર્વવ્યાપીની સાથે તેમના આત્માનો સંબંધ સ્થાપી શકાય. જ્યાં માણસ બધાને હડસેલી મૂકીને પોતે મોટો થવા ઇચ્છે છે ત્યાં ઈશ્વરની સાથે વિચ્છેદ થાય છે. એટલા માટે જ જેમણે માનવજન્મની સફળતા પ્રાપ્ત કરી છે તેમને ઉપનિષદમાં ધીર કહ્યા છે, યુક્તાત્મા કહ્યા છે. અર્થાત્ તેઓ બધાની સાથે ભળી ગયેલા છે માટે જ શાંત છે, તેઓ બધાની સાથે મળેલા છે માટે તે પરમ એકની સાથે તેમને વિચ્છેદ નથી, તેઓ યુક્તાત્મા છે.

ખ્રિસ્તના ઉપદેશવચનોમાં પણ આનો આભાસ મળે છે. તેમણે કહ્યું છે કે સોયના કાણામાં જેમ ઊંટ પેસી શકતું નથી તેમ ધનવાનને માટે મુક્તિ મેળવવી મુશ્કેલ છે.

એનો અર્થ એ છે કે, ધન કહો, માન કહો, જે કંઈ આપણે ભેગું કરીએ છીએ તેને લીધે આપણે સ્વતંત્ર — અલગ બની જઈએ છીએ, તેને લીધે બધા સાથેનો આપણો સંબંધ નાશ પામે છે. એ વસ્તુઓને જ વિશેષભાવે સાચવવા સંભાળવા જતાં બધાને દૂર રાખીએ છીએ. સંઘરો જેમ જેમ વધતો જાય છે, તેમ તેમ બધા કરતાં પોતાને જુદા માનીને ગર્વ પેદા થાય છે. એ ગર્વના આકર્ષણથી એ જુદાપણાને — સ્વાતંત્ર્યને સતત વધાર્યે જવાનો પ્રયત્ન થાય છે. એને પછી કોઈ હદ રહેતી નથી — હજી મોટો, હજી મોટો, હજી વધારે, હજી વધારે, એમ માણસ બધાની સાથેનો સંબંધ ખોઈ બેસવાની દિશામાં જ આગળ વધતો જાય છે, તેનો સર્વત્ર પ્રવેશનો અધિકાર કેવળ નાશ પામે છે. ઊંટ જેમ સોયના નાકામાંથી ગરી શકતું નથી તેમ તે પણ સતત જાડો થતો જાય છે અને વિશ્વના કોઈ પણ માર્ગમાં થઈને ગરી શકતો નથી, તે પોતાની મોટાઈમાં જ બંધાઈ જાય છે. એ માણસ મુક્તસ્વરૂપને કેવી રીતે પામી શકે જે એવા વિશાળ સ્થાને રહે છે કે જ્યાં જગતનાં નાનાં મોટાં બધાને જ સરખું સ્થાન છે.

એટલા માટે આપણા દેશમાં આ એક બહુ મોટી વાત કહેલી છે કે, ઈશ્વરને મેળવવો હોય તો બધાને મેળવવા જોઈએ. બધાનો ત્યાગ કરવો એ જ ઈશ્વરને પામવાનો માર્ગ નથી.

યુરોપના કોઈ કોઈ આધુનિક તત્ત્વજ્ઞાનીઓ જેઓ પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે ઉપનિષદના વિશેષ ઋણી છે, તેઓ તે ઋણનો ઇન્કાર કરીને કહેતા હોય છે કે ભારતવર્ષનું બ્રહ્મ એક અવિચ્છિન્ન (abstract) પદાર્થ છે. અર્થાત્ જગતમાં જ્યાં જ્યાં જે કંઈ છે, તે બધાનો ત્યાગ કરીએ, બાદ કરીએ ને જે રહે તે અનન્ત સ્વરૂપ — અર્થાત્ ટૂંકમાં તે કોઈ ઠેકાણે નથી, કેવળ તત્ત્વજ્ઞાનમાં છે.

આવો કોઈ દાર્શનિક મત ભારતવર્ષમાં છે કે કેમ એની હું ચર્ચા કરવા માગતો નથી પરંતુ એ ભારતવર્ષની મૂળ વાત નથી. વિશ્વજગતના બધા જ પદાર્થોમાં અનંતસ્વરૂપને અનુભવવાની સાધના ભારતવર્ષમાં એટલે સુધી ગઈ છે કે બીજા દેશના તત્ત્વજ્ઞાનીઓ તેટલે સુધી જવાની હિંમત કરી શક્યા નથી.

ईशावास्यमिदं सर्वं यत् किञ्च जगत्यां जगत् — જગતમાં જ્યાં જ્યાં જે કંઈ છે તે બધાને જ ઈશ્વરથી આચ્છાદીને જોવું એવો આપણને ઉપદેશ કરવામાં આવ્યો છે.

यो देवोऽग्नौ योऽप्सु
यो विश्वं भुवनमाविवेश
य ओषधिषु यो वनस्पतिषु
तस्मै देवाय नमोनमः ।

આને વિશ્વમાંથી બાદ કરીને ઈશ્વરને જોવા એમ કહી શકાય? તે જેમ અગ્નિમાં છે તેમ જલમાં પણ છે, અગ્નિ અને જલનો કોઈ વિરોધ તેનામાં નથી. ડાંગર, જવ, ઘઉં વગેરે જે ઓષધિઓ ફક્ત થોડા માસ માટે પૃથ્વી ઉપર આવીને પાછી સ્વપ્નની પેઠે અદશ્ય

થઈ જાય છે તેમાં પણ તે નિત્ય સત્ય જેમ રહેલું છે, તેમ વળી જે વનસ્પતિ અમરતાની મૂર્તિરૂપે હજારો વર્ષો સુધી પૃથ્વીને ફળ અને છાયા આપે છે તેમાં પણ તે તેવી જ રીતે રહેલું છે. માત્ર છે એટલું જાણવું એમ નહિ, નમોનમઃ, તેને નમસ્કાર હો, તેને નમસ્કાર હો, સર્વત્ર તેને નમસ્કાર હો.

વળી આપણા ધ્યાનના મંત્રનું પણ એ જ લક્ષ્ય છે—તેને બધાની સાથે એક રૂપે જોવો, ભૂલોકની સાથે નક્ષત્રલોકને અને બહારની સાથે અંતરને એક કરીને જોવું.

આપણા દેશમાં બુદ્ધ પણ આવીને કહી ગયા છે કે જે કંઈ ઉપર છે, નીચે છે, દૂર છે, નિકટ છે, ગોચર છે, અગોચર છે તે બધા પ્રત્યે બાધાહીન, હિંસાહીન, શત્રુતાહીન અપરિમિત માનસ અને મૈત્રી જાળવવાં. જ્યારે ઊભા હો અથવા ચાલતા હો, બેઠા હો કે સૂતા હો ત્યાં સુધી આ પ્રકારની સ્મૃતિમાં અધિષ્ઠિત રહેવું એનું જ નામ બ્રહ્મવિહાર.

અર્થાત્ બ્રહ્મનો જે ભાવ તેમાં પ્રવેશ કરવો એ જ બ્રહ્મવિહાર. બ્રહ્મનો એ ભાવ શો છે?

યશ્ચાયમસ્મિન્નાકાશે તેજોમયોઽમૃતમયઃ પુરુષઃ સર્વાનુભૂઃ, જે તેજોમય અમૃતમય પુરુષ સર્વાનુભૂ બનીને રહેલો છે તે જ બ્રહ્મ. સર્વાનુભૂ, એટલે બધું જ તે અનુભવ કરે છે એવો એનો ભાવ છે. તે કેવળ બધામાં વ્યાપેલો છે એટલું જ નહિ, બધું જ તેની અનુભૂતિમાં આવી જાય છે. બાળકને મા જે વીંટી રહે છે તે કેવળ પોતાના બાહુ અને શરીર વડે નહિ, પણ પોતાની અનુભૂતિ વડે વીંટી રહે છે. એ જ માતાનો ભાવ છે, એ જ એનું માતૃત્વ છે. બાળકને માતા આદિથી તે અંત સુધી અત્યંત પ્રગાઢરૂપે અનુભવ કરે છે. તે જ પ્રમાણે એ અમૃતમય પુરુષની અનુભૂતિ સમસ્ત આકાશને ભરી દઈને સમસ્ત

જગતને સર્વત્ર પૂરેપૂરું ઢાંકી દઈને રહેલી છે. સમસ્ત શરીરથી અને મનથી આપણે તેની અનુભૂતિમાં ડૂબેલા છીએ. અનુભૂતિ જ અનુભૂતિ — તેની અનુભૂતિ મારફતે બહુ યોજનો દૂરથી સૂર્ય પૃથ્વીને ખેંચે છે, તેની જ અનુભૂતિ મારફતે પ્રકાશનાં મોજાં એક લોકમાંથી બીજા લોકમાં તરંગિત થયા કરે છે. આકાશમાં ક્યાંય એમાં વિચ્છેદ પડતો નથી, કાળમાં ક્યાંય એમાં વિરામ આવતો નથી.

માત્ર આકાશમાં જ નહિ — यश्चायमस्मिन्नात्मनि तेजोमयोऽमृतमयः पुरुषः सर्वानुभूः — આ આત્મામાં પણ તે સર્વાનુભૂ છે. જે આકાશ વ્યાપ્તિનું રાજ્ય છે ત્યાં પણ તે સર્વાનુભૂ છે, જે આત્મા સમાપ્તિનું રાજ્ય છે ત્યાં પણ તે સર્વાનુભૂ છે.

આ ઉપરથી માલૂમ પડે છે કે જો તે સર્વાનુભૂને મેળવવો હોય તો અનુભૂતિની સાથે અનુભૂતિનો મેળ બેસાડવો પડશે. ખરું જોતાં માણસની જેમ જેમ પ્રગતિ થતી જાય છે તેમ તેમ તેની આ અનુભૂતિનો વિસ્તાર થતો જાય છે. તેનાં કાવ્ય, દર્શન, વિજ્ઞાન, કલા, ધર્મ, બધું જ માણસની અનુભૂતિને વિશાળમાંથી વિશાળતર બનાવે છે. એ પ્રમાણે અનુભૂ થઈને જ માણસ મોટો થાય છે, પ્રભુ થઈને નહિ. માણસ જેમ જેમ અનુભૂ થશે તેમ તેમ તેની પ્રભુત્વની વાસના ઓછી થતી જશે. જગ્યા રોકવાથી માણસને અધિકાર મળતો નથી, બહારના વ્યવહારથી પણ માણસને અધિકાર પ્રાપ્ત થતો નથી — જેટલે અંશે માણસની અનુભૂતિ હોય છે તેટલે અંશે જ તે સાચો હોય છે, તેટલે અંશે જ તેનો અધિકાર હોય છે.

ભારતવર્ષે આ સાધના ઉપર જ સૌથી વધુ ભાર દીધો હતો, આ વિશ્વભાવના ઉપર, આ સર્વાનુભૂતિ ઉપર. ગાયત્રીમંત્રમાં એ ભાવનાને જ ભારતવર્ષે ધ્યાન મારફતે કેળવી છે, એ ભાવના જગાડવાને માટે જ ઉપનિષદમાં સર્વભૂતને આત્મામાં અને આત્માને સર્વ-

ભૂતમાં અનુભવી ઘૃણાનો ત્યાગ કરવાનો ઉપદેશ આપેલો છે અને બુદ્ધદેવે એ ભાવનાને જ સંપૂર્ણ કરવા માટે પેલી પદ્ધતિનું અવલંબન કરવાને કહ્યું છે જેથી માણસનું મન અહિંસામાંથી દયામાં, અને દયામાંથી મૈત્રીમાં સર્વત્ર પ્રસાર પામે.

આ બધાને પામવા માટે, બધાને અનુભવવા માટે કિંમત ચૂકવવી પડે છે. વગર આપ્યે કશું મળતું નથી. તો આ સૌથી મોટી પ્રાપ્તિની કિંમત શી છે? પોતાની જાતને અર્પણ કરવી એ. પોતાની જાતનું અર્પણ કરીએ તો બધાને મેળવી શકાય. પોતાનું ગૌરવ એમાં જ છે — પોતાનો ત્યાગ કરવાથી બધું મેળવી શકાય છે, એ જ એનું મૂલ્ય છે, એટલા માટે જ તેનું અસ્તિત્વ છે.

એટલે ઉપનિષદમાં એક સંકેત છે — तेन त्यक्तेन भुञ्जीथाः, ત્યાગ મારફતે જ મેળવો, ભોગવો. मा गृधः, લોભ ન કરો.

બુદ્ધદેવનો ઉપદેશ પણ વાસનાત્યાગનો જ ઉપદેશ છે; ગીતામાં પણ કહ્યું છે, ફળની અપેક્ષા છોડી દઈને નિરાસક્ત થઈને કર્મ કરવાં. આ બધા ઉપદેશો ઉપરથી ઘણા એમ માને છે કે ભારતવર્ષ જગતને મિથ્યા માને છે માટે જ તેણે આવી ઉદાસીનતાનો પ્રચાર કર્યો છે. પણ વાત એથી ઊલટી જ છે.

જે માણસ પોતાને જ મહત્ત્વ આપે છે તે બીજા બધાને ગૌણ ગણવાનો જ. જેના મનમાં વાસના છે તે કેવળ વાસનાના વિષયમાં જ બંધાઈ રહેવાનો, બાકી બધા પ્રત્યે ઉદાસીન રહેવાનો. ફક્ત ઉદાસીન નહિ, કદાચ નિષ્ઠુર પણ થવાનો. એનું કારણ એ કે, પ્રભુત્વ ઉપર તેને જ રુચિ હોય છે જે માણસ બધા કરતાં પોતાને જ સત્યતમ માને છે, વાસના ઉપર તેને જ રુચિ હોય છે જેને મન એ વિષય જ સત્ય અને બીજું બધું માયા હોય છે. એ બધા માણસો સાચા અર્થમાં માયાવાદી હોય છે.

માણસ જેમ જેમ પોતાને વ્યાપક બનાવતો જાય છે તેમ તેમ તેનાં અહંકાર અને વાસનાનાં બંધન તૂટતાં જાય છે. માણસ જ્યારે પોતાને બિલકુલ એકલો નથી માનતો જ્યારે તે માબાપ ભાઈ મિત્રો વગેરેની સાથે પોતાને એક અનુભવે છે. ત્યારે જ તે સભ્યતાને પહેલે પગથિયે પગલું માંડે છે, ત્યારે તે મોટા થવાની શરૂઆત કરે છે. પણ એ મોટા થવાની કિંમત શી છે? પોતાની સહજ વૃત્તિઓને, વાસનાઓને, અહંકારને ગૌણ બનાવી દેવાં. એ વગર પરિવારમાં તેને આત્મોપલબ્ધિ થઈ શકતી નથી. ઘરનાં બધાં આગળ પોતાનો ત્યાગ કરે તો જ સાચા ગૃહસ્થ બની શકાય છે.

એવી રીતે ગૃહસ્થ બનવા માટે, સ્વદેશના બનવા માટે માણસને બાળપણથી શી શી સાધના નથી કરવી પડતી! તેની જે જે સહજ વૃત્તિઓ પોતાને મોટો બનાવીને પારકાને આઘાત કરે છે તે બધીને સતત ગૌણ બનાવી દેવી પડે છે. તેની જે બધી વૃત્તિઓ બધાની સાથે પોતાનો મેળ રચવા ઇચ્છે છે તેઓને જ ઉત્સાહ અને અભ્યાસ દ્વારા સતત વધારતા રહેવું પડે છે. કુટુંબભાવના કરતાં સમાજભાવનામાં અને સમાજભાવના કરતાં સ્વદેશભાવનામાં માણસ એક બાજુ જેમ જેમ મોટો થતો જાય છે તેમ તેમ બીજી બાજુ તેણે આત્મવિલોપન સાધવું પડે છે. તેમ તેમ તેનું શિક્ષણ કપરું બનતું જાય છે, તેમ તેમ તેણે બૃહત્ ત્યાગને માટે તૈયાર થવું પડે છે. એનું જ નામ વીતરાગ થવું. એટલા માટે જ મહત્ત્વની બધી જ સાધના માણસને કહે છે, त्यक्तेन भुञ्जीथाः । કહે છે, मा गृधः । આ પ્રમાણે પોતાની ઐક્યભાવનાના ક્ષેત્રને ધીમે ધીમે વિસ્તારવાનો પ્રયત્ન એ જ મનુષ્યત્વ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન છે. આપણે આજે જોઈએ છીએ કે પશ્ચિમના દેશોમાં એ પ્રયત્ન સામ્રાજ્યભાવના સુધી પહોંચ્યો છે. એક પ્રજાની સાથે સંબંધ ધરાવતા જુદા જુદા દેશોમાં જે રાજ્યો આવેલાં છે તે બધાંને એક સામ્રાજ્યના સૂત્રમાં પરોવીને બૃહત્‌ભાવે પ્રબળ બનવાની એક ઇચ્છા

પશ્ચિમમાં જાગી છે. એ ભાવનાને સામાન્ય લોકોમાં તેજસ્વી રાખવા માટે ત્યાં જાતજાતનાં અનુષ્ઠાન અને સંસ્થાઓની સ્થાપના કરવામાં આવે છે. વિદ્યાલયોમાં, નાટકશાળાઓમાં, ગીતોમાં અને કાવ્યોમાં, ભૂગોળમાં અને ઇતિહાસમાં સર્વત્ર એ જ સાધના જોવામાં આવે છે.

સામ્રાજ્યભાવનાને જેમ યુરોપે પરમ મંગલ માન્યું છે અને તેને માટે જાતજાતના પ્રયત્નો તે કરે છે — તેમ ભારતવર્ષે વિશ્વભાવનાને જ માનવાત્મા માટે ચરમ વસ્તુ માની હતી અને એને જાગ્રત કરવા માટે જુદી જુદી દિશામાં એણે પ્રયત્નો આરંભ્યા હતા. શિક્ષણ સંસ્કાર આહાર વિહાર બધી જ બાબતમાં તેણે પોતાના એ હેતુને સ્થાન આપ્યું હતું. એ થઈ સાત્ત્વિકતાની અર્થાત્ ચૈતન્યમયતાની સાધના. તુચ્છ મહાન બધી જ બાબતોમાં સહજ વૃત્તિને ગૌણ બનાવી દઈને સંયમ દ્વારા ચૈતન્યને નિર્મળ અને ઉજ્જવલ બનાવવાની સાધના. કેવળ જીવ પ્રત્યે અહિંસા માત્ર જ નહિ, પણ જુદે જુદે પ્રસંગે અને કારણે પશુપક્ષી જ નહિ પણ ઝાડપાન પ્રત્યે પણ સેવાધર્મ કેળવવો — અન્નજળ નદીપર્વત પ્રત્યે પણ હૃદયનો એક સંબંધ બાંધવો; ધર્મનો સંબંધ બધાની સાથે છે, એ સત્યને જાતજાતનાં ધ્યાન દ્વારા, સ્મરણ દ્વારા, કર્મ દ્વારા મનમાં બદ્ધમૂલ બનાવી દેવું. વિશ્વભાવના એ વસ્તુ જેટલી મોટી છે તેટલું મોટું તેનું ચૈતન્ય પણ હોવું જોઈએ, એટલા માટે જ ગૃહસ્થના ભોગમાં અને યોગીના ત્યાગમાં બધે જ આવી સાત્ત્વિક સાધના યોજવામાં આવેલી છે.

ભારતવર્ષને મન અનંત એ સહુ વ્યવહારોથી પરનો કોઈ શૂન્ય પદાર્થ નથી, કેવળ તત્ત્વ નથી, અનંત એને મન હસ્તામલકની પેઠે સ્પષ્ટ છે એટલે જ તો જલમાં સ્થલમાં આકાશમાં અન્નમાં પાનમાં વચનમાં અને મનમાં સર્વત્ર સદાસર્વદા એ અનંતને સર્વસાધારણ લોકોના પ્રત્યક્ષ અનુભવમાં સ્પષ્ટ બનાવી દેવા માટે ભારતવર્ષે આવી અનેકવિધ વ્યવસ્થા કરી છે, અને એટલા માટે જ ભારતવર્ષે ઐશ્વર્ય

કે સ્વદેશ કે સ્વજાતિની ભાવનામાં જ માણસની ભાવનાને પૂરી રાખી તેને જ સર્વેસર્વા અને અત્યંત ઉગ્ર બનાવી દેવા પ્રત્યે ધ્યાન આપ્યું નથી.

આ જે અબાધ ચૈતન્યમય વિશ્વભાવના ભારતવર્ષમાં અત્યંત સત્ય બની ગઈ હતી એ હકીકતને આજે આપણે સંપૂર્ણ ગૌરવ અને આનંદપૂર્વક યાદ કરીએ તો સારું. એ વાતને સંભારીને આપણી છાતી ફૂલો, આપણું ચિત્ત આશાભર્યું બની જાઓ. સૌ ભાવનાઓમાં મોટી એવી એ વિશ્વભાવના, સૌ પ્રાપ્તિઓમાં શ્રેષ્ઠ એવી બ્રહ્મપ્રાપ્તિ કેવળ કલ્પના નથી, એની જ સાધનાનો પ્રચાર કરવા માટે આ દેશમાં મહાપુરુષોએ જન્મ લીધો છે અને બ્રહ્મનો જ બધામાં અનુભવ કરવો. એને જ એ લોકોએ એવી એક નિશ્ચિત વસ્તુ માની લીધી છે કે તેઓએ જોરથી કહ્યું છે —

इह चेत् अवेदीत् अथ सत्यमस्ति,
न चेत् इह अवेदीत् महती विनष्टिः ।
भूतेषु भूतेषु विचिन्त्य धीराः
प्रेत्यास्माल्लोकात् अमृता भवन्ति ॥

એને જો જાણી શકાયું તો જ સત્ય થવાયું — એને જો ન જાણી શકાયું તો મહાવિનાશ થયો; ભૂતે ભૂતમાં બધામાં જ તેનું ચિંતન કરીને ધીર પુરુષો અમૃતત્વ પામે છે.

ભારતવર્ષની આ મહાન સાધનાનો જે વારસો આપણને મળ્યો છે એને આપણે બીજા દેશના શિક્ષણ અને દૃષ્ટાંતથી હલકો પાડવો કે મિથ્યા બનાવવો ન જોઈએ. એ મહાન સત્યને જ જુદી જુદી રીતે ઉજ્જ્વલ બનાવવાનો ભાર આપણા દેશ ઉપર છે. આપણા દેશની એ તપસ્યાને મોટા પાયા ઉપર સાર્થક કરવાનો સમય આજ આપણે માટે આવ્યો છે. આપણને જિગીષા નથી જોઈતી, જિઘાંસા નથી જોઈતી, પ્રભુત્વ નથી જોઈતું, પ્રબળતા નથી જોઈતી, તેમ જ વર્ણ

વર્ણ વચ્ચેના, ધર્મ ધર્મ વચ્ચેના, સમાજ સમાજ વચ્ચેના અને સ્વદેશ અને વિદેશ વચ્ચેના ભેદ, વિરોધ અને વિચ્છેદ પણ નથી જોઈતાં; આપણે તો નાના મોટા, પોતાના પારકા બધામાં જ ઉદાર ભાવે પ્રવેશવાની જે સાધના, તેને જ આપણે આનંદપૂર્વક વધાવી લઈશું. આજે આપણા દેશમાં કેટલી જુદી જુદી જાતિઓ, કેટલા જુદા જુદા ધર્મો, કેટલા જુદા જુદા સંપ્રદાયો છે એની ગણતરી કોણ કરી શકે એમ છે? અહીં માણસ માણસ વચ્ચે વાતવાતમાં અને ડગલે ને પગલે જે ભેદ છે, અને આહારવિહાર અને બધી બાબતમાં જ માણસના માણસ પ્રત્યેના વ્યવહારમાં જે નિષ્ઠુર અવજ્ઞા અને ઘૃણા પ્રગટ થાય છે તેનો જોટો જગતમાં બીજે ક્યાંય મળે એમ નથી. એને લીધે આપણે ઈશ્વરને ખોતા જઈએ છીએ જે બધાને પોતામાં સમાવીને એક રૂપે રહેલો છે; જેણે પોતાના આવિર્ભાવને વિચિત્ર બનાવ્યા છે, પરંતુ વિરુદ્ધ બનાવ્યા નથી. તેને ખોવો એટલે જ મંગલને ખોવું, શક્તિને ખોવી, સામંજસ્યને ખોવું, અને સત્યને ખોવું. એટલે આજે આપણી દુર્ગતિનો કંઈ પાર નથી, જે સારું છે તે સદા બાધા પામ્યા કરે છે, ડગલે ને પગલે ખંડિત થયા કરે છે, તેનું કાર્ય બધે ફેલાવા પામતું નથી. સારું કાર્ય કોઈ એક માણસને આશ્રયે માથું ઊંચકે છે અને તેની સાથે જ લોપ પામે છે, જમાને જમાને માણસે માણસે તેની પરંપરા ચાલતી નથી. દેશમાં જે કંઈ થોડું કલ્યાણ ઉત્પન્ન થાય છે તે સદા પદ્મપત્ર ઉપરના ઝાકળબિંદુની જેમ અસ્થિર હાલમડોલ અવસ્થામાં રહે છે. એનું કારણ બીજું કંઈ નહિ, પણ એ છે કે આપણે ખાવા, પીવા, સૂવા, ઊઠવા, બેસવામાં જે સાત્ત્વિકતાની સાધનાનો વિસ્તાર કર્યો હતો તે જ આજે લક્ષ્યહીન અને પ્રાણહીન બનીને વિકૃત થઈ ગઈ છે. એનો જે ઉદ્દેશ હતો તેની વિરુદ્ધ તે કામ કરે છે. જે વિશ્વભાવનાને તેણે મુક્ત કરવાની હતી તેને જ તે સૌથી વધુ રૂંધે છે. પગલે પગલે તે નવા નવા ભેદો ઊભા કરે છે અને માનવ-ઘૃણાનાં ઝાંખરાં વડે તેની આસપાસ મજબૂત વાડ બાંધે છે. આ રીતે જ આપણે ભૂમાને

ખોયા છે, મનુષ્યત્વને તેના બૃહત્ક્ષેત્રમાં ખડું કરી શકયા નથી, નિરર્થક કેટલાક આચારોને પાળવા એ જ આપણું કર્તવ્ય બની ગયું, શક્તિને જુદે જુદે માર્ગે ઉદાર ભાવે ફેલાવી ન શકયા, ચિત્તના હરવા ફરવાના માર્ગો સાંકડા થઈ ગયા, આપણી આશા નાની બની ગઈ, હિંમત રહી નહિ, એકબીજા પાસે ઊભા રહેવાનું કોઈ આકર્ષણ રહ્યું નહિ, સતત આઘા ખસી જવા તરફ જ વલણ રહ્યું, કેવળ ભાગલા પાડવા, ભાંગી નાખવું એવી જ વૃત્તિ રહી — નથી રહી શ્રદ્ધા, નથી રહી સાધના, નથી રહી શક્તિ કે નથી રહ્યો આનંદ. સમુદ્રની માછલી જેમ અંધારી ગુફાનાં થોડાં બંધિયાર પાણીમાં જઈ પડે તો તે જેમ ધીમે ધીમે આંધળી થઈ જાય છે અને ક્ષીણ બની જાય છે, તેમ આપણા જે આત્માનું સ્વાભાવિક વિહારક્ષેત્ર વિશ્વ છે, અને આનંદલોક ભૂમા છે, તેને આ બધા સેંકડો ટુકડામાં વહેંચાઈ ગયેલા ખાવા અડવાના નાના નાના વાડાઓમાં પૂરી રાખીને રોજ રોજ તેની બુદ્ધિને આંધળી, હૃદયને કેદી અને શક્તિને પાંગળી કરી નાખીએ છીએ. અત્યંત પ્રત્યક્ષ આ મહતી વિનષ્ટિમાંથી કોણ આપણને બચાવશે? કઈ વસ્તુ આપણને સત્ય બનાવશે? એનો સાચો ઉત્તર આપણા દેશમાં જ રહેલો છે. इह चेत् अवेदीत् अथ सत्यमस्ति न चेत् इह अवेदीत् महती विनष्टिः। એને જો જાણી શકાયું તો જ સત્ય થવાયું, એને જો ન જાણી શકાયું તો મહાવિનાશ થયો. એને શી રીતે જાણવું? તો કે भूतेषु भूतेषु विचिन्त्य — પ્રત્યેકમાં, સઘળામાં તેનું ચિંતન કરીને, તેનું દર્શન કરીને. ઘરમાં કહો, સમાજમાં કહો, રાષ્ટ્રમાં કહો, જેટલે અંશે બધાની અંદર આપણે તે સર્વાનુભૂનો અનુભવ કરીશું તેટલે જ અંશે સત્ય થઈશું; જેટલે અંશે એવો અનુભવ ન કરીશું તેટલે અંશે આપણો વિનાશ થશે. એટલા માટે બધા જ દેશોમાં સર્વત્ર માણસ જાણ્યે અને અજાણ્યે એ જ સાધના કરે છે, તે વિશ્વાનુભૂતિમાં જ આત્માનો સાચો અનુભવ ખોળે છે, બધાની અંદર થઈને તે એકને જ ઇચ્છે છે. કારણ, તે એક જ અમૃત છે, તે એકથી છૂટા પડવું એટલે જ મૃત્યુ.

..

પણ મારા મનમાં લગારે નિરાશા નથી. હું જાણું છું કે અભાવ જ્યાં અત્યંત સ્પષ્ટરૂપે મૂર્તિમંત થાય છે ત્યાં જ તેના પ્રતિકારની શક્તિ સંપૂર્ણ વેગથી પ્રબળ બની જાય છે. આજે જે દેશો સ્વદેશ, સ્વજાતિ, સ્વરાજ્ય, સામ્રાજ્ય વગેરેની પાછળ પડેલા છે તેઓ પણ, વિશ્વ માર્ફતે તે પરમ એકની ખોજમાં સજ્ઞાનપણે મંડેલા નથી તેઓ પણ, તે એકની ભાવનાને એક જગ્યાએ આવીને આઘાત કરે છે, પણ તેમ છતાં તેઓ બૃહત્ તરફ જ જઈ રહ્યા છે — અમુક ચોક્કસ મર્યાદામાં તેમણે એકતાની ભાવનાને વિસ્તૃત કરી લીધી છે. તેથી કરીને જ્ઞાનમાં, ભાવમાં, કર્મમાં હજી તેઓ વિસ્તાર સાધતા જાય છે. તેઓની શક્તિ હજી પણ ક્યાંય ખાસ હાર પામી નથી. તેઓ આગળ વધે છે, બંધાઈ નથી ગયા. પરંતુ એટલા માટે જ તેમને એ સ્પષ્ટપણે સમજાતું મુશ્કેલ છે કે પરમ પ્રાપ્તિ શી વસ્તુ છે. તેઓ એમ માને છે કે તેઓ જેની પાછળ પડ્યા છે તે જ ચરમ વસ્તુ છે, એની પાર કશું છે જ નહિ, અને કદાચ હોય તો માણસને તેની જરૂર નથી. તેઓ એમ માને છે કે માણસને જે કંઈ જરૂરનું છે તે લૂંટ આપવાના અધિકાર ઉપર અવલંબિત છે, આજકાલ લોકો જેને પ્રગતિ કહે છે તે જ માણસનું ચરમ અવલંબન છે.

પરંતુ વિધાતાએ આ ભારતવર્ષમાં જ સમસ્યાને સૌથી આકરી બનાવી દીધી છે, એટલે આપણે જ એ સમસ્યાનો ખરો જવાબ આપવો પડશે, અને એ જવાબ આપણા દેશની વાણીમાં જેવો અત્યંત સ્પષ્ટપણે વ્યક્ત થયો છે તેવો બીજે ક્યાંય થયો નથી.

> यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति ।
> सर्वभूतेषु चात्मानं न ततो विजुगुप्सते ॥

જે સર્વ ભૂતોને પરમાત્મામાં જુએ છે અને પરમાત્માને સર્વભૂતોમાં જુએ છે તે પછી કોઈની ઘૃણા કરતો નથી.

सर्वव्यापी स भगवान् तस्मात् सर्वगतः शिवः । એ ભગવાન સર્વવ્યાપી છે એટલે એ જ સર્વગત મંગલ છે. ભાગલા દ્વારા, વિરોધ દ્વારા જેમ જેમ તેને ખંડિત ભાવે જાણીશું તેમ તેમ તે સર્વગત મંગલના માર્ગમાં બાધા ઊભી કરીશું.

એક દિવસ ભારતવર્ષની વાણીમાં માણસની સૌથી મોટી સમસ્યાનો જે ઉત્તર દેવામાં આવ્યો હતો, તે જ ઉત્તર આજે ઇતિહાસમાં આપણે દેવો પડશે. આજે આપણા દેશમાં અનેક જાતિઓ આવી છે, સામસામી દિશાઓમાંથી અનેક વિરુદ્ધ શક્તિઓ આવી પડી છે, મનનું અનૈક્ય, આચારનું પાર્થક્ય, સ્વાર્થની અથડામણ ઉગ્ર બની ગયાં છે. આપણી સમસ્ત શક્તિ વડે ભારતવર્ષની વાણીને સાચી પાડવાનો વખત આજે આવ્યો છે. જ્યાં સુધી આપણે એ ન કરીએ ત્યાં સુધી વારંવાર સતત આઘાત પામ્યા કરીશું, — સતત અપમાન, સતત નિષ્ફળતા પામ્યા કરીશું, વિધાતા આપણને એક દિવસ પણ આરામથી વિસામો નહિ લેવા દે.

આપણે માણસની બધી અલગતાઓને મિટાવી દઈને તેને એકરૂપે જોવાની સાધના કરવા માગીએ છીએ તેનું કારણ એ નથી કે, એમ કરવાથી આપણે પ્રબળ બની જઈશું, આપણો વેપાર વિસ્તાર પામશે, આપણી જાતિ બધી જાતિ કરતાં મોટી બની જશે, પરંતુ એનું એકમાત્ર કારણ એ છે કે, બધા માણસોની મારફતે આપણો આત્મા તે ભૂમામાં સત્ય બની જશે, જે "सर्वगतः शिवः" છે, જે "सर्वभूतगुहाशय." છે, જે "सर्वानुभूः" છે. આપણે એને જ ઇચ્છીએ છીએ, એ જ આદિમાં છે, એ જ અંતે છે. જો કોઈ એમ કહે કે એ રીતે આપણી ઉન્નતિ નહિ થાય, તો હું કહીશ કે અમારી વિનતિ જ સારી છે. જો કોઈ કહે કે એ રીતે આપણી રાષ્ટ્રભાવના દૃઢ નહિ થાય, તો હું કહીશ કે રાષ્ટ્રાભિમાનનો અત્યંત નિષ્ઠુર મોહ વટાવીને બહાર નીકળી જવું એ જ માણસને માટે શ્રેયસ્કર છે એ શિક્ષણ આપવા માટે જ ભારત-

વર્ષ લાંબા સમયથી તૈયાર થતું આવ્યું છે. ભારતવર્ષે એમ જ કર્યું છે કે येनाहं नामृतास्याम् किमहं तेन कुर्याम् — બધી ઉદ્ધત સભ્યનાઓના દરબારમાં ઊભા રહી ફરી એક વાર ભારતવર્ષે કહેવું પડશે, — येनाहं नामृतास्याम् किमहं तेन कुर्याम् । પ્રબળો તેનો દુર્બળ કહીને અવજ્ઞા કરશે, ધનિકો તેનો દરિદ્ર કહીને ઉપહાસ કરશે પરંતુ તેમ છતાં તેણે કહેવું જ પડશે — येनाहं नामृतास्याम् किमहं तेन कुर्याम् । એ વાત કહેવાની શક્તિ આપણા કંઠમાં તે જ આપશે य एकः, જે એક છે, अवर्णः જેને વર્ણ નથી; विचैति चान्ते विश्वमादौ, જે બધાના આદિમાં અને બધાને અંતે રહેલો છે — स नो बुद्धया शुभया संयुनक्तु, તે આપણને શુભ બુદ્ધિ સાથે યુક્ત કરો, શુભ બુદ્ધિ દ્વારા દૂરના અને નિકટના, પોતાના અને પરાયા બધાની સાથે યુક્ત કરો.

હે સર્વાનુભૂ, તારી જે અમૃતમય અનંત અનુભૂતિ દ્વારા વિશ્વ ચરાચરમાં જે કંઈ છે તે બધાને તેં ગાઢ આલિંગનમાં પકડેલું છે, તે તારી અનુભૂતિને આ ભારતવર્ષના ઉજ્જવલ આકાશ તળે ઊભા રહીને એક દિવસે અહીંના ઋષિઓએ પોતાની નિર્મલ ચેતનામાં કેવી અદ્ભુત ગભીરતાથી અનુભવી હતી તે યાદ કરતાં મારું હૃદય પુલકિત થઈ જાય છે. એમ લાગે છે જાણે તેઓની તે ઉપલબ્ધિ આ દેશના આ ખુલ્લા નીલાકાશમાં, આ ધુમ્મસ વિનાના ઉદાર પ્રકાશમાં આજે પણ સંચારિત થાય છે. એમ થાય છે, જાણે આ આકાશની અંદર આજે પણ હૃદયને ખુલ્લું કરીને, શાંત કરીને ધરીએ તો તેઓની તે વિદ્યુત્‌મય ચેતનાનો આંચકો અમારા ચિત્તને વિશ્વસ્પંદનના સમાન છંદમાં તરંગિત કરી દેશે. કેવી અદ્ભુત પરિપૂર્ણતાને રૂપે તેં તેઓની આગળ દર્શન દીધાં હતાં — એવી પૂર્ણતા કે કશાનો તેમને લોભ રહ્યો નહોતો. જેમ જેમ તેઓ ત્યાગ કરતા ગયા તેમ તેમ તેં ભરી દીધું એટલે તેઓએ ત્યાગને જ ભોગ કહ્યો. તેમની દૃષ્ટિ એવી ચૈતન્યમય બની ગઈ હતી કે, લેશમાત્ર શૂન્યને તેઓ ક્યાંય જોવા પામ્યા નહિ,

મૃત્યુને પણ તેઓએ વિચ્છેદરૂપે સ્વીકાર્યું નહિ. એટલા માટે અમૃતને જેમ તેઓએ તારી છાયા કહી છે તેમ મૃત્યુને પણ તેઓએ તારી છાયા કહી છે, यस्य छायामृतं यस्य मृत्युः । એટલે તેઓએ કહ્યું છે, प्राणो मृत्युः प्राण स्तक्मा — પ્રાણ જ મૃત્યુ છે, પ્રાણ જ વેદના છે. એટલા માટે જ તેમણે ભક્તિપૂર્વક, આનંદપૂર્વક કહ્યું છે — नमस्ते अस्तु आयते, नमो अस्तु परायते — જે પ્રાણ આવે છે તે તને નમસ્કાર, જે પ્રાણ ચાલ્યા જાય છે એવા તને નમસ્કાર. प्राणो ह भूतं भव्यं च — જે ચાલ્યું ગયું છે તે પ્રાણમાં જ છે, જે ભવિષ્યમાં આવનાર છે તે પણ પ્રાણમાં જ રહેલું છે. તેઓ અત્યંત સહેલાઈથી એ વાત સમજી ગયા હતા કે સંબંધનો વિચ્છેદ ક્યાંય નથી. પ્રાણનો સંબંધ જો જગતમાં કોઈ એક જગ્યાએ પણ તૂટી જાય તો જગતમાં ક્યાંય એક પણ પ્રાણી જીવી ન શકે. એ વિરાટ પ્રાણસમુદ્ર તું જ છે. यदिदं किंच प्राण एजति निःसृतम् — આ જે કંઈ છે તે બધું જ પેલા પ્રાણમાંથી નીકળે છે અને પ્રાણમાં જ કંપિત થાય છે. પોતાના પ્રાણને તેમણે અનંતથી અલગ પાડીને જોયો નહોતો એટલે જ પ્રાણને તેમણે સમસ્ત આકાશમાં વ્યાપેલો જોઈને કહ્યું હતું प्राणो विराट्. એ પ્રાણને જ તેમણે ચંદ્રસૂર્યમાં અનુસરણ કરીને કહ્યું છે, प्राणो ह सूर्यश्चन्द्रमा। नमस्ते प्राण क्रन्दाय, नमस्ते स्तनयित्नवे — જે પ્રાણ ક્રન્દન કરે છે, એવા તને નમસ્કાર, જે પ્રાણ ગર્જન કરે છે એવા તને નમસ્કાર. नमस्ते प्राण विद्युते, नमस्ते प्राण वर्षते — જે પ્રાણ વિદ્યુતરૂપે સળગી ઊઠે છે એવા તને નમસ્કાર, જે પ્રાણ વરસાદરૂપે વરસે છે એવા તને નમસ્કાર. પ્રાણ, પ્રાણ, પ્રાણ, બધું જ પ્રાણમય — ક્યાંય એમાં છિદ્ર નથી, અન્ત નથી. આવી અખંડ અનવચ્છિન્ન ઉપલબ્ધિમાં તારા જે સાધકો એક દિવસ વસતા હતા તેઓ આ ભારતવર્ષમાં જ વિચરતા હતા. તેઓ આ આકાશ તરફ જોઈને એક દિવસ આવી નિઃસંશય પ્રતીતિપૂર્વક બોલી ઊઠયા હતા, कोह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् — કોણ શરીર હલાવત, કોણ જીવન ધારણ કરત,

જે આ આકાશમાં આનંદ ન હોત? જેમણે પોતાના અનુભવથી આખા આકાશને જ આનંદમય જાણ્યું હતું, તેમની ચરણરજ આ ભારતવર્ષની જમીન ઉપર પડેલી છે. એ પવિત્ર રજને માથે ચડાવી હે સર્વવ્યાપી પરમાનંદ, તને સર્વત્ર સ્વીકારવાની શક્તિ અમારામાં સંચારિત થાઓ. બધી બાધાઓ અને બંધનો નાશ પામો. દેશમાં આ આનંદાનુભવની ભરતી આવો. એ આનંદના ધસારામાં માણસનાં બધાં ઉપજાવી કાઢેલાં વ્યવધાનોના ચૂરા થઈ જાઓ, શત્રુ અને મિત્ર એક થઈ જાઓ, સ્વદેશ અને વિદેશ એક થઈ જાઓ. હે આનંદમય, અમે દીન નથી, દરિદ્ર નથી. તારી અમૃતમય અનુભૂતિ દ્વારા અમે આકાશમાં અને આત્મામાં, અંતરમાં અને બહાર વીંટળાયેલા છીએ એ અનુભૂતિ અમારામાં રોજ રોજ જાગ્રત રહો. તો જ અમારો ત્યાગ એ જ ભોગ બની જશે, અભાવ પણ ઐશ્વર્યમય બની જશે, દિવસ પૂર્ણ બનશે, રાત પૂર્ણ બનશે, નિકટ પૂર્ણ બનશે, દૂર પૂર્ણ બનશે, પૃથ્વીની ધૂળ પૂર્ણ બનશે, આકાશના નક્ષત્રલોક પૂર્ણ બનશે. જેમણે તને નિખિલ આકાશમાં પરિપૂર્ણભાવે જોયો છે તેમણે કંઈ તને કેવળ જ્ઞાનમય રૂપે જોયો નથી. કયા પ્રેમના સુગંધ વસંતાનિલે તેમના હૃદયમાં એ સમાચાર સંચારિત કર્યા હતા કે, તારી વિશ્વવ્યાપી અનુભૂતિ રસમય અનુભૂતિ છે? કહ્યું છે, रसो वै सः — એટલા માટે જ જગતભરમાં આટઆટલાં રૂપ, આટઆટલા રંગ, આટઆટલી ગંધ, આટઆટલાં ગીત, આટઆટલી મૈત્રી, આટઆટલો સ્નેહ, આટઆટલો પ્રેમ છે. एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति — તારા એ અખંડ પરમાનંદ રસને જ અમે બધા જીવજંતુઓ દિશાએ દિશામાં ક્ષણે ક્ષણે, માત્રાએ માત્રાએ, કણે કણે પામીએ છીએ — દિવસે રાત્રે, ઋતુએ ઋતુએ, અન્નમાં અને જળમાં, ફૂલમાં અને ફળમાં, દેહથી અને મનથી, અંતરમાં અને બહાર નાનાવિધ રીતે માણીએ છીએ. હે અનિર્વચનીય અનંત, તને રસમય રૂપે જોઈએ તો સમસ્ત ચિત્ત એકદમ બધાની નીચે નમી પડે છે. કહે છે, મને તારી ધૂળમાં,

ઘાસમાં ફેલાવી દે. મને ખાલી કરી નાખ, કંગાળ બનાવી દે, ત્યાર પછી મને રસથી ભરી દે. મારે નથી જોઈતું ધન, નથી જોઈતું માન, નથી થવું મારે કોઈનાથીયે લગારે મોટા. તારો જે રસ હાટ-બજારમાં વેચાતો મળતો નથી, રાજભંડારમાં તાળાંચાવીમાં પૂરી શકાતો નથી, જે પોતાના અનંત પ્રાચુર્યમાં પોતાને સમાવી શકતો નથી, ચારેમેર ફેલાઈ જાય છે, તારા જે રસને લીધે જમીન ઉપર ઘાસ લીલું રહે છે, વનમાં ફૂલો સુંદર લાગે છે, જે રસને લીધે બધાં દુઃખ, બધા વિરોધ, અને બધી ચૂંટાચૂંટ વચ્ચે પણ આજે માણસોને ઘેરે ઘેરે પ્રેમની અજસ્ર અમૃતધારા કેમે કરી સુકાઈ જતી નથી, ખૂટી જતી નથી — ક્ષણે ક્ષણે નવીન બનીને પિતામાં અને માતામાં, સ્વામીમાં અને સ્ત્રીમાં, પુત્રમાં અને કન્યામાં, બંધુમાં અને બાંધવમાં, જુદી જુદી દિશાઓમાં અને જુદી જુદી શાખાઓમાં વહી જાય છે, એ તારા નિખિલ રસનું નિબિડ સમષ્ટિ રૂપ જે અમૃત, તેનો એક છાંટો મારા હૃદયની અંદર જરા અડાડી દે. ત્યાર પછી હું રાતદિવસ તારા લીલા ઘાસની સાથે મારા પ્રાણને સરસ બનાવી ભેળવી દઈ તારા ચરણને વળગી રહીશ. જેઓ તારા જ છે, એવા તારા બધા-ઓની વચ્ચે ગરીબ થઈને, નિશ્ચિંત થઈને, ખુશી થઈને જે જગ્યાનો કોઈને લાભ નથી ત્યાં બેસીને તારા પ્રેમભર્યા મુખની શોભાના ચિર-પ્રસન્ન પ્રકાશમાં પરિપૂર્ણ બનીને રહીશ. હે પ્રભુ, ક્યારે તું મને સંપૂર્ણપણે સાચેસાચ જણાવશે કે, રિક્તતાની પ્રાર્થના એ જ તારી આગળ ચરમ પ્રાર્થના છે? મારું સર્વસ્વ લઈ લે, સર્વસ્વ મિટાવી દે, તો જ તારું બધું હું પામીશ, માનવજીવનમાં બધાને આ છેલ્લી વાત કહેવાની હિંમત ત્યાં સુધી નહિ ચાલે જ્યાં સુધી અંતરની અંદરથી કહી નહિ શકું, रसो वै सः रसं ह्येवायं लब्ध्वानन्दी भवति — તે જ રસ છે, જે કંઈ આનંદ છે તે એ રસને પામવાથી જ મળે છે.

## ૧૦૨

# રસનો ધર્મ

આપણી ધર્મસાધનાની બે બાજુઓ છે, એક શક્તિની બાજુ અને એક રસની બાજુ. પૃથ્વી જે રીતે જળમાં અને સ્થળમાં વિભક્ત થયેલી છે, તેવું આ પણ છે.

શક્તિ બાજુ એ બલિષ્ઠ વિશ્વાસ છે. એ વિશ્વાસ જ્ઞાનની વસ્તુ નથી. ઈશ્વર છે એટલું માત્ર માનવું એને હું વિશ્વાસ કહેતો નથી. હું જેની વાત કરું છું, તે વિશ્વાસ સમસ્ત ચિત્તની એક અવસ્થા છે; એ એક પ્રકારના અવિચલિત ભરોસાનો ભાવ છે. મનમાં તે ધ્રુવભાવે અવસ્થાન કરે છે — પોતાને તે કોઈ પણ સ્થિતિમાં નિરાશ્રય કે નિઃસહાય માનતું નથી.

એ વિશ્વાસ પૃથ્વીના જેવી દૃઢ વસ્તુ છે. એ એક નિશ્ચિત આધાર છે. એમાં એક જબરું જોર રહેલું હોય છે.

જેનામાં આ વિશ્વાસનું જોર નથી હોતું, અર્થાત્ જેના ચિત્તમાં આ ધ્રુવ સ્થિતિતત્ત્વનો અભાવ હોય છે, તે વ્યક્તિના હાથમાં સંસારમાં જે કંઈ આવે છે તેને તે જીવસટોસટ પ્રયત્ન કરીને વળગી રહે છે. તે જાણે અતલ જળમાં પડયો હોય છે — ક્યાંય તેના પગ જમીનને અડતા નથી; એટલા માટે જે બધી વસ્તુઓ સંસારની ભરતી ઓટમાં તણાતી તણાતી આવે છે અને તણાતી તણાતી ચાલી જાય છે, તેમને જ એકદમ બે હાથથી પકડી લેવાને જ તે બચી ગયા બરાબર માને છે. તેમાંથી જે કંઈ તે ગુમાવે છે, જે કાંઈ તેની મૂઠીમાંથી છૂટીને ચાલ્યું જાય છે, તેના નુકસાનને તે એવું તો આત્યંતિક નુકસાન માની લે છે કે તેને ક્યાંય સાંત્વન શોધ્યું જડતું નથી. વાતવાતમાં તેને એમ લાગ્યા કરે છે કે સત્યાનાશ વળી ગયું.

બાધા અને વિઘ્નો સતત તેના મનમાં નિરાશાને ધાડી બનાવ્યા કરે છે. એ બધી બાધાઓને વટાવીને તે ક્યાંય કોઈ ચરમ સફળતાનું દર્શન કરી શકતો નથી. જે માણસ ડૂબી જવાય એટલા માટે પાણીમાં તરતો હોય છે, જેને પગ ઠેરવવાનું કોઈ ઠેકાણું નથી હોતું, તેને મામૂલી ઘડો, ગાગર કે કેળનો તરાપો પણ મહામૂલી વસ્તુ થઈ પડે છે — તેના ભયની, ચિંતાની કે ઉદ્વેગની કોઈ હદ હોતી નથી. અને જે માણસના પગ નીચે નક્કર જમીન હોય છે, તેને પણ ઘડા ગાગરની જરૂર હોય છે, પરંતુ ઘડો અને ગાગર તેના જીવનના આધાર નથી હોતાં — કોઈ તેની પાસે એ ઝૂંટવી લે તો તેને ગમે એટલી અગવડ પડે, ખોટ સાલે, તોય તે ડૂબી મરવાનો નથી.

એથી કરીને દૃઢવિશ્વાસી માણસના કામકાજમાં જોર હોય છે, પરંતુ ઉદ્વેગ નથી હોતો. તે મનમાં નિશ્ચિતપણે જાણતો હોય છે કે તેને ઊભા રહેવાની એક જગ્યા છે, પહોંચવાનું સ્થાન છે; પ્રત્યક્ષ ફળ તે ન જોઈ શકતો હોય તોય તે મનમાં મનમાં જાણે છે કે તેને ફળ મળ્યા વગર રહેવાનું નથી — વિપરીત ફળ આવે તોય તે વિપરીતતાને જ સર્વસ્વ માનતો નથી, તેમાં થઈને પણ તેને કોઈક સાર્થકતાની ખાતરી હોય છે. કોઈ એક અત્યંત મોટી જગ્યાએ ચિત્તની દૃઢનિર્ભરતા, એ જગ્યાને જ ધ્રુવસત્ય તરીકે અત્યંત સ્પષ્ટપણે અનુભવવું એનું નામ જ વિશ્વાસની નક્કર ભૂમિ જેના ઉપર આપણી ધર્મસાધના મંડાયેલી હોય છે.

એ વિશ્વાસના મૂળમાં એક જ્ઞાન રહેલું છે. તે એ કે ઈશ્વર સત્ય છે.

આ વાત સાંભળવામાં સહેલી છે, અને સાંભળતાંવેંત ઘણા કદાચ બોલી ઊઠશે કે, ઈશ્વર સત્ય છે, એનો આપણે ક્યાં ઇન્કાર કરીએ છીએ?

ડગલે ને પગલે ઇન્કાર કરીએ છીએ. ઈશ્વર સત્ય નથી, એ રીતે

જ પ્રતિદિન આપણે સંસારનાં કામ કરતા હોઈએ છીએ. ઈશ્વર સત્ય છે, એ જ્ઞાન ઉપર આપણે આધાર રાખી શકતા નથી. આપણું મન ત્યાં સુધી પહોંચીને ત્યાં જઈને સ્થિતિ કરી શકતું નથી.

મારું ભલે ગમે તે થાઓ, જે ઈશ્વર પરમ સત્ય છે, ચરમ સત્ય છે તે છે જ, અને તેમાં જ હું રહેલો છું, એટલો વિશ્વાસ સર્વ અવસ્થામાં જેના મનમાં કાયમ હોય છે, તે વ્યક્તિ જે રીતે જીવનનાં કાર્યો કરે છે, તે રીતે આપણે કરતા હોઈએ છીએ. — છે, છે, છે, ઈશ્વર છે, તે મારો જ છે, સર્વ દેશમાં અને સર્વ કાળમાં તે છે અને તે મારો જ છે — જીવનમાં ગમે તેટલી ઊલટપાલટ થઈ જાય, એ સત્યથી કોઈ મને લગારે વંચિત કરી શકે એમ નથી, એવું જોર અને એવો ભરોસો જેને હોય તે વિશ્વાસી; ઈશ્વર છે, એ સત્ય ઉપર જ તે વિશ્રામ કરે છે, અને ઈશ્વર છે, એ સત્ય ઉપર જ તે કામ કરે છે.

પરંતુ ઈશ્વરે કેવળ સત્યરૂપે બધાને દૃઢ રીતે ધારણ કરી રાખ્યા છે. બધાને આશ્રય આપ્યો છે, એટલું જ સંપૂર્ણ સત્ય નથી.

આ જીવધાત્રી પૃથ્વી ખૂબ સખત છે — એનો પાયો પથ્થરોના અનેક થરોનો બનેલો છે. એ કઠણ દૃઢતા એનામાં ન હોત તો એના ઉપર આપણે આટલી નિઃસંશય રીતે આધાર રાખી શકત નહિ. પણ એ કઠણપણું જ જો પૃથ્વીનું ચરમ સ્વરૂપ હોત તો તો એ એક ભયંકર પથરાળ મરુભૂમિ બની જાત.

એના બધા કાઠિન્ય ઉપર એક રસનો વિકાસ થયેલો છે — તે જ એનું ચરમ પરિણામ છે. તે કોમળ છે, સુંદર છે, વિચિત્ર છે. ત્યાં નૃત્ય છે, ગીત છે, સાજશણગાર છે. પૃથ્વીનું સાર્થક રૂપ એમાં જ પ્રગટ થયું છે.

અર્થાત્ નિત્યસ્થિતિ ઉપર એક નિત્યગતિની લીલા વગર તેને સંપૂર્ણતા પ્રાપ્ત થતી નથી. પૃથ્વીના ધાતુ અને પથ્થરના અચળ પાયા

ઉપરના છેક ઉપરના ભાગમાં આ ગતિનો પ્રવાહ, યૌવનનો પ્રવાહ, સૌન્દર્યનો પ્રવાહ વહેતો હોય છે, પ્રાણનો પ્રવાહ, યૌવનનો પ્રવાહ, સૌંદર્યનો પ્રવાહ — તે સદા હરતો ફરતો, આવતો જતો અને હળતો મળતો હોય છે.

રસ વસ્તુ સ-ચલ હોય છે; — તે કઠણ નથી હોતો, નમ્ર હોય છે એટલે તેનો સર્વત્ર સંચાર હોય છે; એથી જ તે વૈચિત્ર્યમાં હિલોળા લેતો જગતને પુલકિત બનાવી દે છે — એથી જ તે સદા પોતાની અપૂર્વતા પ્રગટ કરતો હોય છે, અને એથી જ તેની નવીનતાનો અંત નથી હોતો.

એ રસ જ્યાં સુકાઈ જાય છે, ત્યાં ફરી પેલી નિશ્ચલ કઠિનતા બહાર નીકળી આવે છે, ત્યાંથી પ્રાણની અને યૌવનની નમનીયતા અને અને કમનીયતા ચાલી જાય છે, અને જરા અને મૃત્યુની અક્કડતા જ ઉત્કટ બની જાય છે.

આપણી ધર્મસાધનામાં પણ એ રસમય ગતિતત્ત્વને રાખવામાં ન આવે તો તે સંપૂર્ણ થતી નથી, એટલું જ નહિ તેની જે ચરમ સાર્થકતા તે જ નાશ પામે છે.

ઘણી વાર ધર્મસાધનામાં કઠિનતા જ પ્રબળ બની જતી જોવામાં આવે છે — તેની અવિચલિત દૃઢતા નિષ્ઠુર શુષ્કભાવે પોતાને પ્રગટ કરતી હોય છે. તે પોતાની હદમાં અત્યંત ઉદ્ધત બનીને બેસી રહે છે; તેમાં કોઈ પણ જાતની હિલચાલ હોતી નથી, એનું તેને ભારે ગૌરવ હોય છે; તે પોતાનું સ્થાન છોડીને ખસતી નથી એટલે તે આખા જગતને ફક્ત એક જ બાજુએથી જુએ છે, અને જેઓ બીજી બાજુએ છે તેઓ કશું જ જોતા નથી અને બધું જ ખોટું જુએ છે એમ માને છે. પોતાની સાથેનું બીજાનું કોઈ પણ પ્રકારનું અનૈક્ય આ કઠિનતા માફ કરી શકતી નથી; તે બધાને જ પોતાની અચળ

પથ્થરની ચાર દીવાલોની અંદર બળજબરીએ ખેંચી લાવવા ઇચ્છે છે. એ કઠિનના માધુર્યને દુર્બળતા અને ગતિને માયાની ઇન્દ્રજાળ ગણી તેની અવજ્ઞા કરે છે, અને બધાંને બળજબરીએ એકાકાર કરી દેવાને જ સમન્વય સાધવો માની લે છે.

પરંતુ કઠિનના ધર્મસાધનાની અંદરની બાજુએ રહેલી હોય છે. તેનું કામ ધારણ કરવાનું છે, પ્રકાશ કરવાનું નથી. હાડપિંજર એ માનવદેહનો ઉત્કટનો પરિચય નથી — સરસ કોમલ માંસ વડે જ તેનો પ્રકાશ પૂર્ણ બને છે. તે લોચો થઈને ભોંય ઉપર ઢળી પડતો નથી, આઘાત થતાં જ્યાં ત્યાં ભાંગી જતો નથી, પોતાનાં મર્મસ્થાનોનું બધી જાતના ઉપદ્રવોથી રક્ષણ કરે છે, તેનું કારણ તેનું હાડપિંજર છે. પરંતુ પોતાની એ કઠોર શક્તિને તે ઢાંકેલી જ રાખે છે અને બહાર બનાવે છે પોતાના રસમય, પ્રાણમય, ભાવમય, અનિર્ભંગિમય અને કોમળ જ્યાં સતેજ સૌન્દર્યને.

ધર્મસાધનાનો પણ ચરમ પરિચય તેની શ્રી પ્રગટ થતી હોય છે તેમાં હોય છે. એ શ્રી એ રસની વસ્તુ છે. તેમાં અકલ્પ્ય વૈચિત્ર્ય અને અનિર્વચનીય માધુર્ય હોય છે તથા તેમાં નિત્ય ચલનશીલ પ્રાણની લીલા હોય છે. શુષ્કતા અને અનમ્રતા તેના સૌન્દર્યનો લોપ કરે છે, તેની સચ્ચલનાને રૂંધે છે, અને તેની સંવેદનશક્તિને જડ બનાવી દે છે. ધર્મસાધનાનો જ્યાં ઉત્કર્ષ સધાયો હોય છે ત્યાં ગતિની બાધા-હીનતા, ભાવનું વૈચિત્ર્ય અને અક્ષુણ્ણ માધુર્યનો નિત્ય વિકાસ જોવા મળે છે.

નમ્રતા વગર એ વસ્તુ પામી શકાતી નથી. પણ નમ્રતા એટલે કેળવેલો વિનય નહિ. એટલે કે કઠણ લોઢાને તપાવી ટીપીને પોલાદ બનાવી તેને જે ધારદાર નમનીયતા આપવામાં આવે છે, તે આ નથી. સરસ સજીવ તરુશાખામાં જે નમ્રતા હોય છે — જે નમ્રતામાં ફૂલ ફૂટે છે, દક્ષિણનો વાયુ નૃત્યનાં આંદોલન જગાડે છે, શ્રાવણની ધારા સંગીતથી મુખરિત બની જાય છે, અને સૂર્યનાં કિરણ રણઝણતા

સિતારના સૂરથી પેઠે ફેંકાતાં હોય છે; ચારે દિશાના વિશ્વના નાનાવિધ છંદો જે વિચિત્રરૂપે પ્રગટ કરે છે; જે નમ્રતા સ્વાભાવિક રીતે બધાની સાથે પોતાનો સંબંધ સ્વીકારે છે, હોંકારો ભણે છે, જવાબ આપે છે, આઘાતને સંગીતમાં પલટી નાખે છે અને જુદાપણાને સૌન્દર્ય દ્વારા સૌનું પોતીકું બનાવી દે છે.

એક શબ્દમાં કહેવું હોય તો આ નમ્રતા રસની નમ્રતા છે — શિક્ષણની નમ્રતા નથી. એ નમ્રતા શુષ્ક સંયમના બોજાથી લચી પડેલી નથી, સરસ પ્રાચુર્યથી જ લચી પડેલી છે; પ્રેમથી, ભક્તિથી, આનંદથી, પરિપૂર્ણતાથી લચી પડેલી છે.

કઠોરતા જેમ સ્વભાવથી જ પોતાને જુદી રાખે છે, તેમ રસ સ્વભાવથી જ બીજા તરફ જાય છે. આનંદ સહેજે પોતાનું દાન કરે છે — આનંદનો એ સ્વભાવ જ છે કે તે પોતાને બીજામાં પ્રસારિત કરવાને ઇચ્છે. પણ ઉદ્ધત બનીને બેસી રહે તો કદી બીજાની સાથે હળીમળી શકાતું નથી. — બીજાને મેળવવા હોય તો પોતાની જાતને નમાવવી જ પડે — એટલું જ નહિ, જે રાજા સાચો રાજા હોય તેણે પ્રજા આગળ નમ્ર થવું જ પડે. રસની સમૃદ્ધિથી જે સમૃદ્ધ હોય છે તેના પ્રાચુર્યનું લક્ષણ જ નમ્રતા હોય છે.

અટલ છે, તેમની શક્તિ અપાર છે, તેમનું ઐશ્વર્ય અનંત છે, એ બધી વાત આપણે મન એના કરતાં ગૌણ છે; ઈશ્વર નીચા નમીને સુન્દર બનીને ભાવમાં અને ભંગિમાં, હાસ્યમાં અને ગીતમાં, રસમાં અને રૂપમાં આપણી બધાની આગળ પોતાની જાતનું દાન કરવા આવ્યા છે, અને પોતાની અંદર આપણને સૌને લેવા આવ્યા છે, એ જ આપણે માટે સૌથી મોટી વાત છે — તેમનો સૌથી મોટો પરિચય એમાં જ રહેલો છે!

જગતમાં ઈશ્વરનો જે આ બે રીતે પરિચય થાય છે — એક અટલ નિયમરૂપે, અને બીજો સુતન્ત્ર સૌન્દર્યરૂપે, તેમાં નિયમ છૂપો રહેલો હોય છે, અને સૌન્દર્યે તેને ઢાંકી રાખ્યો હોય છે. નિયમ એવો ઢંકાયેલો હોય છે કે તે છે એ શોધી કાઢતાં માણસને ઘણો વખત લાગ્યો હતો, પરંતુ સૌન્દર્ય સદા નજરે પડતું હોય છે. સૌંદર્ય મળવા માગે છે, પકડાવા માગે છે માટે જ એ સુન્દર હોય છે. એ સૌન્દર્યમાં જ, રસમાં જ મિલનનું રહસ્ય રહેલું છે.

ધર્મસંપ્રદાયમાં જ્યારે કાઠિન્ય પ્રધાન બની જાય છે ત્યારે તે માણસને મેળવતું નથી, તેમને જુદા પાડે છે. આથી કૃચ્છ્રસાધનાને જ જ્યારે કોઈ પોતાનું પ્રધાન અંગ બનાવી દે છે, જ્યારે તે આચાર-વિચારને જ મુખ્ય સ્થાન આપે છે, ત્યારે તે માણસો વચ્ચે ભેદ ઊભા કરે છે; ત્યારે તે નીરસ કઠોરતા બધાની સાથે મળવામાં તેને બાધારૂપ થઈ પડે છે, તે પોતાના નિયમની અંદર પોતાને બીજાથી અલગ પાડીને પૂરી રાખે છે; અને તે આખો વખત ભયમાં ને ભયમાં રહે છે કે રખેને નિયમમાં કંઈ ત્રુટિ આવી તો દોષમાં પડાશે. — એટલા માટે જ બધાને દૂર રાખીને પોતાને સાચવી સાચવીને તેણે ચાલવું પડે છે. એટલું જ નહિ, નિયમપાલનનો એક પ્રકારનો અહંકાર માણસને સખત બનાવી દે છે, નિયમપાલનનો લોભ તેને વળગે છે, અને એ બધા નિયમોને ધ્રુવ ધર્મ માનવાની તેને ટેવ પડી જાય છે, એટલે

જ જ્યાં એને એ નિયમનો અભાવ દેખાય છે તેને વિશે એના મનમાં અસંત અવજ્ઞા જન્મે છે.

યહૂદીઓ એટલા જ માટે પોતાના ધર્મના નિયમોમાં પોતાને માથાથી તે પગ સુધી જકડી રાખે છે; ધર્મના ક્ષેત્રમાં બધા માણસોને બોલાવવા અને બધા માણસો સાથે હળવુંમળવું તેમને માટે સંભવિત નથી.

આજના હિન્દુસમાજે પણ ધર્મ વડે પોતાને દુનિયાના બધા માણસોથી અલગ પાડી નાખ્યો છે. તેના પોતામાં પણ ભાગલાનો કંઈ પાર નથી. ખરું જોતાં પોતાને બધાથી અલગ પાડવા માટે જ તેણે નિયમની વાડ નિર્માણ કરી હતી. બૌદ્ધધર્મ ભારતવર્ષના માણસને બધા સાથે છૂટથી મેળવતો હતો, આજના હિન્દુધર્મના બધા નિયમસંયમ મુખ્યત્વે કરીને તેનો પ્રતિકાર કરવાના પ્રબળ પ્રયત્નરૂપ છે. એ પ્રયત્ન આજ દિન સુધી ટકી રહ્યો છે. એ સતત દૂર કાઢે છે, સતત ભાગલા પાડે છે, પોતાને સતત સંકુચિતતામાં ગોંધી રાખીને ઢાંકી રાખવાનો પ્રયત્ન કરે છે. જ્યાં હિન્દુનો ધર્મ હોય છે ત્યાં બહારના માણસો માટે બધાં બારીબારણાં બંધ હોય છે અને ઘરનાં માણસો માટે તે કેવળ વાડ અને દીવાલની ગરજ સારે છે.

બીજા દેશોમાં અને બીજી પ્રજાઓમાં પોતાનું જુદાપણું સાચવવા માટે કોઈ જાતના પ્રયત્નો નથી હોતા એમ કહી શકાય એમ નથી. કારણ, જુદાપણું સાચવવાની પણ જરૂર છે, અને એ જરૂરનો ઇન્કાર કરી શકાય એમ નથી. પરંતુ બીજા દેશોમાં આ જુદાપણું સાચવવાનો આ પ્રયત્ન રાજકીય અને સામાજિક હોય છે અર્થાત્ એ પ્રયત્ન ત્યાં એના પોતાના નીચલા સ્થાનમાં રહેતો હોય છે.

મિલનની શક્તિ જુદાપણાને સાચવવાના પ્રયત્ન કરતાં ચડિયાતી વસ્તુ છે. ગુલામ રાજાનું ખૂન કરીને તેના સિંહાસન ઉપર ચડી બેસે ને જેવું અજુગતું થાય, તેવું જ અજુગતું જુદાપણાને સાચવવાનો

પ્રયત્ન જો મિલનધર્મને એકદમ પરાભવ પમાડી તેના કરતાં ઊંચું સ્થાન કબજે કરી લે તે પણ ગણાય. એટલા માટે જ કૌટુંબિક કે સામાજિક કે રાષ્ટ્રીય સ્વાર્થબુદ્ધિ માણસને ક્ષુદ્રપણા તરફ આકર્ષ્યા કરે તોયે ધર્મબુદ્ધિ તેના કરતાં ઊંચે ઊભી રહીને તેને વિશ્વ તરફ — વિશ્વમાનવ તરફ સતત આહ્વાન કર્યા કરે છે.

આપણા દેશમાં આજકાલ એ જ જગ્યાએ ભંગાણ પડ્યું છે, અને એ ભંગાણમાંથી શનિએ પ્રવેશ કર્યો છે. જે ધર્મ માણસ સાથે માણસનું મિલન કરાવે છે, તે ધર્મને નામે જ આપણે માણસોને જુદા પાડીએ છીએ. આપણે કહીએ છીએ કે માણસના સ્પર્શથી, તેની સાથે એકાસને બેસી ભોજન કરવાથી, તેનાં આણેલાં અન્નજળ લેવાથી, માણસ ધર્મભ્રષ્ટ થાય છે. બંધનને કાપવાનું જ જેનું કામ છે, તે ધર્મ વડે જ આપણે બંધનને પાકાં બનાવી દીધાં છે — એટલે હવે આપણો ઉદ્ધાર કોણ કરી શકે એમ છે?

નવાઈની વાત તો એ છે કે, આજે આપણે આપણો ઉદ્ધાર કરવાનું કામ એવી એક વસ્તુના હાથમાં સોંપવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ, જે વસ્તુ પોતે ધર્મ કરતાં નીચા દરજ્જાની છે. આપણે ભારતવર્ષમાં રહેતા માણસોનું માણસો સાથે મિલન સાધવાનો ભાર રાષ્ટ્રભાવના ઉપર નાખ્યો છે. આપણે કહીએ છીએ કે તે વગર આપણે મોટા થવાના નથી, બળવાન થવાના નથી, આપણું પ્રયોજન સિદ્ધ થવાનું નથી.

આપણે ધર્મને એવે ઠેકાણે આણી મૂક્યો છે કે, આપણો રાષ્ટ્રીય સ્વાર્થ અને પ્રયોજન સુધ્ધાં તેના કરતાં મોટાં થઈ પડ્યાં છે. આજે સ્થિતિ એવી થઈ છે કે, ધર્મ આપણને જુદા રહેવા કહે છે, અને રાષ્ટ્રભાવના આપણને એક થવાને પ્રેરે છે!

પરંતુ જે મિલન કરાવનાર ધર્મબુદ્ધિ નથી તે મિલન ઉપર હું વિશ્વાસ ભરોસો આધાર રાખી શકતો નથી. ધર્મમૂલક મિલનને જો આપણે દેશમાં પ્રતિષ્ઠિત કરી શકીએ તો જ આપણે સ્વાભાવિકપણે

મિલન તરફ જઈશું, તો જ આપણે આખો વખત વાડા બાંધવાની અને ભાગલા પાડવાની વૃત્તિમાંથી છુટકારો પામીશું. ધર્મનાં સિંહદ્વાર ખુલ્લાં હશે તો જ નાનામોટા બધા યજ્ઞોનાં આમંત્રણ પાઠવી આપણે માણસોને બોલાવી શકીશું; — નહિ તો ફક્ત પ્રયોજનનું કે રાષ્ટ્રભાવનાનું ખડકીનું બારણું માત્ર ખુલ્લું રાખીશું, તો ધર્મનિયમોની બાધાઓને વટાવીને તે સાંકડે માર્ગે થઈને આપણા દેશના આટઆટલા પ્રભેદો અને પ્રાર્થક્યો, અને વિરોધવિચ્છેદ અંદર ગરી શકશે નહિ —ભળી શકશે નહિ.

ધર્મપ્રવૃત્તિના ઇતિહાસમાં હમેશા એવું જોવામાં આવે છે કે, ધર્મ જ્યારેજ્યારે પોતાની રસ-મૂર્તિ પ્રગટ કરે છે ત્યારેત્યારે તે બંધનોને તોડી નાખે છે અને બધા માણસોને એક કરવા તરફ આગળ વધે છે. ખ્રિસ્તે જે પ્રેમભક્તિરસની રેલ વહેવડાવી હતી તે યહૂદી ધર્મના કઠિન શાસ્ત્રબંધનમાં પોતાને બાંધી રાખી શકી નહોતી, અને તે જ ધર્મ આજ સુધી પ્રબળ રાષ્ટ્રોના સ્વાર્થની જંજીરોને શિથિલ કરવાના પ્રયત્નો સતત કર્યા કરે છે, આજ સુધી બધા સંસ્કાર અને અભિમાનની બાધાઓને ભેદીને માણસની સાથે માણસનું મિલન કરાવવાની દિશામાં પોતાની આકર્ષણ શક્તિનો ઉપયોગ કર્યા કરે છે.

બૌદ્ધ ધર્મના મૂળમાં એક કઠોર તત્ત્વજ્ઞાન રહેલું છે, પણ તે તત્ત્વજ્ઞાને માણસોને એક નથી કર્યા. પણ તેમાં રહેલી મૈત્રીની અને કરુણાની ભાવનાએ અને બુદ્ધદેવની વિશ્વવ્યાપી હૃદયની વિશાળતાએ જ માણસ માણસ વચ્ચેના ભેદોને ભૂંસી નાખ્યા છે. નાનકે શું કે રામાનંદે શું, કબીરે શું કે ચૈતન્યે શું, બધાએ જ રસના આઘાતથી બંધો તોડી નાખીને બધા માણસોને એક ઠેકાણે હાક મારી હતી.

એટલે હું કહેતો હતો કે ધર્મ જ્યારે આચારનો, નિયમનો, શાસનનો આશ્રય લઈને કઠણ બની જાય છે, ત્યારે તે માણસોમાં

ભાગલા પાડી નાખે છે, પરસ્પરની વચ્ચે અવરજવરના માર્ગો બંધ કરી દે છે. ધર્મમાં જ્યારે રસની ઝડી વરસે છે ત્યારે જે ખાઈઓ એકબીજા વચ્ચે વ્યવધાનરૂપ હતી તે જ ભક્તિના પ્રવાહથી, પ્રેમની રેલથી ભરાઈ જાય છે અને તે પૂર્ણતામાં જુદાપણાની અચલ સીમાઓ જ ચલ બનીને આગળ વધીને બધાંનું મિલન કરાવવા ઇચ્છે છે, સામસામા કાંઠાને એક કરી દે છે અને દુર્લંઘ્ય દૂરને આનન્દવેગથી નિકટ બનાવી દે છે. માણસ જ્યારેજ્યારે સાચી રીતે, ગભીર રીતે મળ્યા છે ત્યારેત્યારે કોઈ એક વિપુલ રસના આવિર્ભાવથી જ મળ્યા છે, પ્રયોજનથી મળ્યા નથી, તત્ત્વજ્ઞાનથી મળ્યા નથી, આચારના શુષ્ક શાસનથી મળ્યા નથી.

ધર્મનું ચરમ લક્ષ્ય જ જો ઈશ્વર સાથે મિલન સાધવાનું હોય, તો સાધકે એ વાત યાદ રાખવી જોઈએ કે, કેવળ વિધિબદ્ધ પૂજા, અર્ચના, આચાર, અનુષ્ઠાન કે શૌચ દ્વારા એ બની શકે એમ છે જ નહિ. એટલું જ નહિ, એ તો મનને કઠોર બનાવી દઈને ઊલટી મુશ્કેલી ઊભી કરે છે, અને ધાર્મિકતાનો અહંકાર જાગ્રત થઈને ચિત્તને સંકુચિત બનાવી દે છે. હૃદયમાં રસ હશે તો જ ઈશ્વરની સાથે મિલન થશે, બીજા કશાથી નહિ થાય.

પરંતુ આપણે એટલું યાદ રાખવું જોઈશે કે, ભક્તિરસની, પ્રેમરસની જે બાજુ સંભોગની છે, કેવળ તેને જ સર્વેસર્વા બનાવી દઈશું તો દુર્બલતા અને વિકાર પેદા થશે. એમાં એક શક્તિની બાજુ પણ રહેલી છે. તેના વગર રસથી માણસ દુર્ગતિને પામે છે.

ભોગ એ જ કંઈ પ્રેમનું એકમાત્ર લક્ષણ નથી. પ્રેમનું એક પ્રધાન લક્ષણ એ છે કે, પ્રેમ આનંદપૂર્વક દુઃખને સ્વીકારી લે છે. કારણ, દુઃખ વડે જ, ત્યાગ વડે જ તે પૂર્ણ સાર્થકતા પામે છે. ભાવાવેશમાં નહિ — સેવામાં, કર્મમાં જ તેનો પૂર્ણ પરિચય રહેલો છે. એ દુઃખ મારફતે, કર્મ મારફતે, તપસ્યા મારફતે જે પ્રેમનો પરિ-

પાક થયો હોય છે તે પ્રેમ જ વિશુદ્ધ રહે છે, અને તે પ્રેમ જ સર્વાંગસંપૂર્ણ બની જાય છે.

આ દુઃખનો સ્વીકાર એ જ પ્રેમના માથા પરનો મુગટ છે; એ જ એનું ગૌરવ છે. ત્યાગ મારફતે જ તે પોતાને પ્રાપ્ત કરે છે; વેદના દ્વારા જ તેના રસનું મંથન થાય છે; સાધ્વી સતીને જેમ સંસારનાં કર્મો મલિન બનાવતાં નથી, તેને વધારે દેદીપ્યમાન બનાવે છે, સંસારનાં મંગલ કર્મ જેમ તેના સતીપ્રેમને સાર્થક બનાવ્યા કરે છે, તે જ રીતે જે સાધકનું ચિત્ત ભક્તિથી ભરપૂર બની ગયું છે, તેને માટે કર્તવ્યનું શાસન શૃંખલારૂપ નથી, — એ તો તેના અલંકાર રૂપ છે; દુઃખથી તેનું જીવન નમી નથી પડતું, દુઃખથી જ તેની ભક્તિ ગૌરવમંડિત બની જાય છે. એથી કરીને માનવસમાજમાં કર્મકાંડ જ્યારે અત્યંત પ્રબળ બનીને મનુષ્યત્વને બોજાથી કચડી નાખે છે, ત્યારે કેટલાક બળવાખોર આત્માઓ જ્ઞાનની મદદથી કર્મમાત્રને મૂળમાંથી ઉખેડી નાખવાના અને દુઃખમાત્રનો સંપૂર્ણ નાશ કરવાના પ્રયત્નમાં લાગી જાય છે. પરંતુ જેમણે ભક્તિ દ્વારા પૂર્ણતાનો સ્વાદ ચાખ્યો છે તેઓ કશાનો જ અસ્વીકાર કરવાની જરૂર જોતા નથી — તેઓ અનાયાસે કર્મને માથે ચડાવી લે છે અને દુઃખને વધાવી લે છે. નહિ તો તેમની ભક્તિનું માહાત્મ્ય જ રહેતું નથી, ભક્તિનું અપમાન થાય છે; ભક્તિ બહારના બધા અભાવ અને આઘાત દ્વારા જ પોતાની અંદરની પૂર્ણતાને પોતાની આગળ પુરવાર કરવા ઇચ્છે છે — દુઃખમાં નમ્રતા અને કર્મમાં આનંદ એ જ એના ઐશ્વર્યનાં ચિહ્ન છે. કર્મ માણસને બંધનમાં નાખે છે અને દુઃખ તેને પીડા દે છે, પણ રસના આવિર્ભાવથી માણસની આ સમસ્યા બિલકુલ લોપ પામે છે, પછી કર્મ અને દુઃખમાં જ માણસ સાચી રીતે પોતાની મુક્તિનો અનુભવ કરે છે. વસંતના ઉત્તાપથી પર્વતના શિખર ઉપરનો બરફ જ્યારે રસ રૂપે ઓગળી જાય છે, ત્યારે ચાલવામાં જ તેની મુક્તિ રહેલી હોય છે, નિશ્ચલતા એ જ તેનું બંધન હોય છે; તે વખતે અથાક આનંદ-

પૂર્વક દેશદેશાંતરને ફળદ્રુપ કરતો કરતો તે ચાલ્યો જાય છે; તે વખતે કાંકરા અને પથરા જેમજેમ તેના માર્ગમાં અવરોધ ઊભા કરે છે તેમતેમ તેનું સંગીત જાગી ઊઠે છે અને તેનું નૃત્ય ઊભરાઈ જાય છે.

બરફનો એક ગઠ્ઠો અને ઝરણું એ બે વચ્ચે તફાવત શો છે? તો કે, બરફના ગઠ્ઠામાં પોતાનામાં ગતિ નથી હોતી. તેને બાંધીને, તાણીને લઈ જઈએ તો જ તે ચાલે છે. એટલે ચાલવું એ જ તેના બંધનનો પરિચય આપે છે. એટલા માટે બહારથી તેને ધક્કા મારીને ચલાવતા લઈ જઈએ છીએ ત્યારે પ્રત્યેક આઘાતથી તે ભાંગી જાય છે, તેનો ક્ષય થતો રહે છે — એટલા માટે ચાલવામાંથી અને આઘાતમાંથી છુટકારો મેળવીને સ્થિર નિશ્ચલ થઈને પડી રહેવું એ જ તેને માટે સ્વાભાવિક અવસ્થા છે.

પરંતુ ઝરણાની ગતિ તેની પોતાની હોય છે, — એટલે એ ગતિમાં જ તેની વ્યાપ્તિ, મુક્તિ અને સૌંદર્ય રહેલાં છે. એટલે ગતિના માર્ગમાં તે જેમ જેમ આઘાત પામે છે તેમ તેમ તેનું વૈચિત્ર્ય વધે છે. બાધાથી તેને નુકસાન નથી, ચાલવામાં તેને થાક નથી.

માણસમાં પણ જ્યારે રસનો આવિર્ભાવ થયો નથી હોતો ત્યારે તે જડ પિંડ જેવો હોય છે. તે વખતે ક્ષુધા, તૃષ્ણા, ભય, ચિંતા એ જ તેને ધક્કા મારીમારીને કામ કરાવે છે, એ કામમાં તેને ડગલે ને પગલે થાક લાગે છે. એ નીરસ અવસ્થામાં માણસ અંતરની નિશ્ચલતામાંથી બહાર પણ સતત નિશ્ચલતા ફેલાવ્યા કરે છે. તે વખતે તે ઝીણી ઝીણી બાબતોમાં, આચારવિચારમાં, શાસ્ત્રશાસનમાં ભરાઈ પડ્યો હોય છે. તે વખતે માણસનું મન ગતિહીન હોય છે એટલે બહાર પણ તે મુસ્કેટાટ બંધાયેલો હોય છે. તે વખતે તેને ખાવામાં પીવામાં, ઊઠવામાં બેસવામાં બધામાં જ બંધન હોય છે. તે વખતે તે એવાં બધાં નિરર્થક કર્મોને સ્વીકારી લે છે, જે તેને આગળ વધવા દેતાં નથી, જે તેને ઘાંચીના બળદની પેઠે એક જ જગ્યાએ ફેરવ્યા કરે છે.

રસનો આવિર્ભાવ થતાં માણસની જડતા દૂર થઈ જાય છે. એટલે પછી ચાલવું એ તેને માટે અસ્વાભાવિક નથી રહેતું; પછી અગ્રગામી શક્તિના આનંદથી જ તે કર્મ કરે છે, સર્વજયી પ્રાણ-શક્તિના આનંદથી જ તે દુઃખનો સ્વીકાર કરે છે.

ખરું જોતાં માણસની મુખ્ય સમસ્યા એ નથી કે કઈ શક્તિ વડે તે દુઃખનો સંપૂર્ણપણે નાશ કરી શકશે.

તેની સમસ્યા તો એ છે કે કઈ શક્તિ દ્વારા તે દુઃખને સહેલાઈથી સ્વીકારી લઈ શકે. દુઃખનો નાશ કરવાનો માર્ગ જેઓ બતાવવા માગે છે, તેઓ અહંને જ બધા અનર્થનું મૂળ કહીને તેનો એકદમ લોપ કરવાનું કહે છે; જેઓ દુઃખનો સ્વીકાર કરવાની શક્તિ આપવા માગે છે તેઓ અહંને પ્રેમ દ્વારા પરિપૂર્ણ બનાવી તેને સાર્થક બનાવી દેવાનું કહે છે. અર્થાત્ ગાડીએથી ઘોડાને છોડી નાખવો એ જ ગાડીને ખાડામાં પડતી બચાવવાનો સાચો ઉપાય નથી. ઘોડા ઉપર સારથિને બેસાડવો એ જ ગાડીને આફતમાંથી બચાવવાનો અને તેને મુકામ તરફ ચલાવવાનો સાચો ઉપાય છે. એથી કરીને માણસની ધર્મ-સાધનામાં જ્યારે ભક્તિનો આવિર્ભાવ થાય છે, ત્યારે સંસારમાં જે કંઈ છે તે બધું જ કાયમ રહેવા છતાં માણસની બધી સમસ્યા ઊકલી જાય છે — પછી કર્મમાં તેને આનંદ આવે છે અને દુઃખમાં તેને ગૌરવ લાગે છે; પછી કર્મ જ તેને મુક્તિ આપે છે અને દુઃખ તેને ક્ષતિનું કારણ રહેતું નથી.

## ૧૧૩

## ગુહાહિત

૨૩મી ચૈત્ર ૧૩૧૬

ઉપનિષદમાં તેને વિષે કહ્યું છે — गुहाहितं गह्वरेष्ठम् — અર્થાત્ તે ગુપ્ત છે, ગભીર છે. તે કેવળ બહારથી દેખાતું નથી, તે છુપાયેલું છે. બહાર જે કંઈ પ્રગટ છે, તેને જાણવા માટે આપણી પાસે ઇન્દ્રિયો છે — તે જ રીતે જે ગૂઢ છે, જે ગભીર છે, તેનો અનુભવ કરવા માટે જ આપણી પાસે ગભીરતર અંતરિન્દ્રિય છે. તે જો ન હોત તો એ તરફ આપણે ભૂલથી પણ મોં ફેરવત નહિ; ગહનને પામવા માટે આપણને લેશ પણ તૃષ્ણા ન હોત.

એ અગોચરની સાથે યોગ સાધવા માટે આપણી પાસે વિશેષ અંતરિન્દ્રિય છે એટલા માટે જ માણસ આ જગતમાં જન્મીને કેવળ બહારની વસ્તુથી સંતોષ પામીને બેસી રહેતો નથી. એટલે તે ચારે ડોર શોધાશોધ કરે છે, દેશવિદેશમાં ભટકે છે, ક્યાંયે ઠરીને બેસી શકતો નથી. ક્યાંથી એ આ શોધી કાઢવાનો પરવાનો લઈને દુનિયામાં આવી પહોંચ્યો? જે કંઈ પ્રાપ્ત થાય છે તેમાં આપણને સંપૂર્ણ પ્રાપ્ત થતું નથી — જે પ્રાપ્ત થતું નથી તેમાં જ આપણી ખરી મેળવવાની વસ્તુ રહેલી છે, એવી એક વિચિત્ર ખાતરી માણસના મનમાં શી રીતે જન્મી?

પશુઓના મનમાં તો એ પ્રેરણા નથી. જે ઉપર છે તેટલામાં જ તેમની પ્રવૃત્તિ મર્યાદિત છે — એક ક્ષણભર પણ તેમને એવો વિચાર આવતો નથી કે જે દેખાતું નથી તેને પણ શોધવું જોઈએ, જે પ્રાપ્ત થતું નથી તેને પણ મેળવવું જોઈએ. તેમની ઇન્દ્રિયો એ બહારના પદાર્થો આગળ જ થંભી ગઈ છે. તેની પાર જઈ શકતા નથી એનું તેમને લગારે દુઃખ નથી.

પણ આ એક આશ્ચર્યની વાત છે કે માણસને પ્રગટ કરતાં ગોપનની ઇચ્છા લગારે ઓછી હોતી નથી. — એટલું નહિ, વધારે હોય છે. તેની બધી ઇન્દ્રિયોની સાક્ષી વિરુદ્ધમાં હોવા છતાં માણસ કહે છે કે 'હું જોઈ શકતો નથી પણ બીજું કંઈક છે, હું સાંભળી શકતો નથી, પણ બીજું કંઈક છે.'

જગતમાં એવી અનેક ગુપ્ત વસ્તુઓ છે, જેનું આચ્છાદન ઉપાડી લેતાં જ જે પ્રત્યક્ષગોચર બની જાય છે, પણ આ તેવું નથી — એ કશાથી ઢંકાયેલું છે માટે ગુપ્ત છે એમ નથી, એ ગભીર છે માટે ગુપ્ત છે, એટલે એને જ્યારે આપણે જાણવા પામીએ છીએ ત્યારે પણ એ ગભીર જ રહે છે.

ગાય ઉપર ઉપરથી ઘાસ કાતરી ખાય છે, ભૂંડ દાંત વડે જમીન તોડીને તે ઘાસનાં મૂળ ઉખાડીને ખાઈ જાય છે, પરંતુ અહીં ઉપરના ઘાસમાં અને નીચેના મોથમાં કોઈ પ્રકૃતિગત ભેદ નથી. બંને સ્પર્શગમ્ય છે અને બંને વડે સરખું જ પેટ ભરાય છે. પરંતુ માણસ ગોપનમાંથી જે શોધી કાઢે છે તેને જે પ્રગટ છે તેની સાથે સંબંધ છે, પણ સાદૃશ્ય નથી. તે ખાણમાંથી ખનિજની પેઠે ખોદી લાવીને ભંડારમાં ભરવાની વસ્તુ નથી. તેમ છતાં માણસ તેને રત્ન કરતાં વધારે મૂલ્યવાન સમજે છે.

એનો અર્થ એટલો જ કે માણસને એક અંદરની ઇન્દ્રિય છે, — તેની ભૂખ પણ અંદરની છે, તેનું ખાદ્ય પણ અંદરનું છે અને તેની તૃપ્તિ પણ અંદરની છે.

એટલા માટે જ માણસ આંખથી જે દેખાય છે તેને ભેદવાને માટે એકાગ્ર દૃષ્ટિએ જોઈ રહ્યો છે. એટલા માટે માણસ, આકાશમાં તારા છે એટલું માત્ર જોઈને જ પૃથ્વી તરફ નજર ફેરવી લેતો નથી — એટલા માટે જ દૂરદૂરના ભૂતકાળમાં ખાલ્ડિયાની મરુભૂમિમાં

ઘેટાં ચરાવનાર ભરવાડોએ ઘેટાં ચરાવતાં ચરાવતાં મધરાતના આકાશના પૃષ્ઠ ઉપર નક્ષત્રોનું રહસ્ય વાંચવા માટે રાતની રાત અનિમેષ નિદ્રાહીન નેત્રે પસાર કરી છે, — તેમનાં જે ઘેટાં ચરતાં હતાં તેમાંથી કોઈને એક વાર સુધ્ધાં એ તરફ જોવાની જરૂર જણાઈ નહોતી.

પરંતુ માણસ જે જુએ છે તેની ગુહાહિત બાજુ પણ જોવા ઇચ્છે છે, તે વગર તેને કેમે કર્યો જંપ વળતો નથી.

આ અગોચરનો પ્રદેશ શોધતાં શોધતાં માણસે કેવળ સત્યને જ ખુલ્લું કર્યું છે, એમ કહી શકાય એમ નથી. કેટકેટલી ભૂલોમાં થઈને તે ગયો છે, તેનો કંઈ પાર નથી. ઇન્દ્રિયગોચર વસ્તુઓના ક્ષેત્રમાં તેને ઇન્દ્રિયની સહાય છતાં તે રોજરોજ એક વસ્તુને બીજી તરીકે જુએ છે. કેટકેટલી ભૂલોને તેણે વટાવવી પડે છે તેનો કંઈ હિસાબ નથી, તેમ છતાં પ્રત્યક્ષના ક્ષેત્રને કંઈ એકદમ મિથ્યા કહીને ઉડાવી દઈ શકાય એમ નથી. તે જ પ્રમાણે અગોચરના ક્ષેત્રમાં પણ જ્યાં આપણે ગોપનને શોધતા હોઈએ છીએ, ત્યાં આપણે અનેક ભ્રમને સત્ય તરીકે સ્વીકારી લઈએ છીએ, એ વાતમાં શક નથી. એક સમયે વિશ્વના વ્યાપારોના મૂળમાં આપણે કેટકેટલાં ભૂતપ્રેત અને કેટકેટલી અદ્ભુત કાલ્પનિક મૂર્તિઓને માની લીધાં હતાં તેનું કંઈ ઠેકાણું નથી, પરંતુ એટલા માટે માણસની એ મનોવૃત્તિનો ઉપહાસ કરવાને કંઈ કારણ નથી. ઊંડા પાણીમાં જાળ નાખતાં તેમાં કાદવ અને છીપલાં ભરાઈ આવે તેટલા ઉપરથી જ જાળ નાખવાના પ્રયત્નનો વિચાર ન કરી શકાય. એ જ રીતે માણસ અગોચરને તળિયે જે જાળ નાખે છે, તેમાંથી આજ સુધી કાદવ પુષ્કળ નીકળ્યો છે — પરંતુ તેમ છતાં આપણે એની અવગણના કરી શકતા નથી. જે બધું દેખાય છે તેના કરતાં વધારે જોવાની અને જે બધું પ્રાપ્ત થાય છે તેના કરતાં વધારે પ્રાપ્ત કરવાની દિશામાં માણસ પોતાના પ્રયત્નને પ્રેરતો રહે છે, એ જ એક આશ્ચર્યની વાત છે; — આફ્રિકાના જંગલી બર્બર લોકોમાં

પણ જ્યારે એ પ્રયત્ન જોવા મળે છે ત્યારે તે લોકોનો અદ્‌ભુત વિશ્વાસ અને વિકૃત કદરૂપી દેવમૂર્તિ જોઈને પણ માણસની આ અંદર રહેલી શક્તિના એક પ્રકારના વિશેષ ગૌરવનો અનુભવ થયા વગર રહેતો નથી.

માણસની એ શક્તિ સત્ય છે — અને એ શક્તિ સત્યનો જ ગોપનતામાંથી ઉદ્ધાર કરવા માટે અને માણસના ચિત્તને ગભીરતાના વાસસ્થાનમાં લઈ જવા માટે છે.

એ શક્તિ માણસને મન એટલી તો સાચી છે કે, એને વિજયી બનાવવા માટે માણસ મુશ્કેલીની કોઈ પણ બાધાનો સ્વીકાર કરતો નથી. આ બાબતમાં સમુદ્ર કે પર્વતનો નિષેધ માણસ આગળ નકામો નીવડે છે, એમાં ભય તેને રોકી રાખી શકતો નથી, વારંવાર મળતી નિષ્ફળતા તેની ગતિને રૂંધી શકતી નથી; — એ શક્તિની પ્રેરણાથી માણસ પોતાના સર્વસ્વનો ત્યાગ કરે છે, અને અનાયાસે પ્રાણ પણ અર્પી દઈ શકે છે.

માણસ તો દ્વિજ છે; તેના જન્મ બે છે; એકમાં તે પ્રગટ છે અને બીજામાં તે ગુહાહિત છે, ગભીર છે. એ બહારનો માણસ ટકી રહેવા માટે પ્રયત્ન કરે છે, એટલે તેને ચારે કોર કેટકેટલો સંગ્રહ કરવો પડે છે, કેટકેટલા સંગ્રામ ખેલવા પડે છે, તે પ્રમાણે વળી અંદરનો માણસ ટકી રહેવા માટે સતત ઝૂઝતો હોય છે. તેનાં જે અન્નપાણી છે તે બહારનું જીવન ટકાવી રાખવા માટે અનિવાર્યપણે આવશ્યક નથી, તેમ છતાં માણસ એ ખોરાક મેળવવા માટે પોતાના બહારના જીવનનો ત્યાગ કરે છે. આ અંદરના જીવનનો માણસ અનાદર નથી કરતો. — એટલું જ નહિ, તેનો જ વધારે આદર કરે છે, અને એમ જેઓ કરે છે તેઓ જ સભ્યતાના સર્વોચ્ચ શિખરે ચડવા પામે છે. માણસ બહારના જીવનને જ્યારે અત્યંત મહત્ત્વનું બનાવી મૂકે છે ત્યારે બધી બાજુથી તે નીચો પડે છે. માણસોનો પુરુષાર્થ જ્યારે દુર્ગમ તરફ, ગોપન તરફ, ગભીરતા તરફ આકર્ષાય છે, ત્યારે જ માણસ મોટો બની જાય

છે, — ભૂમાની દિશામાં આગળ વધે છે, — ત્યારે જ માણસનું ચિત્ત સર્વતોભાવે જાગ્રત થતું રહે છે. જે સુગમ છે, જે પ્રત્યક્ષ છે, તે માણસની સમસ્ત ચેતનાને કામ આપી શકતું નથી, એટલા માટે કેવળ એકલી એ જ દિશામાં આપણું મનુષ્યત્વ સંપૂર્ણતા પ્રાપ્ત કરી શકતું નથી.

એનો અર્થ એ થયો કે માણસની અંદર પણ એક સત્તા છે, જે ગુહાહિત છે; તે ગભીર સત્તા જ વિશ્વબ્રહ્માંડના જે ગુહાહિત છે તેની સાથે જ કામ પાડે છે — એ જ તેનું આકાશ છે, એ જ તેનો વાયુ છે, એ જ તેનો પ્રકાશ છે, તેમાં જ તેની ગતિ છે, એ ગુહાલોક જ તેનો લોક છે.

ત્યાંથી તેને જે કંઈ મળે છે તેની વૈષયિક પ્રાપ્તિ સાથે તુલના જ કરી શકાતી નથી — તેને માપીને જોખીને જોવાનો કોઈ ઉપાય નથી — કોઈ સ્થૂલદષ્ટિ વ્યક્તિ જો તેનો ઇન્કાર કરી બેસે, એમ કહે કે 'તને શું મળ્યું જરા જોવા દે તો.' — તો આપણે ભારે મુશ્કેલીમાં મુકાઈ જઈએ. એટલું જ નહિ, જે વૈજ્ઞાનિક સત્ય છે, પ્રત્યક્ષ સત્ય જ જેનો પાયો છે, તેની બાબતમાં પણ પ્રત્યક્ષતાની સ્થૂલ હદ ચાલતી નથી. આપણે, ભારે વસ્તુ હાથમાથી પડતી બતાવી શકીએ છીએ, પણ ગુરુત્વાકર્ષણ બતાવી શકતા નથી. અત્યંત મૂઢ માણસ પણ જો એમ કહે કે 'મારે સમુદ્ર જોવો છે, હિમાલય પર્વત જોવો છે,' તો તેને આપણે એવું નથી કહેવું પડતું કે 'પહેલાં તારી આંખ મોટી બનાવ, ત્યારે પછી તને સમુદ્ર બતાવી શકીશું' — પણ એ મૂઢ જ જ્યારે ભૂવિદ્યાની વાત પૂછે ત્યારે તેને કહેવું જ પડે કે 'જરા થોભ, પહેલેથી શરૂઆત કરવી પડશે; પહેલાં તારા મનને સંસ્કારયુક્ત બનાવ ત્યાર પછી તને એમાં દાખલ થવાનો અધિકાર પ્રાપ્ત થશે. અર્થાત્ કેવળ આંખ ઉઘાડી રાખ્યે જ નહિ ચાલે, કેવળ કાન ખુલ્લા રાખ્યે જ નહિ ચાલે, તારે ગુહામાં પ્રવેશ કરવો પડશે.' મૂઢ

જો એમ કહે કે 'ના, હું સાધના કરવા તૈયાર નથી, એ બધું જ તમે મને આંખે જોયેલી અને કાને સાંભળેલી વસ્તુ જેવું સહેલું કરી આપો,' તો કાં તો તેને જૂઠથી ભોળવવો પડે અથવા તેની વિનંતી સાંભળવી એ પણ વખત વેડફી નાખવા બરાબર છે એમ માનવું પડે.

એમ જો હોય તો તો ઉપનિષદમાં જેને गुहाहितं गह्वरेष्ठम् કહ્યું છે, જે ગભીરતમ છે, તેને આંખેકાને જોવાસાંભળવાની વસ્તુ બનાવી બહાર આણી આપવાની આપણી વિચિત્ર હઠ ચાલી જ ન શકે. એ હઠ પૂરી કરી શકે એવા ગુરુને આપણે ઘણી વાર શોધીએ છીએ, પણ જો કોઈ ગુરુ કહે કે 'વારુ, એ વસ્તુ હું ખૂબ સહેલી કરી આપું છું' — અને જે निहितं गुहायाम् છે તેને આપણી આંખ આગળ મરજીમાં આવે તેવા એક રૂપે ખડું કરી દે, તો આપણે કહેવું જ પડે કે, તેણે અસત્ય વડે જે ગોપન છે તેને વધારે ગોપન બનાવી દીધું. આવે પ્રસંગે શિષ્યને એમ જ કહેવું જોઈએ કે, માણસ જ્યારે એ ગુહાહિતને, એ ગભીરને ઇચ્છે છે, ત્યારે એ ગભીર છે માટે જ એને ઇચ્છે છે, — એ ગભીર આનંદ બીજા કશાથી મળતો નથી માટે જ તેને ઇચ્છે છે, — આંખે દેખાય અને કાને સંભળાય એવી વસ્તુઓ જગતમાં ઘણી છે, તેને માટે આપણો બહારનો માણસ રાતદહાડો ભટક ભટક કરે છે, પરંતુ આપણો અંતરતર ગુહાહિત તપસ્વી એ કશું ઇચ્છતો નથી માટે જ એકાગ્ર મને એ બ્રહ્મ તરફ ચાલ્યા કરે છે. તારે જો તેને મેળવવું હોય તો ગુહામાં પ્રવેશ કરીને તેની સાધના કર — અને જ્યારે તે તને પ્રાપ્ત થશે ત્યારે તારા 'ગુહાશય' રૂપે જ પ્રાપ્ત થશે; બીજે રૂપે જે તેને મેળવવા ઇચ્છે છે, તે તેને મેળવવા માગતા જ નથી, તેઓ કેવળ વિષયને જ બીજે નામે મેળવવા ઇચ્છે છે. માણસ બધી પ્રાપ્તિ કરતાં જેને મેળવવા વધુ ઇચ્છે છે, તે મેળવવું સહેલું છે એમ માનીને તેને ઇચ્છતો નથી — પણ તે ભૂમા છે માટે તેને ઇચ્છે છે. જે ભૂમા છે તે સર્વત્ર જ ગુહાહિત હોય છે,

શું સાહિત્યમાં કે શું ઇતિહાસમાં, શું કળામાં કે શું ધર્મમાં કે શું કર્મમાં.

આ જે સૌથી મોટું છે, સૌથી ગભીર છે, તેને જ મેળવવા ઇચ્છવું એમાં જ એક પ્રકારની સાર્થકતા રહેલી છે. એ ભૂમાની આકાંક્ષા સેવવી એમાં જ આત્માની મહત્તા છે — भूमैव सुखं नाल्पे सुखमस्ति — એમ માણસ કહી શક્યો છે એમાં જ તેનું મનુષ્યત્વ છે. નાની વસ્તુમાં તેને સુખ નથી, સહેલી વસ્તુમાં તેને સુખ નથી, એટલા માટે જ તે ગભીર વસ્તુને મેળવવા ઇચ્છે — તેમ છતાં જો તમે કહો કે 'આગ હાથની હથેળીમાં સહેલાઈથી આણી આપો.' — તો એનો અર્થ એ થયો કે તમે કોઈ બીજી જ વસ્તુ માગો છો.

ખરું જોતાં, જે સહેલું છે, અર્થાત્ જેને આપણે અનાયાસે જોઈએ છીએ, અનાયાસે સાંભળીએ છીએ, અનાયાસે સમજીએ છીએ, એના જેવું કશું કોઈ આવરણ નથી. જે ગભીર છે તે એ અતિપ્રત્યક્ષગોચર સહેલા દ્વારા જ પોતાને ઢાંકી રાખે છે. લાંબા સમયની બહુ મહેનતને અંતે એ સહેલાઈથી દેખાય છે, સંભળાય છે તેનું આવરણ ભેદીને માણસે વિજ્ઞાનના સત્યને, દર્શનના તત્ત્વને ભાળ્યું છે, અને જે કંઈ ખરેખર મેળવવા જેવી પ્રાપ્તિ છે તે મેળવી છે.

એટલું જ નહિ, કર્મક્ષેત્રમાં પણ માણસ બહુ સાધનાને અંતે પોતાની સ્વાભાવિક વૃત્તિને ભેદીને અંતે કર્તવ્યની ભાવનાને પહોંચી શક્યો છે. માણસ પોતાની સ્વાભાવિક ભૂખતરસને જ વગર વિચાર્યે સ્વીકારી લેતો નથી; સ્વીકારી લઈ પશુની પેઠે સ્વાભાવિક જીવનને જ સ્વીકારી લેતો નથી; એટલા માટે જ છેક બાળપણથી સહજ વૃત્તિ ઉપર વિજય મેળવવાનું શિક્ષણ લઈ તેણે કઠોર સંગ્રામ કરવો પડે છે — વારંવાર પરાજય પામ્યા છતાં તે પરાજયને સ્વીકારી લઈ શકતો નથી, કેવળ ચારિત્ર્યમાં અને કર્મમાં જ નહિ, હૃદયના ભાવની બાબતમાં પણ માણસ સહજને અતિક્રમી જવાને માર્ગે આગળ વધી રહ્યો છે; પ્રેમને માણસ

પોતામાંથી પરિવારમાં, પરિવારમાંથી દેશમાં, દેશમાંથી સમસ્ત માનવ-સમાજમાં વિસ્તારવાનો પ્રયત્ન કરે છે. એ દુઃસાધ્ય સાધનામાં તે ગમે તેટલો નિષ્ફળ જાય, તેમ છતાં એને વિશે તે અશ્રદ્ધા સેવી શકે એમ નથી; તેણે એમ કહેવું જ પડશે, 'જોકે સ્વાર્થ મારે માટે અત્યંત પ્રત્યક્ષ અને સહજ છે અને પરાર્થ ગૂઢ અને દુઃસાધ્ય છે, તેમ છતાં સ્વાર્થ કરતાં પરાર્થ જ વધારે સાચો છે.' અને એ દુઃસાધ્ય સાધના દ્વારા જ માણસની શક્તિ સાર્થક થાય છે-તેથી તે ગભીરતર આનંદ પામે છે, અર્થાત્ એ કઠણ વ્રત જ આપણા ગુહાહિત માણસનું સાચું જીવન છે — કારણ, તેને માટે नाल्पे सुखमस्ति.

જ્ઞાન, ભાવ અને કર્મની બાબતમાં માણસને જો સર્વત્ર આ વાત લાગુ પડતી હોય, જ્ઞાનમાં, ભાવમાં અને કર્મમાં સર્વત્ર જ જો માણસ સહજને અતિક્રમીને ગભીરની દિશામાં પ્રયાણ કરીને જ સમસ્ત શ્રેયને પ્રાપ્ત કરતો હોય, તો કેવળ પરમાત્માની બાબતમાં જ શું માણસ દીન-ભાવે સહજની માગણી કરીને પોતાના મનુષ્યત્વને વ્યર્થ બનાવશે? માણસ જ્યારે પૈસા મેળવવા માગે છે ત્યારે તે એવું કહેતો નથી કે, 'રૂપિયાને કાંકરા બનાવી દો જેથી હું સહેલાઈથી મેળવી શકું.' — રૂપિયા મેળવવા મુશ્કેલ છે માટે આપણે તેની ઇચ્છા કરીએ છીએ; રૂપિયા કાંકરાની જેમ સુલભ થઈ જતાં જ માણસ તેની ઇચ્છા કરતો બંધ પડી જશે. તો પછી ઈશ્વરની બાબતમાં જ શા માટે આપણે ઊલટી વાત કરીએ? શું કરવા કહીએ કે 'ઈશ્વરને અમે સહેલાઈથી અર્થાત્ સસ્તામાં મેળવવા માગીએ છીએ?' આપણે શા માટે કહીએ કે 'અમે તેનું બધું અસીમ મૂલ્ય હરી લઈને તેને હાથમાં લઈને ફરતા ફરીશું?'

ના, આપણે કદી પણ એવું ઇચ્છીશું નહિ. ઈશ્વર તો આપણી જન્મભરની સાધનાની વસ્તુ છે, એમાં જ આપણો આનંદ રહેલો છે. તેનો અંત નથી, અંત નથી. જીવનનો અંત આવી જાય તોયે એનો

## ૧૧૪

## દુર્લભ

ઈશ્વરમાં મનને સ્થિર કરી શકતો નથી, મન વિક્ષિપ્ત થઈ જાય છે, એવું ઘણાને મોઢે સાંભળીએ છીએ.

'હું અમુક કરી શકતો નથી' એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે તેનો અર્થ એવો થાય છે કે હું સહેલાઈથી અમુક કરી શકતો નથી. જે રીતે આપણે શ્વાસ લઈએ છીએ, એમાં કોઈ સાધનાની જરૂર પડતી નથી, તે રીતે આપણે ઈશ્વરને આપણી ચેતનામાં ગ્રહણ કરી શકતા નથી.

પણ પહેલેથી જ માણસને માટે કશું જ સહેલું નથી હોતું; ઇન્દ્રિયાનુભવથી માંડીને ધર્મબુદ્ધિ સુધી બધું જ માણસે એટલે દૂર સુધી તાણીને લઈ જવું પડે છે કે, માણસ બનવું એ બધી બાજુથી તેને માટે કઠણ સાધનાનો વિષય બની જાય છે. જે જે બાબતમાં તે એમ કહેશે કે 'હું નથી કરી શકતો' તે તે બાબતમાં તેના મનુષ્યત્વનો પાયો ખવાઈ જશે, તેની દુર્દશાની શરૂઆત થશે; તેણે બધું જ કરવું પડશે.

પશુઓનાં બચ્ચાંને ઊભા થતાં કે ચાલતાં શીખવું પડતું નથી. માણસને અનેક દિવસ સુધી વારંવાર ઊભા થઈ પડી આખડીને ચાલવાની ટેવ પાડવી પડી છે; 'હું નથી ચાલી શકતો' એમ કહીને તે છૂટી જઈ શકતો નથી. કોઈ કોઈ વાર એવા બનાવો બન્યાનું આપણે સાંભળીએ છીએ કે કોઈ પશુમાતા માનવ બાળકને ઉપાડીને વનમાં લઈ જઈને તેને ઉછેરે છે. એવા માણસો પશુઓની પેઠે હાથે પગે ચાલે છે. ખરું જોતાં એ પ્રમાણે ચાલવું એ સહેલું છે. એટલે બાળકો માટે ઘૂંટણિયે ચાલવું મુશ્કેલ નથી.

પણ માણસે તો માથું ઊંચું રાખીને ટટાર ઊભા રહેવાનું હોય છે. એ ટટાર ઊભા રહેવામાંથી જ માણસની પ્રગતિનો આરંભ થયો છે. એ રીતે જે ઘડીએ તે પોતાના બે હાથોને છૂટા કરી શક્યો તે જ ઘડીએ પૃથ્વી ઉપર સત્તા ચલાવવાનો તેને અધિકાર મળી ગયો. પરંતુ શરીરને સીધી લીટીમાં ટટાર રાખીને બે પગ ઉપર ચાલવું સહેલું નથી. તેમ છતાં જીવનની શરૂઆતમાં જ આ કઠણ કામને તેણે સહેલું કરી લેવું પડે છે; જે ગુરુત્વાકર્ષણ તેના આખા શરીરના વજનને નીચે ખેંચે છે, તેની આગળ હાર ન કબૂલવાનું શિક્ષણ એ જ તેનું પહેલું કઠણ શિક્ષણ હોય છે.

અનેક પ્રયત્નોને અંતે આ ટટાર ઊભા રહેવાનું તેને માટે સહેલું થઈ ગયું. જ્યારે તે આકાશના પ્રકાશમાં અનાયાસે માથું ઊંચું કરી શકતો થયો, ત્યારે ગ્રહનક્ષત્રોથી શોભીતા બૃહત્ વિશ્વજગત સાથેના પોતાના સંબંધનો અનુભવ થતાં તે આનંદ અને ગૌરવ બંને પામ્યો.

આ જગતની અંદર ચાલતાં માણસે જેમ મહેનત કરીને શીખવું પડ્યું છે, તેમ જ સમાજમાં ચાલતાં પણ તેણે ખૂબ મહેનત કરીને શીખવું પડ્યું છે. ખાવું, પીવું, સૂવું, બેસવું, બોલવું બધું જ તેણે ખાસ પ્રયત્ન કરીને શીખવું પડ્યું છે. કેટલાય રીતરિવાજો, નિયમ, સંયમ સ્વીકારીને ચાલે ત્યારે આસપાસના માણસો સાથેના તેના આપલેના અને કામકાજના તથા આનંદના સંબંધો સંપૂર્ણ અને સહેલા થઈ શકે છે. જ્યાં સુધી એ થતું નથી ત્યાં સુધી તેણે ડગલે ને પગલે દુઃખ અને અપમાન સહન કરવાં પડે છે — ત્યાં સુધી તેણે જે આપવાનું છે અને તેણે જે લેવાનું છે તેમાં બંનેમાં બાધા આવવાની.

જ્ઞાનના ક્ષેત્રમાં અધિકાર પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં પણ માણસે ઓછી મહેનત નથી કરવી પડતી. જે નજરે દેખાય છે, કાને સંભળાય છે, તેને જ આરામથી સ્વીકારી લીધે માણસનું ચાલતું નથી. એટલા

અંત નથી. બાળપણથી આજ સુધી કેટકેટલાં નવાંનવાં જ્ઞાનમાં અને રસમાં તેને પામતા પામતા આવ્યા છીએ, અજાણતાં પણ તેનો આભાસ પામ્યા છીએ, જ્ઞાનપૂર્વક તેનો આસ્વાદ પામ્યા છીએ, એ રીતે તે અનન્ત ગોપનની અંદર નવાનવા વિસ્મયના આઘાતથી આપણા ચિત્તની પાંખડીઓ એકેએક ધીમેધીમે ખીલતી જાય છે. હે ગૂઢ, તું ગૂઢતમ છે માટે જ તારું આકર્ષણ રોજરોજ માણસના જ્ઞાનને, પ્રેમને અને કર્મને ગભીરમાંથી ગભીરતરમાં ખેંચી લઈ જાય છે. તારી આ અનન્ત રહસ્યમય ગોપનના જ માણસને સૌથી પ્રિય છે; એ અતલ ગભીરતા જ માણસની વિષયાશક્તિને ભૂલવે છે, તેનાં બંધનને ખોલી નાખે છે, તેના જીવન મરણની તુચ્છતાને દૂર કરે છે; તારી એ પરમ ગોપનતામાંથી જ તારી બંસીનો મધુરતમ અને ગભીરતમ સૂર અમારા પ્રાણમાં રેલાય છે; મહત્ત્વની ઉચ્ચતા, પ્રેમની ગાઢતા, સૌંદર્યનો ચરમોત્કર્ષ, બધું જ તારી એ અનિર્વચનીય ગભીરતા તરફ ખેંચી લઈ જઇને અમને સુધામાં ડુબાવી દે છે. માનવચિત્તની એ આકાંક્ષાના આવેગને, એ આનંદની વેદનાને તું આ રીતે સદાકાળ જાગતાં રાખી સદા તૃપ્ત કરતો જાય છે. હે ગુહાહિત, તારી ગોપનતાનો અંત નથી, માટે જ જગતના બધા પ્રેમિકો, બધા સાધકો, બધા મહાપુરુષો તારા ગભીર આહ્વાનથી પોતાની જાતનો આમ પૂરેપૂરો ત્યાગ કરી શક્યા હતા; આવી મધુર રીતે તેઓ દુઃખને અલંકાર બનાવી દઈ શક્યા હતા; મૃત્યુને માથે વધાવી લઈ શક્યા હતા. તારી એ સુધામય અતલસ્પર્શ ગભીરતાને જેમણે પોતાની મૂઢતા વડે ઢાંકીને સીમાબદ્ધ કરી છે, તેઓ જ પૃથ્વીમાં દુર્ગતિના કીચડમાં રોળાય છે — તેઓ બળ, તેજ, સંપદ બધું ખોઈ બેઠા છે — તેમના પ્રયત્નો અને વિચારો સદા નાના રહ્યા છે અને જગતમાં તેમના બધા અધિકારો સતત સંકુચિત થતા રહ્યા છે. પોતાને દુર્બળ કલ્પીને તને જેમણે સુલભ બનાવવા ઇચ્છ્યું છે, તેમણે મનુષ્યત્વના સર્વોચ્ચ ગૌરવને ધૂળમાં રોળાતું કર્યું છે.

હે ગુહાહિત, અમારામાં જે ગોપન પુરુષ છે, જે નિભૃતનિવાસી તપસ્વી રહેલો છે, તેનો તું ચિરંતન મિત્ર છે; અગાઢ ગભીરતામાં જ તમે બે જણ પાસે પાસે, અડોઅડ રહેલા છો — તે છાયાગભીર નિબિડ શાંતિમાં જ તમે દ્વા સુપર્ણા સયુજા સખાયા. તમારા તે ચિરકાલના પરમાશ્ચર્ય ગભીર સખ્યને અમે અમારી કોઈ ક્ષુદ્રતા દ્વારા ક્ષુદ્ર ન બનાવી દઈએ તો સારું. તમારા એ પરમ સખ્યને દિવસે દિવસે માણસ જેમ જેમ સમજતો જાય છે, તેમ તેમ તેનાં કાવ્ય, સંગીત અને લલિતકલા અનિર્વચનીય રસના આભાસથી રહસ્યમય બનતાં જાય છે, તેમ તેમ તેનું જ્ઞાન સંસ્કારના દૃઢ બંધનને તોડતું જાય છે, તેનું કર્મ સ્વાર્થની દુર્લંઘ્ય સીમાને અતિક્રમી જાય છે, તેના જીવનનાં સઘળાં ક્ષેત્રોમાં અનંતની વ્યંજના પ્રગટ થતી જાય છે.

તારી તે ચિરંતન પરમ ગોપનતા તરફ આનંદ પ્રસ્થાન કરી ચાલ્યા કરશે, — મારાં બધાં પ્રવાસગીતો એ નિગૂઢતાના નિબિડ સૌંદર્યની જ સદાકાળ ઘોષણા કરો, — રસ્તાની વચ્ચે કોઈ કૃત્રિમથી, કોઈ ક્ષુદ્રથી કે કોઈ સહજથી ભોળવાઈ ન જાઓ, — મારા આનંદની આવેગધારા સમુદ્રમાં સદાકાળ વહેવાના સંકલ્પનો ત્યાગ કરીને મરુ-વાલુકાના છિદ્રને માર્ગે પોતાને માર્ગમાં જ ખલાસ ન કરી નાખો.

માટે જ વિદ્યાલય નામનો કેવડો મોટો એક જંગી ઓજાર માનવ સમાજે ઉપાડયા કરવો પડે છે — તેની કેટલી તૈયારી, કેટલી વ્યવસ્થા! જીવનનાં પહેલાં વીસપચીસ વર્ષો માણસે કેવળ શિક્ષણ પૂરું કરવામાં જ વિતાવવાં પડે છે, અને જેમની જ્ઞાન મેળવવાની આકાંક્ષા પ્રબળ હોય છે તેમનું શિક્ષણ તો આખી જિંદગી અંત્યે પણ પૂરું થતું નથી.

આમ બધાં જ ક્ષેત્રોમાં આપણે જોઈએ છીએ કે માણસ મનુષ્યત્વ પ્રાપ્ત કરવાની સાધના માટે તપસ્યા કરે છે. ખોરાક માટે વરસાદ અને તડકો માથે લઈને ખેતી કરવી એ પણ તેની તપસ્યા જ છે, અને નક્ષત્રલોકનું રહસ્ય જાણવા માટે આકાશમાં દૂરબીન ગોઠવી જાગતા રહેવું એ પણ તેની તપસ્યા છે.

એ જ રીતે પ્રાણના ક્ષેત્રમાં હોય કે જ્ઞાનના ક્ષેત્રમાં હોય કે સામાજિક સંબંધોના ક્ષેત્રમાં હોય, બધે જ પોતાનો પૂર્ણ અધિકાર પ્રાપ્ત કરવા માટે માણસે ભગીરથ પ્રયાસ કરવા પડે છે. જે કોઈએ કહ્યું કે 'હું નથી કરી શકતો' તે નીચે પડયો જ છે. જે સહજ સહેલું નથી તેમાં જ માણસે સહજ બનવું પડશે — સહજના પ્રચંડ ગુરુત્વાકર્ષણને તાબે થયા વગર તેણે સર્વત્ર માથું ઊંચું રાખીને ઊભા રહેવું પડશે.

પહેલેથી જ સહેલાની વિરુદ્ધ લડાઈ કરી કરીને માણસને એ વૃત્તિ એટલી સ્વાભાવિક થઈ ગઈ છે કે, અનાવશ્યક મુશ્કેલ કામો કરવામાં પણ તેને આનંદ આવે છે. બીજા કોઈ પ્રાણીમાં આ અદ્ભુત વસ્તુ નથી. જે સહેલું હોય, આરામદાયક હોય, તેનાથી છૂટું જોતાં જ બીજું કોઈ પણ પ્રાણી સુખ અનુભવી શકતું નથી. બીજાં પ્રાણીઓ જે લડાઈ કરે છે તે કેવળ પ્રયોજન સિદ્ધ કરવા માટે, આત્મરક્ષણ માટે, અર્થાત્ નાછૂટકે કરે છે; એ લડાઈ જાણી જોઈને મુશ્કેલ કામ કરવા માટે નથી હોતી. પરંતુ માણસ જ ફક્ત મુશ્કેલ કામ પૂરું પાડવામાં ખાસ આનંદ અનુભવે છે.

એટલા માટે જ જે વ્યાયામકૌશલમાં કશું પ્રયોજન જ હોતું નથી તે જોવામાં માણસને એક પ્રકારનો આનંદ આવે છે. જ્યારે આપણે એમ સાંભળીએ છીએ કે વારંવાર પરાજય થવા છતાં પણ માણસ ઉત્તર ધ્રુવ પ્રદેશના બરફના રણના કેન્દ્રમાં પોતાની વિજય-પતાકા રોપી આવ્યો છે, ત્યારે એ કાર્યના લાભનો હિસાબ કર્યા વગર જ આપણામાં રહેલું તપસ્વી મનુષ્યત્વ પુલકિત બની જાય છે. માણસની લગભગ એકેએક રમતમાં શરીરનું કે મનનું કોઈ પ્રકારનું કષ્ટ રહેલું હોય છે — એનું કંઈક હોય છે, જે સહેલું નથી હોતું માટે જ માણસને સુખકર થઈ પડે છે.

જો કોઈ પણ ક્ષેત્રમાં માણસને 'હું નથી કરી શકતો,' એમ બોલવા દેવામાં આવ્યું નથી, તો બ્રહ્મમાં માણસ સહજ બની જશે, સત્ય બની જશે, એ બાબતમાં પણ તે 'હું નથી કરી શકતો' એમ કહે તે ચાલશે નહિ. બધી જ શ્રેષ્ઠતામાં તેણે પ્રયત્ન કરી સફલતા મેળવવી પડી હોય છે, અને જે સૌથી પરમ શ્રેષ્ઠતા છે તેમાં જ તે બિલકુલ સામાન્ય પ્રયત્ન કરીને જ સફળ ન થાય, તો તેને એમ કહેવું શોભતું નથી કે 'મારાથી આ બિલકુલ બને એમ જ નથી.'

ગમે એટલું સહેલું અને ગમે એટલું આરામદાયક હોય તોયે આપણે સતત જમીન તરફ માથું રાખીને પશુની માફક ચાલવાના નથી, માણસમાં આવી એક પ્રેરણા હતી માટે જ માણસે એમ પુષ્કળ મહેનત કરીને આકાશમાં માથું ઊંચું કર્યું છે — અને આકાશમાં માથું ઊંચું કર્યું છે માટે જ પૃથ્વીના અધિકારથી તે વંચિત થયો નથી, બલકે પશુઓ કરતાં તેનો અધિકાર પુષ્કળ બહોળી રીતે વિસ્તર્યો છે, તે જ પ્રમાણે આપણા મનના અંતરતમ પ્રદેશમાં બીજી એક ગભીરતમ ઉત્તેજના રહેલી છે કે આપણે સતત સંસાર તરફ માથું રાખીને આખું જીવન ઘોર સંસારીની પેઠે ધૂળ સૂંઘવામાં જ કાઢી શકીએ એમ નથી — અનંતમાં, અભયમાં, અશોકમાં માથું

ઊંચું કરીને આપણે ટટાર બનીને ઉન્નત બનીને ફરીશું. જો એમ કરીશું તો કંઈ આપણે સંસારથી ભ્રષ્ટ નહિ થઈ જઈએ, બલકે સંસારમાં આપણો અધિકાર વિશાળ બનશે, સત્ય બનશે, સાર્થક બનશે. પછી મુક્તપણે આપણે સંસારમાં વિચરી શકીશું એટલે આપોઆપ જ સંસારમાં આપણો યથાર્થ અધિકાર વિસ્તાર પામશે.

પશુ જેમ ચાર પગે ચાલે છે એટલે હાથનો ઉપયોગ કરી શકતાં નથી, તેમ સંસારી માણસો પણ સંસારમાં ચાર પગે ચાલે છે એટલે કેવળ ચાલે છે એટલું જ, તેઓ રૂડી પેરે કશું જ આપી શકતાં નથી કે લઈ શકતાં નથી. પરંતુ જેઓ સાધનાને જોરે બ્રહ્મ તરફ માથું ઊંચું કરીને ચાલતાં શીખ્યા હોય છે, તેઓના હાથ પગ બંને જમીન સાથે બંધાયેલા હોતા નથી, — તેમના બંને હાથ છૂટા થયેલા હોય છે — તેમની લેવાની શક્તિ અને આપવાની શક્તિ પૂર્ણતાને પામી હોય છે — તેઓ કેવળ ચાલતા નથી હોતા, તેઓ કર્તા હોય છે, સ્રષ્ટા હોય છે.

જે સ્રષ્ટા હોય છે તે પોતાને સર્જે છે; પોતાનો ત્યાગ કરીને જ તે સર્જન કરે છે. એ ત્યાગની શક્તિ જ સૌથી મોટી શક્તિ છે. એ ત્યાગની શક્તિ દ્વારા જ માણસ મોટો થયો છે. જેટલા પ્રમાણમાં તે પોતાનો ત્યાગ કરી શક્યો છે તેટલા પ્રમાણમાં જ તે પ્રાપ્ત કરી શક્યો છે. એ ત્યાગની શક્તિ એ જ સર્જનની શક્તિ છે. એ સર્જનની શક્તિ જ ઈશ્વરનું ઐશ્વર્ય છે. ઈશ્વર બંધનહીન છે માટે જ આનંદપૂર્વક સદા પોતાનો ત્યાગ કરે છે. એ ત્યાગ એ જ તેમનું સર્જન છે. આપણું ચિત્ત જેટલા પ્રમાણમાં સ્વાર્થરહિત બની મુક્ત આનંદપૂર્વક ઈશ્વરને સાથ આપે છે, તેટલા જ પ્રમાણમાં તે પણ સર્જન કરે છે, તેટલા જ પ્રમાણમાં તેનું ચિંતન અને તેનાં કર્મ સર્જન બની જાય છે.

જેઓ સંસારમાંથી ઊંચા થઈને બ્રહ્મમાં માથું ઊંચું કરીને

ચાલતાં શીખ્યા હોય છે, તેમની એ ત્યાગની શક્તિ જ મુક્તિ પામી હોય છે. એ આસક્તિના બંધન વગરના આત્મત્યાગની અવ્યાહત શક્તિ દ્વારા જ આધ્યાત્મિક લોકમાં તેઓ શ્રેષ્ઠ અધિકાર પામે છે. એ અધિકારને જોરે તેઓ સર્વત્ર વિજયી નીવડે છે. એ અધિકાર જ માણસનો પરમ અધિકાર છે. એ અધિકારમાં જ માણસની ચરમ સ્થિતિ રહેલી છે. અહીં માણસ 'મારાથી નહિ બને' એમ કહે તે નહિ ચાલે;— જીવનભર સાધના કરીને પણ તેણે એ ચરમ ગતિ પ્રાપ્ત કરવી પડશે, નહિ તો તે આખી પૃથ્વીનો સમ્રાટ બને તોયે તેની મહતિ વિનષ્ટિઃ.

જે બ્રહ્મની શક્તિ મારા અંતરમાં અને બહાર સર્વત્ર પોતાનું અર્પણ કરી રહી છે, જે આત્મદા છે, હું જળમાં સ્થળમાં અને આકાશમાં, સુખમાં અને દુઃખમાં, સર્વત્ર અને સર્વ અવસ્થામાં તેમાં જ રહેલો છું, એ ભાવનાને પ્રતિદિનના પ્રયત્નથી સહજ બનાવી દેવી પડશે. એ સાધનાનું ધ્યાન એ જ ગાયત્રી. એ સાધના એટલે જ બ્રહ્મમાં ઊભા રહેતાં અને ચાલતાં શીખવું. અનેક વાર પગ ડગી જશે, અનેક વાર પડીશું, પણ તેથી કંઈ ડરી જઈએ એ નહિ ચાલે, 'મારાથી નહિ થાય' — એમ બોલાય જ નહિ. નહિ કેમ થાય, જરૂર થશે. કારણ, માણસના અંતરમાં એ બાજુની એક પ્રેરણા રહેલી છે, — એટલા માટે માણસ મુશ્કેલીથી ડરતો નથી, તેને વધાવી લે છે — એટલા માટે જ માણસ भूमैव सुखं, नाल्पे सुखमस्ति । જેવી એક મોટી આશ્ચર્યકારક વાત ઉચ્ચારીને જગતનાં બીજાં બધાં પ્રાણીઓ કરતાં મોટો બની ગયો છે.

## ૧૧૫

## જન્મોત્સવ

૨૫મી વૈશાખ, ૧૩૧૬

[ વક્તાના જન્મદિવસે બોલપુર બ્રહ્મવિદ્યાલયનાં બાળકો આગળ કહેલું ]

આજે મારા જન્મદિવસે તમે ઉત્સવ કરીને મને બોલાવ્યો છે, — એથી મારી ઘણા દિવસની સ્મૃતિ તાજી થઈ છે.

જન્મદિવસે વિશેષભાવે પોતાના જીવન તરફ દૃષ્ટિ કરવાની વાત ઘણા દિવસથી મારા મનમાં જાગી નહોતી. કેટલીય ૨૫મી વૈશાખ ચાલી ગઈ છે, તે બધીએ બીજી તારીખો કરતાં પોતાને મારી આગળ લગારે વધુ મહત્ત્વની જણાવી નથી.

ખરું જોતાં, પોતાનો જન્મદિવસ વરસના બીજા ૩૬૪ દિવસ કરતાં પોતા આગળ લગારે મહત્ત્વનો હોતો નથી. જો બીજાઓ આગળ એનું મૂલ્ય હોય તો જ તેનું કંઈ મૂલ્ય છે.

જે દિવસે આપણે આ પૃથ્વી ઉપર જન્મ લીધો હતો, તે દિવસે નવા અતિથિને કારણે જે ઉત્સવ થયો હતો તે આપણો પોતાનો ઉત્સવ નહોતો. અજ્ઞાત ગોપનતામાંથી આપણે તરતના જ પ્રગટ થયા હતા એને જેમણે પોતાનો એક પરમલાભ માન્યો હતો, તેમનો એ ઉત્સવ હતો. આનંદલોકમાંથી એક આનંદઉપહાર પામતાં તેમણે આત્મીયતાના ક્ષેત્રનો વિસ્તાર અનુભવ્યો હતો, એટલે તેમણે ઉત્સવ કર્યો હતો.

આ અનુભવ સદાસર્વદા બધાને મન સરખો તાજો રહેતો નથી. અતિથિ ધીમે ધીમે જૂનો થઈ જાય છે, — સંસારમાં તેનો આવિર્ભાવ એક પરમ રહસ્ય છે, અને તે સદાકાળ અહીં રહેવાનો નથી, એ વાત ભૂલી જવી પડે છે. વરસ પછી વરસ લગભગ એકસરખી

રીતે ચાલ્યાં જતાં હોય છે — આપણને લાગે છે કે એમાં કંઈ વધારો પણ નથી ઘટાડો પણ નથી, એ જેવો છે તેવો જ છે — તેનામાં પછી અંતરનો પ્રકાશ આપણે જોવા પામતા નથી. તે વખતે જો આપણે ઉત્સવ કરીએ, તો તે કેવળ પ્રથાગત ઉત્સવ કહેવાય — એ એક રીતે કહીએ તો નાછૂટકે કરેલો ઉત્સવ કહેવાય.

જ્યાં સુધી માણસમાં નવી નવી સંભાવનાઓનો માર્ગ ખુલ્લો હોય છે, ત્યાં સુધી તેને આપણે નવો જ માનીએ છીએ; તેની બાબતમાં ત્યાં સુધી આપણી આશાનો અંત હોતો નથી, તે આપણા ઔત્સુક્યને એકસરખું જાગતું રાખે છે.

જિંદગીમાં એવી એક ઉંમર આવે છે જ્યારે માણસની બાબતમાં કોઈ નવી આશા અપેક્ષા રાખવાની રહેતી નથી; ત્યારે તે આપણા મનથી જાણે એક દૃષ્ટિએ ખલાસ થઈ ગયો હોય છે. એવી સ્થિતિમાં તેના વડે આપણો રોજિંદો વ્યવહાર ચાલી શકે પરંતુ ઉત્સવ નહિ ચાલે; કારણ, ઉત્સવ એટલે જ નવીનતાનો અનુભવ — એ આપણા રોજિંદા જીવનની પારની વસ્તુ હોય છે. ઉત્સવ છે એ જીવનનું કવિત્વ છે, જ્યાં રસ હોય ત્યાં જ તે પ્રગટ થાય.

આજે હું ઓગણપચાસ વર્ષ પૂરાં કરી પચાસમામાં પડ્યો છું. પરંતુ મને તે દિવસો યાદ આવે છે જ્યારે મારો જન્મદિવસ નવીનતાના ઝગમગાટથી ઉત્સવને લાયક હતો.

ત્યારે મારી તરુણ વય હતી. સવાર થતાં ન થતાંમાં પ્રિયજનો કેટલા આનંદપૂર્વક મને યાદ કરાવતા કે 'આજે તારો જન્મદિવસ છે.' આજે તમે લોકોએ જેમ ફૂલ ભેગાં કર્યાં છે, ઘર શણગાર્યું છે, તેવી જ તૈયારી તે વખતે પણ થતી હતી. આત્મીયજનોના તે આનંદ-ઉત્સાહમાં મનુષ્યજન્મનું એક વિશેષ મૂલ્ય હું તે દિવસે જોવા પામતો. જે બાજુએ સંસારમાં હું અસંખ્ય માણસોમાંનો કેવળ એક-

જણમાત્ર હતો, તે બાજુએથી મારી દૃષ્ટિ ફરીને જ્યાં હું હું જ હતો, જ્યાં હું વિશેષભાવે એકનો એક હતો, ત્યાં મારી દૃષ્ટિ પડી — પોતાના ગૌરવથી તે દિવસે સવારે મારું હૃદય ફૂલી જતું.

એ રીતે આત્મીયજનોની સ્નેહદૃષ્ટિને માર્ગે થઈને જ્યારે હું મારા જીવન તરફ જોતો, ત્યારે મારા જીવનનું દૂર દૂર વિસ્તરેલું ભવિષ્ય તેના અણુશેધ્યા રહસ્યલોકમાંથી એવી એક બંસી બજાવતું જેથી મારું આખું હૈયું ડોલી ઊઠતું. ખરું જોતાં, જીવન તે વખતે મારી સામે પડ્યું હતું — પાછળ તો તેનો બહુ ઓછો ભાગ હતો. જીવનમાં જે કંઈ ગોચર હતું તેના કરતાં અગોચર જ ઘણું વધારે હતું. મારી તરુણ વયનાં થોડાંક વર્ષોને ગીતના ધ્રુવપદની પેઠે અવલંબીને આખું અનાગત ભવિષ્ય તેના ઉપર અનિર્વચનીયની તાન લગાવ્યા કરતું.

માર્ગ હજી નક્કી થયો નહોતો. અનેક દિશાઓમાં તેના ફાંટા ફંટાતા હતા. કઈ દિશામાં થઈને ક્યાં જઈશ અને ક્યાં જવાથી શું મળશે, તે મોટે ભાગે કલ્પનામાં જ હતું. એટલા માટે વરસો વરસ જન્મદિવસે જીવનની તે અનિર્દેશ્ય અસીમ આશાઓ અને અપેક્ષાઓથી ચિત્ત વિશેષભાવે જાગી ઊઠતું.

ઝરણું જ્યારે પહેલવહેલું જાગે છે, નદી જ્યારે પહેલવહેલી ચાલવા માંડે છે, ત્યારે પોતાને અનુકૂળ માર્ગ શોધી કાઢતાં તેણે અનેક દિશામાં અનેક વાર ગતિ બદલવી પડે છે. આખરે બાધાઓથી સીમાબદ્ધ થઈને જ્યારે તેનો માર્ગ સુનિર્દિષ્ટ બને છે, ત્યારે નવા માર્ગની શોધ તેને માટે બંધ થઈ જાય છે. ત્યારે પોતે ખોદેલા માર્ગને અતિક્રમી જવું એ જ તેને માટે મુશ્કેલ બની જાય છે.

મારા જીવની ધારાએ પણ જ્યારે આઘાત અન્યાઘાતમાં થઈને પોતાનો માર્ગ તૈયાર કરી લીધો, ત્યારે વર્ષાના પૂરનો વેગ પણ તે

માર્ગે જ ફૂલી ફૂલીને વહેવા લાગ્યો અને ગ્રીષ્મની રિક્તતા પણ તે જ માર્ગે સંકુચિત થઈને ચાલવા લાગી. પછી પોતાના જીવનની વારંવાર નવેસરથી આલોચના કરવાની જરૂર ન રહી. એટલા માટે ત્યારથી જન્મદિવસ બીજી કોઈ નવી આશાના સૂરથી ગાજતો રહ્યો નહિ. તેથી જન્મદિવસનું સંગીત જ્યારે પોતાની અને બીજાની આગળ બંધ થઈ ગયું, ત્યારે ધીમે ધીમે ઉત્સવના દીવા પણ બુઝાઈ ગયા. મારે કે બીજા કોઈને મન પછી એની કશી જરૂર જ રહી નહિ.

એવામાં આજે તમે લોકોએ જ્યારે આ જન્મોત્સવની સભા શણગારીને તેમાં મને બોલાવ્યો, ત્યારે પહેલાં તો મારામાં સંકોચ જાગ્યો હતો. મને થયું, જન્મ તો મારો અરધી સદીને સીમાડે કોણ જાણે ક્યાં પડી રહ્યો છે, એ વાત કોણ જાણે કેટલી જૂની થઈ છે તેનોયે પત્તો નથી — એના કરતાં તો મૃત્યુદિનની મૂર્તિ વધારે પાસે આવી પહોંચી છે — એ જૂના જન્મદિવસનો ઉત્સવ કરવાની કંઈ મારી ઉંમર છે!

એવામાં એક વાત મારા મનમાં ઉદય પામી, અને તે વાત જ તમારી આગળ હું કહેવા માગું છું.

જન્મોત્સવની સાર્થકતા શામાં છે એનું સૂચન હું પહેલાં કરી ગયો છું. જગતમાં આપણે ઘણી વસ્તુઓને નજરે જોઈએ છીએ, કાને સાંભળીએ છીએ અને વ્યવહારમાં મેળવવાની રીતે મેળવીએ છીએ. પરંતુ બહુ જ ઓછી વસ્તુઓને આપણે પોતાની કરીને મેળવીએ છીએ. પોતાનું કરીને મેળવવામાં જ આપણને આનંદ આવે છે — એ રીતે જ આપણે પોતાની જાતને અનેકગણી કરીને પામીએ છીએ. પૃથ્વીમાં અસંખ્ય માણસો છે; તેઓ આપણી આસપાસ જ રહેલા છે, પરંતુ તેમને આપણે પામતા નથી, તેઓ આપણા પોતાના નથી, તેથી તેઓમાં આપણને આનંદ આવતો નથી.

એટલે હું કહેતો હતો કે પોતાનું કરીને મેળવવું એ જ એક-

માત્ર મેળવ્યું કહેવાય, એને માટે જ માણસની બધી સાધના હોય છે. બાળક ઘરમાં જન્મતાંવેંત તેનાં માબાપ અને ઘરનાં માણસોને એક ક્ષણમાં પોતાનું માણસ મળી જાય છે, — પરિચયની શરૂઆતથી જ જાણે એ ચિરંતન બની જાય છે. થોડા સમય પહેલાં જ તે કશું નહોતો — અજાણ્યાના અનાદિ અંધકારમાંથી બહાર આવતાં જ તે પોતાના કરીને જાણેલામાં બિલકુલ વગર મહેનતે દાખલ થઈ ગયો; એ માટે પરસ્પર કોઈ સાધનાની, હળવામળવાની, કે અવરજવરની જરૂર સુધ્ધાં ન પડી.

જ્યાં જ્યાં આ પોતાનું કરીને મેળવવાની વાત હોય છે ત્યાં ત્યાં ઉત્સવ હોય છે. ઘર શણગારીને, શરણાઈ વગાડીને તે પ્રાપ્તિને માણસ સુંદર બનાવીને પ્રગટ કરવા ઇચ્છે છે. લગ્નમાં પણ પરને સદાને માટે પોતાનું બનાવીને પ્રાપ્ત કરી શકાય છે, ત્યારે પણ આ જ સાજશણગાર અને આ જ ગીતવાદ્ય જોવા મળે છે. 'તું મારો પોતાનો છે' — એ શબ્દો માણસ રોજિંદા સૂરમાં બોલી શકતો નથી — એમાં સૌંદર્યનો સૂર રેડવો પડે છે.

બાળકના પ્રથમ જન્મ વખતે જે દિવસે તેનાં આત્મીયજનોએ આનંદધ્વનિ સાથે કહ્યું હતું કે 'તને અમે પામ્યા છીએ' — તે દિવસે ફરી ફરીને વરસો વરસ તેઓ એ જ એકની એક વાત રટવા માગે છે કે તને અમે પામ્યા છીએ. તને પામ્યા એ અમારું સૌભાગ્ય છે. તને પામ્યા એનો અમને આનંદ છે કારણ, તું અમારો પોતાનો છે, તને પામીને અમે અમારી જાતને જ અધિક ભાવે પામ્યા છીએ.'

આજે મારા જન્મદિવસે તમે લોકો જે ઉત્સવ કરો છો, તેમાં જો એ વાત રહેલી હોય, તમે જો મને તમારા પોતાના તરીકે પામ્યા હો, આજે પ્રભાતે એ પામવાના આનંદને જ પ્રગટ કરવાની જો તમારી ઇચ્છા થઈ હોય, તો જ આ ઉત્સવ સાર્થક થશે. તમારા જીવન સાથે મારું જીવન જો વિશેષ રૂપે મળી ગયું હોય, આપણી

પરસ્પરની વચ્ચે જો કોઈ ગભીરતર સંબંધ બંધાયો હોય, તો જ ખરેખર આ ઉત્સવનું કંઈ પ્રયોજન છે, એનું કંઈ મૂલ્ય છે.

આ જીવનમાં માણસનો ફક્ત એક વાર જન્મ થાય છે, એમ નથી કહી શકતા. બીજે મરીને અંકુર થવું પડે છે, અંકુરે મરીને છોડ થવું પડે છે — તે જ પ્રમાણે માણસે વારંવાર મરીને નવીન જીવનમાં પ્રવેશ કરવો પડે છે.

એક દિવસ મેં મારાં માતાપિતાના ઘરમાં જન્મ લીધો — કયા રહસ્યધામમાંથી પ્રગટ થયો હતો, કોને ખબર. પરંતુ જીવનનાટ્ય, પ્રકાશની લીલા તે ઘરમાં જ પૂરેપૂરી પતી ગઈ નહોતી.

ત્યાંનાં સુખદુઃખ અને સ્નેહપ્રેમના પરિવેષ્ટનમાંથી આજે જીવનના નવીન ક્ષેત્રમાં હું જન્મ પામ્યો છું. માબાપના ઘરમાં જ્યારે જન્મ્યો હતો ત્યારે અકસ્માત્ કેટલાં બધાં નવાં માણસો સદાને માટે મારાં પોતાનાં બની ગયાં હતાં! આજે ઘરની બહાર બીજા એક ઘરમાં મારા જીવને જે જન્મ લીધો છે તેમાં પણ એકસાથે કેટલાં બધાં માણસો સાથે મારો સંબંધ બંધાઈ ગયો છે! એ કારણે જ આજનો આ આનંદ.

મારી તરુણ વયમાં, તે પૂર્વજીવનમાં આજના આ નવજન્મની સંભાવના એવી તો સંપૂર્ણપણે ગુપ્ત રહેલી હતી કે, તે કલ્પનામાં પણ આવી શકતી નહોતી. આ લોક મારે માટે અજ્ઞાત લોક હતો.

તેથી મારી આ પચાસ વર્ષની ઉંમરે પણ તમે લોકો મને નવીન ભાવે પામ્યા છો; મારી સાથેના તમારા સંબંધમાં જરાજીર્ણતાનું નામનિશાન નથી. એટલે આજ સવારમાં તમારા આનંદ ઉત્સવની વચ્ચે બેઠો બેઠો મારા આ નવજન્મની નવીનતાનો અંદરથી અને બહારથી અનુભવ કરું છું.

જ્યાં હું તમારા બધાની સાથે પોતીકો થઈને બેઠો છું, એ

આરો સંસારલોક નથી, એ મંગલલોક છે. એમાં દૈહિક જન્મનો સંબંધ નથી, અહૈતુક કલ્યાણનો સંબંધ છે.

માણસ દ્વિજ છે; તે એક વાર ગર્ભમાં જન્મે છે અને બીજી વાર મુક્ત પૃથ્વીમાં જન્મે છે. તે જ પ્રમાણે બીજી દૃષ્ટિએ જોતાં માણસના એક જન્મનો સંબંધ તેની પોતાની સાથે હોય છે, બીજા જન્મનો સંબંધ બધા સાથે હોય છે.

પૃથ્વી ઉપર જન્મ્યો એટલે માણસનો જન્મ સમાપ્ત થયો, તે જ પ્રમાણે સ્વાર્થના આવરણમાંથી મુક્ત થઈ મંગલમાં ગયો એટલે મનુષ્યત્વની સમાપ્તિ થઈ. જઠરમાં ભ્રૂણ જ કેન્દ્રસ્થાને હોય છે, આખું જઠર તેનું જ ધારણ પોષણ કરે છે, પરંતુ પૃથ્વી ઉપર જન્મતાં-વેંત તેનું તે પોતે જ એકમાત્ર કેન્દ્ર હોવાપણું ટળી જાય છે — અહીં તે અનેકોમાંનો એક બની જાય છે. સ્વાર્થલોકમાં પણ હું જ કેન્દ્રમાં હોઉં છું, બીજા બધા તેના પરિધિ હોય છે, — મંગલલોકમાં હું જ કેન્દ્રમાં નથી હોતો, હું બધામાં સમાઈ ગયેલો હોઉં છું; એટલે એ બધાના પ્રાણમાં જ મારો પ્રાણ અને બધાના ભલાબૂરામાં જ મારું ભલુંબૂરું હોય છે.

પૃથ્વી ઉપર આપણું શારીરિક જીવન એકે સપાટે પાકું થઈ જતું નથી. આપણે મુક્ત આકાશમાં જન્મ લઈએ છીએ એ ખરું, તેમ છતાં શક્તિના અભાવે આપણે મુક્તભાવે હરીફરી શકતા નથી; માના ખોળામાં જ, ઘરની સીમામાં જ આપણે પુરાઈ રહીએ છીએ. ત્યાર પછી ધીમે ધીમે પરિપુષ્ટ થતાં થતાં અને સાધના કરતાં કરતાં પૃથ્વી ઉપર આપણો મુક્ત અધિકાર વિસ્તાર પામતો રહે છે.

આ જેમ બહારની વાત થઈ, તેમ જ અંદરની બાજુથી પણ આપણા બીજા જન્મનો પણ એવો જ એક પ્રકારનો ક્રમિક વિકાસ થાય છે. ઈશ્વર જ્યારે સ્વાર્થના જીવનમાંથી આપણને મંગલના જીવન-માં લઈ આવે છે, ત્યારે આપણે એકે સપાટે પૂરી તાકાતથી તે જીવનનો

અધિકાર મેળવી શકતા નથી. ગર્ભાવસ્થાની જડતા આપણે એકે સપાટે ખંખેરી નાખતા નથી. તે વખતે આપણને ચાલવાની ઇચ્છા થાય છે, કારણ, ચારે બાજુએ ચાલવાનું ક્ષેત્ર અબાધ વિસ્તરેલું હોય છે — પરંતુ આપણે ચાલી શકતા નથી, કારણ, આપણી શક્તિ પાકી નથી હોતી. એ દ્વન્દ્વની સ્થિતિ હોય છે. બાળકની પેઠે ચાલવા જતાં વારે વારે પડી પડી જઈએ છીએ અને વાગે છે; જેટલું ચાલીએ છીએ તેના કરતાં વધારે પડીએ છીએ. તેમ છતાં ઊભા થવાના અને પડવાના એ અત્યંત કઠોર વિરોધમાં થઈને જ મંગલલોકમાં આપણો મુક્તિનો અધિકાર ધીમે ધીમે વિસ્તાર પામતો જાય છે.

પરંતુ બાળક જ્યારે માના ખોળામાં લગભગ રાતદહાડો સૂઈને અને ઊંઘીને વિતાવતો હોય છે ત્યારે પણ આપણે જાણી શકીએ છીએ કે તે આ હરવાફરવા ને જાગવાની પૃથ્વીમાં જ જન્મેલો છે અને તેની સાથેનો મોટાં માણસોનો સાંસારિક સંબંધ સમજવામાં કોઈ વાતની શંકા જ રહેતી નથી, તે જ પ્રમાણે આપણે જ્યારે સ્વાર્થલોકમાંથી મંગલલોકમાં પહેલવહેલા જન્મીએ છીએ ત્યારે ડગલે ને પગલે આપણી જડતા અને નિષ્ફળતા છતાં આપણા જીવનનું ક્ષેત્ર બદલાતું રહે છે, એ વાત કોઈક રીતે સમજાયા વગર રહેતી નથી. એટલું જ નહિ, જડતાની સાથેના નવી મળેલી ચેતનાના પુષ્કળ વિરોધ મારફતે જ એ વાત સ્પષ્ટ થઈ જાય છે.

ખરું જોતાં, સ્વાર્થના જઠરમાં માણસ જ્યારે સૂતેલો હોય છે ત્યારે તે દ્વિધાહીન આરામમાં જ વખત વિતાડતો હોય છે. એમાંથી જ્યારે તે પહેલવહેલો મુક્તિ પામે છે, ત્યારે તેણે અનેક દુઃખો સ્વીકારી લેવાં પડે છે, પોતાની સાથે અનેક યુદ્ધો ખેલવાં પડે છે.

તે વખતે ત્યાગ તેને માટે સહેલો નથી હોતો, તોપણ તેણે ત્યાગ કરવો જ પડે છે, કારણ, આ લોકનું જીવન એટલે ત્યાગ. તે વખતે તેના બધા પ્રયાસોમાં આનંદ નથી હોતો, તેમ છતાં તેણે પ્રયાસ

કરવો જ પડે છે. તે વખતે તેનું મન જે કહે છે તેનો, તેનું આચરણ વિરોધ કરે છે; તેનો અંતરાત્મા જે ડાળનો આશ્રય લે છે, તેના ઉપર જ તેની ઇન્દ્રિય કુહાડો મારે છે; જે શ્રેયનો આશ્રય લઈને તે અહંકારના હાથમાંથી છૂટવા ધારે છે, તે શ્રેયનો જ આશ્રય લઈને અહંકાર ગભીરતર રૂપે પોતાનું પોષણ કરે છે. આવી રીતે શરૂઆતમાં વિરોધ અને અસંગતિના વિષમ ચક્કરમાં પડીને તેના દુઃખનો કંઈ પાર રહેતો નથી.

આજે હું તમારી વચ્ચે જ્યાં આવ્યો છું, ત્યાં મારા પૂર્વજીવનનું અનુવર્તન નથી. ખરું જોતાં, તે જીવનને ભેદીને જ મારે અહીં જન્મ લેવો પડ્યો છે. એટલા માટે જ મારા જીવનનો ઉત્સવ ત્યાં લોપ પામ્યો છે અને અહીં જ પ્રગટ થયો છે. દીવાસળીને છેડે જે પ્રકાશ થોડી વાર માટે દેખાયો હતો, તે જ પ્રકાશ આજે દીવાની વાટને છેડે ધ્રુવતર રૂપે પ્રગટી નીકળ્યો છે.

પરંતુ તમારી આગળ એ વાત બેશક અજાણી નથી કે, આ નવા જીવનમાં હજી હું બાળક છું, મોટા માણસની પેઠે એના ઉપર પ્રભુત્વ મેળવી શક્યો નથી. તેમ છતાં મારાં બધાં દ્વન્દ્વ અને અપૂર્ણતાની જાતજાતના અસંગતિઓમાં થઈને પણ હું તમારી પાસે આવ્યો છું, એટલું તમે સમજી શક્યા છો — કોઈ એક મંગલલોકના સંબંધથી તમારી સાથે જોડાઈને હું તમારો પોતાનો બન્યો છું, એટલું તમે હૃદયમાં સમજ્યા છો — અને એટલા માટે જ આજે તમે મારે માટે આ ઉત્સવની તૈયારી કરી છે, એ જો સાચું હોય, તો જ હું મારી જાતને ધન્ય માનીશ; તમારા બધાના આનંદમાં મારા જીવનને સાર્થક થયેલું સમજીશ.

આ સાથે જ એક વાત તમારે યાદ રાખવી જોઈશે કે જે લોકના સિંહદ્વારમાં તમે બધા આજે મને આત્મીય તરીકે વધાવી લેવા આવ્યા છો, તે લોકમાં તમારું જીવન પણ પ્રતિષ્ઠિત થયું છે, નહિ તો મને તમે

પોતાના તરીકે પિછાની શકત નહિ. આ આશ્રમ તમારા દ્વિજત્વનું જન્મસ્થાન છે. ઝરણાંઓ જેમ પરસ્પરને અપરિચિત જુદાં જુદાં દૂર દૂરનાં શિખરોમાંથી નીકળીને એક મોટા પ્રવાહમાં ભેગાં થઈને નદીરૂપે જન્મ પામે છે — તે જ પ્રમાણે તમારાં નાનાં નાનાં જીવનોની ધારાઓ કેટકેટલાં દૂર દૂરનાં ઘરોમાંથી નીકળીને આવી છે — તે બધી આ આશ્રમમાં આવીને અલગપણું છોડી દઈને એક સંમિલિત વિશાળ મંગલની ગતિ પામી છે. ઘેર હતા ત્યારે તમે તમારી જાતને ઘરના છોકરા તરીકે જ પિછાનતા હતા — એ પિછાનની સંકુચિતતાને તોડી નાખીને અહીં તમે બધાની વચ્ચે પોતાને જોવા પામો છો — એ રીતે તમે અહીં પોતાની મહત્તર સત્તાને પિછાનવાની શરૂઆત કરી છે, આ થયો તમારા નવજન્મનો પરિચય. એ નવ જન્મમાં વંશગૌરવ નથી, આત્માભિમાન નથી, લોહીના સંબંધની મોટાઈ નથી, આત્મપરનો કોઈ સંકુચિત અંતરાય નથી; અહીં તો તે ઈશ્વર જ પિતા અને પ્રભુ છે — य एकः, જે એક છે, — अवर्णः, જેને જાતિ નથી, — वर्णाननेकान् निहितार्थो दधाति, જે અનેક વર્ણનાં અનેક નિગૂઢ નિહિત પ્રયોજનોનું વિધાન કરે છે, — विचैति चान्ते विश्वमादौ, વિશ્વના બધા પ્રારંભોમાં અને પરિણામોમાં પણ જે રહેલો છે, — स देवः, તે જ દેવ છે. स नो बुद्धया शुभया संयुनक्तु । તે આપણને સૌને મંગલ બુદ્ધિ દ્વારા સંયુક્ત કરો. આ મંગલલોકમાં સ્વાર્થ બુદ્ધિ નથી, દુનિયાદારીની બુદ્ધિ નથી, અહીં આપણો પરસ્પરનો જે સંબંધ છે તે કેવળ તે એકના જ્ઞાનથી અનુપ્રાણિત મંગલબુદ્ધિ દ્વારા જ સંભવે છે.

## ૧૧૬

## શ્રાવણસંધ્યા

આજે શ્રાવણની અશ્રાંતપણે વરસતી ધારાએ જગતની બીજી બધી જ બાબતોને ડુબાડીને વહેવડાવી દીધી છે. મેદાનમાં આજે અંધકાર ગાઢ છે — અને જે કદી બોલતો નથી તે મૂક આજે વાણીથી ઊભરાય છે. અંધકારને જોઈને તેને યોગ્ય વાણીમાં બોલાવી શકતું હોય, તો તે આ શ્રાવણની ધારા પડવાનો ધ્વનિ. અંધકારની શાંતિ ઉપર આ ઝર ઝર કલશબ્દ જાણે પડદા ઉપર પડદા ઢાંકી દઈને તેને વધારે ગભીર અને નિબિડ બનાવી દે છે, વિશ્વજગતની નિદ્રાને ગાઢ બનાવી દે છે. વરસાદ પડવાનો આ અવિરામ શબ્દ એ જાણે શબ્દનો અંધકાર છે.

આજે આ કામકાજ વગરના સંધ્યાસમયના અંધકારને તેને પેલો જપનો મંત્ર મળી ગયો છે. એટલે વારંવાર તેનું રટણ કર્યા કરે છે — બાળક જેમ નવો શીખેલો શબ્દ કારણ વગર કે પ્રયોજન વગર ફરી ફરીને ઉચ્ચાર્યા કરે છે તેમ — તેને નથી થાક કે નથી અંત કે નથી તેમાં વૈચિત્ર્ય.

આજે મૂંગી સંધ્યાપ્રકૃતિનો એકાએક કંઠ ખૂલી ગયો છે અને આશ્ચર્ય પામીને સ્તબ્ધ બનીને તે જાણે સતત પોતાની વાણી પોતાને કાને સાંભળ્યા કરે છે, એનો પ્રતિધ્વનિ આપણા મનમાં પણ પડે છે — તે પણ કંઈક બોલવા ઇચ્છે છે. — એની પેઠે ખૂબ મોટા પાયા ઉપર જ તે બોલવા ઇચ્છે છે, એની પેઠે જલસ્થલ અને આકાશને બિલકુલ ભરી દઈને તે બોલવા ઇચ્છે છે, — પણ એ વાણી વડે બની શકે એમ નથી, એટલે તે કોઈ સૂરને શોધે છે. જળના કલ્લોલમાં, વનના મર્મરમાં, વસંતના ઉચ્છ્વાસમાં, શરતના પ્રકાશમાં, વિશ્વપ્રકૃતિની જે કંઈ વાણી છે તે સ્પષ્ટ શબ્દોમાં પ્રગટ થતી નથી — તે કેવળ આભાસ અને ઇંગિત રૂપે, ચિત્ર અને ગીત રૂપે હોય છે. એટલે

પ્રકૃતિ જ્યારે વાત કરતી હોય છે, ત્યારે તે આપણા મુખની વાણીને થંભાવી દે છે, આપણા પ્રાણની અંદર અનિર્વચનીયના આભાસથી ભરેલા ગીતને જગાડે છે.

વાણી એ વસ્તુ જ માણસની છે, અને ગીત એ પ્રકૃતિની વસ્તુ છે. વાણી સુસ્પષ્ટ અને વિશેષ પ્રયોજનથી સીમાબદ્ધ હોય છે, અને ગીત અસ્પષ્ટ અને સીમાહીનની વ્યાકુળતાથી ઉત્કંઠિત હોય છે. એટલા માટે વાણી દ્વારા માણસ મનુષ્યલોક સાથે અને ગીત દ્વારા માણસ વિશ્વ-પ્રકૃતિ સાથે મિલન સાધે છે. એટલા માટે વાણીની સાથે માણસ જ્યારે સૂરને જોડી દે છે, ત્યારે તે વાણી પોતાના અર્થને આપોઆપ અતિક્રમીને વ્યાપક બની જાય છે — તે સૂર માણસનાં સુખદુ:ખને સમસ્ત આકાશની વસ્તુ બનાવી દે છે, તેની વેદના પ્રભાતસંધ્યાની ક્ષિતિજમાં પોતાના રંગો મેળવી દે છે, જગતના વિરાટ અવ્યક્તની સાથે યુક્ત થઈને એક વિરાટ અપૂર્વતા પ્રાપ્ત કરે છે, માણસના સંસારની દૈનંદિન સુપરિચિત સંકુચિતતાની સાથે પછી તેને ઐકાન્તિક ઐક્ય રહેતું નથી.

એટલે પોતાની રોજની ભાષાની સાથે પ્રકૃતિની સદાકાળની ભાષાનું મિલન સાધવા માટે માણસનું મન પહેલેથી જ પ્રયત્ન કરતું આવ્યું છે. પ્રકૃતિમાંથી રંગ અને રેખા લઈને પોતાના વિચારને માણસ ચિત્ર બનાવી દે છે, પ્રકૃતિમાંથી સૂર અને છંદ લઈને પોતાના ભાવને માણસ કાવ્ય બનાવી દે છે. આમ કરવાથી ચિંતા — વિચાર અચિંતનીયના અને ભાવ અભાવનીયના ક્ષેત્રમાં પ્રવેશ કરે છે. આમ કરવાથી માણસના મનની વસ્તુઓ વિશેષ પ્રયોજનની સંકુચિતતા અને નિત્યના વ્યવહારની મલિનતા ખંખેરી નાખીને ચિરંતનની સાથે જોડાઈને એવી તો સરસ નવીન અને મહાન રૂપે દેખા દે છે.

આજે આ ઘનવર્ષાના સંધ્યાસમયે પ્રકૃતિની શ્રાવણ-અંધકારની ભાષા આપણી ભાષાની સાથે ભળી જવા ઇચ્છે છે. અવ્યક્ત આજે

વ્યક્તની સાથે લીલા કરવા આપણે બારણે આવી બારણાં ખખડાવે છે. આજે દલીલ, તર્ક, વ્યાખ્યા, વિશ્લેષણ નહિ ચાલે. આજે તો ગીત સિવાય બીજું કશું જ નહિ ચાલે.

એટલે હું કહું છું કે, મારી વાણી આજે રહેવા દો. સંસારનાં કામકાજની મર્યાદાને, મનુષ્યલોકાલયની વાડને જરા ખસેડી દો, આજ આ આકાશવ્યાપી શ્રાવણની ધારાના વર્ષણને ખુલ્લા અંતરમાં આવાહન કરી લો.

પ્રકૃતિની સાથે માનવ અંતરનો સંબંધ ખૂબ વિચિત્ર છે. બહાર પોતાના કર્મક્ષેત્રમાં પ્રકૃતિનું એક રૂપ હોય છે, અને આપણા અંતરમાં તેનું બીજું જ રૂપ હોય છે.

એક દૃષ્ટાંત લો — છોડ ઉપરનું ફૂલ. એ ગમે એટલી શોભની વસ્તુ લાગતી હોય તોયે એ આવ્યું હોય છે કામ માટે. એનો જે કંઈ સાજશણગાર છે તે બધો જ ઑફિસનો સાજ હોય છે. ગમે તે ઉપાયે તેણે ફળ ઉત્પન્ન કરવું જ પડશે, નહિ તો વૃક્ષનો વંશ પૃથ્વી ઉપર ટકશે નહિ, બધું જ રણ બની જશે. એટલા માટે જ તેનો રંગ છે, એટલા માટે જ તેની સુગંધ છે. મધમાખીની ચરણરજથી જેવો તેનો પુષ્પજન્મ સફળતા પામવાની શરૂઆત કરે છે કે તરત જ તે પોતાની રંગીન પાંખડીઓ ખેરવી નાખે છે, પોતાની મધુરી સુગંધનો નિર્દય રીતે ત્યાગ કરે છે; તેને શોભ કરવાનો વખત જ નથી હોતો, તે ખૂબ કામમાં હોય છે. પ્રકૃતિના બહારના ખંડમાં કામની વાત સિવાય બીજી કોઈ વાત નથી હોતી. ત્યાં તો કળી ફૂલની દિશામાં, ફૂલ ફળની દિશામાં, ફળ બીજની દિશામાં, બીજ વૃક્ષની દિશામાં હોટ મૂકીને દોડતાં હોય છે, — જ્યાં સહેજ પણ અટકણ આવે છે ત્યાં કોઈ માફ કરતું નથી, ત્યાં કોઈ પણ જાતનો ખુલાસો કોઈ સ્વીકારતું નથી, તરત જ તેના કપાળ ઉપર છાપ મરાઈ જાય છે — 'નામંજૂર', તરત જ ખરી પડીને સુકાઈ જઈને

માર્ગ કરી આપવો પડે છે. પ્રકૃતિની વિરાટ ઑફિસમાં અગણિત વિભાગો છે, અસંખ્ય કામો છે. તમે પેલું જે સુકુમાર ફૂલ જુઓ છો, લહેરી લાલાની પેઠે શરીરે સુગંધ લગાડીને રંગીન પોશાક પહેરીને આવ્યું હોય છે, તે પણ ત્યાં તડકામાં અને વરસાદમાં મજૂરી કરવા આવ્યું હોય છે. તેણે પોતાની પળેપળનો હિસાબ આપવો પડે છે, વગર કારણે જરા પવન ખાઈ જરા ઝૂલવા માટે તેને એક પળનો પણ વખત નથી હોતો.

પરંતુ એ ફૂલ જ જ્યારે માણસના અંતરમાં પ્રવેશ કરે છે, ત્યારે તેને લગારે ઉતાવળ નથી હોતી, ત્યારે તે પૂરેપૂરો ફુરસદનો અવતાર હોય છે એ એક જ વસ્તુ બહાર પ્રકૃતિમાં કામનો અવતાર હોય છે, અને માણસના અંતરમાં શાંતિ અને સૌન્દર્યનો અવતાર બની જાય છે.

ત્યારે વિજ્ઞાન આપણને કહે છે કે તમે ખોટું સમજ્યા છો — 'વિશ્વમાં ફૂલનો એકમાત્ર ઉદ્દેશ કામ કરવાનો હોય છે; તેની સાથે સૌન્દર્ય-માધુર્યનો અહેતુક સંબંધ તમે બાંધી બેઠા છો, તે તમારો પોતાનો બાંધેલો છે.'

આપણું હૃદય ઉત્તર આપે છે, 'હું લગારે ખોટું સમજ્યું નથી. એ ફૂલ કામનો પરિચયપત્ર લઈને પ્રકૃતિમાં દાખલ થાય છે, અને સૌંદર્યનો પરિચયપત્ર લઈને આપણે બારણે આવી કડું ખખડાવે છે — એક તરફ એ કેદીની પેઠે આવે છે, બીજી તરફ એ મુક્ત સ્વરૂપે આવે છે — એમાંનો એક જ પરિચય સાચો અને બીજો સાચો નહિ, એવું શી રીતે માનવું? એ ફૂલ ઝાડપાનમાં અનવચ્છિન્ન કાર્યકારણ-પરંપરાએ ફૂટ્યું છે, એ વાત પણ સાચી છે, પણ એ તો બહારનું સત્ય છે; — અને અંતરનું સત્ય એ છે કે आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते.

ફૂલ મધુકરને કહે છે, 'તારા અને મારા પ્રયોજનના ક્ષેત્રમાં

તને બોલાવી લાવવા માટે તારે ખાતર જ મેં આ શણગાર સજ્યા છે' — તેમ તે માણસના મનને કહે છે, 'આનંદના ક્ષેત્રમાં તને બોલાવી લાવવા માટે તારે ખાતર જ મેં આ શણગાર સજ્યા છે.' મધુકર ફૂલની વાત ઉપર પૂરેપૂરો વિશ્વાસ મૂકે છે તેથી તે લગારે ઠગાતો નથી, અને માણસનું મન પણ જ્યારે વિશ્વાસ મૂકીને પકડાય છે ત્યારે તેને માલૂમ પડે છે કે ફૂલે તેને ખોટું નહોતું કહ્યું.

ફૂલ કેવળ વનમાં જ કામ કરે છે એવું નથી, — માણસના મનમાં પણ એણે જે કામ કરવાનું છે તે એ સતત બજાવતું હોય છે.

આપણી આગળ એનું કામ શું છે? પ્રકૃતિને બારણે જે ફૂલને ઋતુ પ્રમાણે વખતસર મજૂરની પેઠે હાજર થવું પડે છે, તે જ ફૂલ આપણા હૃદયને આંગણે રાજદૂતની પેઠે ઉપસ્થિત થાય છે.

સીતા જ્યારે રાવણના ઘરમાં એકલાં બેસીને રડતાં હતાં ત્યારે એક દિવસ જે દૂત તેમની આગળ હાજર થયો હતો, તે રામચંદ્રની વીંટી સાથે લઈ આવ્યો હતો; એ વીંટી જોઈને તરત જ સીતા સમજી ગયાં હતાં કે આ દૂત તેમના પ્રિયતમ પાસેથી જ આવ્યો છે, — એટલે તેઓ સમજી ગયાં કે રામચંદ્ર તેમને ભૂલ્યા નથી, તેમનો ઉદ્ધાર કરવા માટે જ તેમની પાસે આવ્યા છે.

ફૂલ આપણી પાસે તે પ્રિયતમનો દૂત બનીને આવે છે. સંસારની સોનાની લંકામાં રાજ્યવૈભવની વચ્ચે આપણે નિર્વાસિત થયેલા છીએ, રાક્ષસ આપણને સતત કહ્યા કરે છે, 'હું જ તારો પતિ છું, મારું જ ભજન કર.'

પરંતુ સંસારની સામે પારની ખબર લઈને આવે છે પેલું ફૂલ. તે છાનુંમાનું આપણા કાન આગળ આવીને કહે છે, 'હું આવ્યું છું, મને તેમણે મોકલ્યું છે. હું તે સુન્દરનો દૂત છું. હું તે આનંદમયના સમાચાર લાવ્યો છું. આ અલગતાના ટાપુની સાથે તેમનો સેતુ બંધાઈ

ગયો છે, તેઓ તને એક ક્ષણ પણ ભૂલ્યા નથી, તેઓ તારો ઉદ્ધાર કરશે. તે તને પોતાની પાસે ખેંચી લઈને પોતાનો બનાવી દેશે. મોહ તને આવી રીતે સદાને માટે બાંધી રાખી નહિ શકે.'

જો આપણે તે વખતે જાગતા હોઈએ છીએ તો તેને કહીએ છીએ, 'તું તેનો દૂત છે એ અમારે શી રીતે જાણવું?' તે કહેશે, 'આ જુઓ, હું તે સુંદરની વીંટી લઈ આવ્યો છું. એનો રંગ કેવો છે, એની શોભા કેવી છે.'

વાત સાચી છે. આ વીંટી તેની જ છે, મિલનની વીંટી છે. બીજું બધું ભુલાવી દઈને તે આનંદસ્પર્શ આપણા ચિત્તને વ્યાકુળ બનાવી દે છે. તે જ ક્ષણે આપણે સમજી જઈએ છીએ કે આ સોનાની લંકા એ જ મારું સર્વસ્વ નથી — એની બહાર મારી મુક્તિ રહેલી છે. — ત્યાં મારા પ્રેમનું સાફલ્ય, મારા જીવનની ચરિતાર્થતા રહેલી છે.

પ્રકૃતિમાં મધુકરને મન જે કેવળ માત્ર રંગ છે, કેવળ માત્ર ગંધ છે, ભૂખ મટાડવાનો ઉપાય ઓળખવાનાં ચિહ્નો છે, તે જ માણસના હૃદયની આગળ સૌન્દર્ય છે, પ્રયોજન વગરનો આનંદ છે. માણસના મનમાં તે રંગીન શાહીથી લખેલો પ્રેમપત્ર લઈને આવે છે.

એટલે હું કહેતો હતો કે બહાર પ્રકૃતિ ગમે એટલી કામમાં ધાંધી હોય, ગમે એટલી કાજગરી હોય, આપણા હૃદયમાં તેની વગર કામની અવરજવર છે. ત્યાં તેની લુહારની ભઠ્ઠીનો અગ્નિ આપણા ઉત્સવની દીપમાલા બનીને દેખા દે છે, તેના કારખાનાનો ઘોંઘાટ સંગીત બનીને ગુંજે છે. બહાર પ્રકૃતિની કાર્યકારણની લોઢાની શૃંખલા ખણ ખણ થાય છે, પણ અંતરમાં તેના આનંદની અહેતુકતા સોનાના તાર ઉપર વીણાનો ધ્વનિ બજાવે છે.

મને એની જ ભારે નવાઈ લાગે છે — એકી વખતે પ્રકૃતિનાં

વિરહસંધ્યાના અંધકારને જો કેવળ એટલું કહીને જ રહ્યું પડ્યું હોત કે 'કેવી રીતે તારાં રાતદિવસ વીતશે,' તો તો બધો રસ સુકાઈ જાત, અને આશાનો અંકુર સુધ્ધાં બચત નહિ, — પરંતુ કેવળ કેવી રીતે વીતશે એટલું જ નથી, પણ કેવી રીતે વીતશે હરિ વિને દિનરાતિયા એમ છે, — એટલે જ એ 'હરિ બિને' શબ્દની આસપાસ આટઆટલું અજસ્ર અવિરલ વર્ષણ થઈ રહ્યું છે. શાશ્વત કાળનાં દિવસરાત જેની સાથે વિતાવી શકાય, એવું એક જીવનભરનું ધન કોઈક છે — તેને પામ્યા હોઈએ કે ન પામ્યા હોઈએ, તોયે તે છે જ, છે જ, — વિરહની આખી છાતી ભરી દઈને તે છે જ — તે હરિ વિને કૈસે ગોંયાયબિ દિનરાતિયા. આ જીવનવ્યાપી વિરહનો જ્યાં આરંભ છે ત્યાં જે રહેલો છે અને એનો જ્યાં અંત છે ત્યાં જે રહેલો છે, અને એ બેની વચ્ચે જે ગભીરભાવે પ્રચ્છન્ન રહીને કરુણ સૂરે બંસી બજાવે છે તે હરિ વિને કૈસે ગોંયાયબિ દિનારાતિયા!

## ૧૧૭

## દ્વિધા

માણસનો વહેવાર બેને લઈને ચાલે છે. તે પ્રકૃતિનો પણ છે, અને વળી તે પ્રકૃતિથી ઉપરનો પણ છે. એક બાજુથી જોતાં તે કાયાથી ઘેરાયેલો છે, અને બીજી બાજુથી જોતાં તે કાયા કરતાં ખૂબ ખૂબ વિશેષ છે.

માણસને એકી સાથે બે ક્ષેત્રોમાં વિચરવું પડે છે. એ બે વચ્ચે એવો વિરોધ છે કે, તેનો મેળ સાધવાના મુશ્કેલ કામમાં માણસે જીવનભર રોકાઈ રહેવું પડે છે. સમાજનીતિ, રાજનીતિ, ધર્મનીતિ દ્વારા

થયેલી માણસની પ્રગતિનો ઇતિહાસ એટલે એ મેળ સાધવાના પ્રયત્નોનો ઇતિહાસ. જે કંઈ અનુષ્ઠાન, પ્રતિષ્ઠાન, શિક્ષાદીક્ષા અને સાહિત્ય-કળા નિર્માણ થયાં છે તે બધાં જ માણસના દ્વન્દ્વો વચ્ચે સમન્વય સાધવાના પ્રયત્નોનાં નાનાવિધ ફળ છે.

દ્વન્દ્વમાં જ બધાં દુઃખો રહેલાં છે અને એ દુઃખ જ પ્રગતિનું મૂળ છે. પ્રાણીઓમાં હોજરી અને તેમનો ખોરાક એ બે વચ્ચે વિચ્છેદ પડી ગયો છે — એ બેને ભેગાં કરવા માટે તેમણે એટલી બધી મહેનત કરવી પડે છે કે એ જ તેમની બુદ્ધિને અને શક્તિને સદા સર્વદા જાગ્રત રાખે છે; ઝાડ પોતાના ખોરાકમાં જ ઊભું હોય છે — ભૂખની સાથે આહારનો મેળ સાધવા માટે તેને નિરંતર મહેનત કરવી પડતી નથી. પ્રાણીઓમાં પુરુષ અને સ્ત્રી વચ્ચે વિચ્છેદ પડી ગયો છે — એ વિચ્છેદનો મેળ સાધવાના પ્રયત્નોમાં કેટકેટલાં વીરત્વ અને સૌન્દર્યનું સર્જન થાય છે તેનો કંઈ પાર નથી; વનસ્પતિમાં જ્યાં સ્ત્રીપુરુષનો ભેદ નથી અને જ્યાં તેમનું મિલન સાધવા માટે બહારની કોઈ વસ્તુ કામ કરતી હોય છે ત્યાં કશી મુશ્કેલી નથી, બધું સહજ હોય છે.

મનુષ્યત્વના મૂળમાં બીજું એક જબરદસ્ત દ્વન્દ્વ રહેલું છે; તેને પ્રકૃતિ અને આત્માનું દ્વન્દ્વ કહી શકાય. સ્વાર્થની બાજુ અને પરમાર્થની બાજુ, બંધનની બાજુ અને મુક્તિની બાજુ, સીમાની બાજુ અને અનન્તની બાજુ — એ બંનેનું મિલન સાધીને માણસે ચાલવું પડે છે.

'જ્યાં સુધી એ વચ્ચે સારી રીતે મેળ ન સધાય ત્યાં સુધીના પ્રયત્નનું દુઃખ, ચડતીપડતીનું દુઃખ એ બહુ કપરું દુઃખ છે. જે ધર્મમાં માણસના આ દ્વન્દ્વનું સમાધાન થઈ શકે તે ધર્મને માર્ગે ચાલવું માણસને માટે કેટલું મુશ્કેલ છે! અસ્ત્રાની ધાર જેવા દુર્ગમ માર્ગે જ માણસે ચાલવાનું છે: — તે એમ કહી શકે એમ નથી કે, 'આ દુઃખ હું ટાળીને ચાલીશ,' એ દુઃખનો જે સ્વીકાર નથી કરતો તેણે

આ બે રૂપ, બંધન અને મુક્તિ. — એક જ રૂપ રસ શબ્દ ગંધમાં એ બંને સૂર, પ્રયોજનનો અને આનંદનો — બહાર તેની ચંચલતા હોય છે, અંદર શાંતિ હોય છે — એકી વખતે એક બાજુ કર્મ અને બીજી બાજુ છુટ્ટી; બહારની બાજુએ કિનારો અને અંદરની બાજુએ સમુદ્ર.

આજે આ ક્ષણે શ્રાવણની પડતી ધારાથી સંધ્યાનું આકાશ ગાજી ઊઠ્યું છે, એણે આપણી આગળ તેની કામની બધી વાત છુપાવી દીધી છે. પ્રત્યેક ઘાસના અને પ્રત્યેક ઝાડના પ્રત્યેક પાંદડાની ખાવા-પીવાની વ્યવસ્થા કરવામાં એ અતિશય રોકાયેલી છે, એનો લગારે આભાસ સુધ્ધાં તે આ અંધકારસભામાં આપણને આપતી નથી. આપણા અંતરના સંધ્યાકાશમાં પણ આ શ્રાવણ અત્યંત નિબિડ ભાવે વરસે છે પણ ત્યાં તેણે ઑફિસનો વેશ પહેર્યો નથી, તે કેવળ ગીતની મહેફિલ જમાવવા, કેવળ લીલાની તૈયારી કરવા તે આવે છે. ત્યાં તે કવિના દરબારમાં બેઠો છે, એટલે ક્ષણે ક્ષણે મેઘમલ્લારના સૂરમાં સતત કરુણ ગીત ગાજી ઊઠે છે—

તિમિર દિગભરિ ઘોર યામિની,
    અથિર બિજુરિક પાંતિયા,
વિદ્યાપતિ કહે, કૈસે ગોંયાયબિ
    હરિ બિને દિન રાતિયા.

પહોરના પહોર સુધી તે આ જ સમાચાર જણાવ્યા કરે છે, 'અરે, તું તો વિરહિણી છે, તું જીવે છે શી રીતે, તારાં રાતદિવસ શી રીતે વીતે છે!'

તે શાશ્વત હરિ જ જોઈએ, તેના વગર રાતદિવસ અનાથ છે. આખા આકાશને રડાવીને આ જ વાત આજે જાણે પૂરી થવા માગતી નથી.

આપણે તેમના જ વિરહમાં આમ દિવસો ગાળીએ છીએ એ સમાચાર આપણે જાણવા જ જોઈએ. કારણ, વિરહ મિલનનું જ એક

અંગ છે. ધુમાડો જેમ અગ્નિની જ્વાળાની શરૂઆત છે તેમ વિરહ પણ મિલનના આરંભનો ઉચ્છ્વાસ છે.

સમાચાર આપણને કોણ આપે છે? તમારું વિજ્ઞાન જેમને વિશે એમ માને છે કે તેઓ તો પ્રકૃતિના કેદખાનામાં કેદી છે, તેઓ પગે સાંકળ વડે એકબીજા સાથે બંધાઈને રાતદિવસ સતત મૂંગાં મૂંગાં કામ કર્યે જાય છે — તેઓ જ આપણને સમાચાર આપે છે. જેવો તેઓની સાંકળનો અવાજ આપણા હૃદયની અંદર જઈને પ્રવેશ કરે છે કે તરત જ આપણને માલુમ પડે છે કે આ તો વિરહનું વેદનાગીત છે, અથવા મિલનનું આહ્વાનસંગીત છે. જે બધા સમાચારો કોઈ પણ ભાષા મારફતે કહી શકાતા નથી તે બધા સમાચાર એ લોકો જ ચુપચુપ કહી જાય છે — અને માનવ કવિ એ બધા સમાચારને જ કંઈક શબ્દમાં અને સૂરમાં ગૂંથીને ગાતો હોય છે:

ભરા બાદર, માહ ભાદર
શૂન્ય મંદિર મોર!

આજે વારે વારે મને એમ થયા કરે છે કે આ વર્ષા છે એ કંઈ એક સંધ્યાની વર્ષા નથી, એ જાણે મારા આખા જીવનની અવિરલ શ્રાવણધારા છે. જ્યાં સુધી નજર કરું છું ત્યાં સુધી હું જોઉં છું કે મારા આખા જીવન ઉપર સાથીહીન વિરહસંધ્યાનો ગાઢ અંધકાર વ્યાપેલો છે — તેના દિગ્દિગંતરોને ઘેરીને અશ્રાંત શ્રાવણની વર્ષામાં પહોરના પહોર વહી જાય છે; મારું આખું આકાશ ઝર ઝર કરતું કહે છે, 'કૈસે ગોંયાયબિ હરિ બિને દિનરાતિયા.' પણ તેમ છતાં આ વેદના, આ રુદન, આ વિરહ તદ્દન ખાલી નથી; — આ અંધકારના, આ શ્રાવણના હૈયામાં એક નિબિડ રસ અસંત ગુપ્ત રીતે ભરેલો પડેલો છે; કોઈ એક વિકસિત વનની સજલ ગંધ આવે છે, એવું એક અનિર્વચનીય માધુર્ય કે જે જ્યારે જ્યારે પ્રાણને વ્યથાથી રગદી મૂકે છે, ત્યારે ત્યારે તે વિદીર્ણ વ્યથાના ભીતરમાંથી અશ્રુસિક્ત આનંદને ખેંચીને બહાર લઈ આવે છે.

વિશ્વમંખ્યાના અંધકારને રતે કેવળ એટલું કહીને જ રાખું પાડું હોત કે 'કેવી રીતે તારો શાન્તિરસ પીનારો,' તો તો જાણે દમ ઘુટાઈ જાત, અને આશાનો અંકુર ક્યાંયે ફૂટત નહિ, — પરંતુ કેવળ કેવી રીતે પીનારો એટલું જ નથી, પણ કેવી રીતે પીનારો હરિ બિને નિરગ્રાન્તિ એમ છે, — એટલે જ એ 'હરિ બિને' શબ્દની આસપાસ આટઆટલું અનન્ત અતિરેક વાંચુ થઈ ગયું છે. શાશ્વત કાળનો વિશ્રાન્ત જેનો સાથે વિનાની થકાવ, એનું એક જીવનજનનું પાન કોઈક છે — તેને પામ્યા હોઈએ કે ન પામ્યા હોઈએ, તોપે તે છે જ, છે જ, — વિરહની આપણી છાતી ભરી દઈ ને તે છે જ — તે હરિ બિને કૈસે ગોંવાયબિ દિનરાતિયા. આ જીવનવ્યાપી વિરહનો જ્યાં આરંભ છે ત્યાં જે રહેલો છે અને એનો જ્યાં અંત છે ત્યાં જે રહેલો છે, અને એ બેની વચ્ચે જે ગભીરભાવે પ્રચ્છન્ન રહીને કરુણ સૂરે બંસી બજાવે છે તે હરિ બિને કૈસે ગોંવાયબિ દિનરાતિયા!

## ૧૧૭

## દ્વિધા

માણસનો વહેવાર બેને લઈને ચાલે છે. તે પ્રકૃતિનો પણ છે, અને વળી તે પ્રકૃતિથી ઉપરનો પણ છે. એક બાજુથી જોતાં તે કાયાથી ઘેરાયેલો છે, અને બીજી બાજુથી જોતાં તે કાયા કરતાં ખૂબ ખૂબ વિશેષ છે.

માણસને એકી સાથે બે ક્ષેત્રોમાં વિચરવું પડે છે. એ બે વચ્ચે એવો વિરોધ છે કે, તેનો મેળ સાધવાના મુશ્કેલ કામમાં માણસે જીવનભર રોકાઈ રહેવું પડે છે. સમાજનીતિ, રાજનીતિ, ધર્મનીતિ દ્વારા

થયેલી માણસની પ્રગતિનો ઇતિહાસ એટલે એ મેળ સાધવાના પ્રયત્નોનો ઇતિહાસ. જે કંઈ અનુષ્ઠાન, પ્રતિષ્ઠાન, શિક્ષાદીક્ષા અને સાહિત્ય-કળા નિર્માણ થયાં છે તે બધાં જ માણસના દ્વન્દ્વો વચ્ચે સમન્વય સાધવાના પ્રયત્નોનાં નાનાવિધ ફળ છે.

દ્વન્દ્વમાં જ બધાં દુઃખો રહેલાં છે અને એ દુઃખ જ પ્રગતિનું મૂળ છે. પ્રાણીઓમાં હોજરી અને તેમનો ખોરાક એ બે વચ્ચે વિચ્છેદ પડી ગયો છે — એ બેને ભેગાં કરવા માટે તેમણે એટલી બધી મહેનત કરવી પડે છે કે એ જ તેમની બુદ્ધિને અને શક્તિને સદા સર્વદા જાગ્રત રાખે છે; ઝાડ પોતાના ખોરાકમાં જ ઊભું હોય છે — ભૂખની સાથે આહારનો મેળ સાધવા માટે તેને નિરંતર મહેનત કરવી પડતી નથી. પ્રાણીઓમાં પુરુષ અને સ્ત્રી વચ્ચે વિચ્છેદ પડી ગયો છે — એ વિચ્છેદનો મેળ સાધવાના પ્રયત્નોમાં કેટકેટલાં વીરત્વ અને સૌન્દર્યનું સર્જન થાય છે તેનો કંઈ પાર નથી; વનસ્પતિમાં જ્યાં સ્ત્રીપુરુષનો ભેદ નથી અને જ્યાં તેમનું મિલન સાધવા માટે બહારની કોઈ વસ્તુ કામ કરતી હોય છે ત્યાં કશી મુશ્કેલી નથી, બધું સહજ હોય છે.

મનુષ્યત્વના મૂળમાં બીજું એક જબરદસ્ત દ્વન્દ્વ રહેલું છે; તેને પ્રકૃતિ અને આત્માનું દ્વન્દ્વ કહી શકાય. સ્વાર્થની બાજુ અને પરમાર્થની બાજુ, બંધનની બાજુ અને મુક્તિની બાજુ, સીમાની બાજુ અને અનન્તની બાજુ — એ બંનેનું મિલન સાધીને માણસે ચાલવું પડે છે.

' જ્યાં સુધી બે વચ્ચે સારી રીતે મેળ ન સધાય ત્યાં સુધીના પ્રયત્નનું દુઃખ, ચડતીપડતીનું દુઃખ એ બહુ કપરું દુઃખ છે. જે ધર્મમાં માણસના આ દ્વન્દ્વનું સમાધાન થઈ શકે તે ધર્મને માર્ગે ચાલવું માણસને માટે કેટલું મુશ્કેલ છે! અસ્ત્રાની ધાર જેવા દુર્ગમ માર્ગે જ માણસે ચાલવાનું છે; — તે એમ કહી શકે એમ નથી કે, ' આ દુઃખ હું ટાળીને ચાલીશ, ' એ દુઃખનો જે સ્વીકાર નથી કરતો તેણે

હિંસીઃ — મને આઘાત ન કરશો, મને હવે વધુ આઘાત ન કરશો. હવે હું આમ દ્વિધામાં ને દ્વિધામાં જીવી શકતો નથી.

પરંતુ એ આઘાત પિતાના હાથનો જ આઘાત છે — એ મંગલલોકના આકર્ષણની વેદના છે. નહિ તો પાપમાં દુઃખ ન હોત — પાપ જેવી કોઈ વસ્તુ જ ન હોત, માણસ પશુઓના જેવો અપાપ બની જાત. પરંતુ માણસે માણસ થવાનું છે માટે જ આ દ્વન્દ્વ છે, આ વિદ્રોહ છે, વિરોધ છે, આ પાપ છે, આ પાપની વેદના છે.

એટલે માણસ સિવાય આ પ્રાર્થના કોઈ કદી કરી શકતું નથી કે विश्वानि देव सवितर्दुरितानि परासुव — હે દેવ, હે પિતા, મારાં બધાં પાપો દૂર કરો. આ ભૂખ મટાડવાની પ્રાર્થના નથી, એ કોઈ પ્રયોજન સાધવાની પ્રાર્થના નથી — માણસની પ્રાર્થના એ છે કે 'મને પાપમાંથી મુક્ત કરો. તે વગર મારી દ્વિધા મટશે નહિ — પૂર્ણતામાં હું જન્મ પામી શકતો નથી — હે અપાપવિદ્ધ નિર્મલ પુરુષ, તમે જ મારા પિતા છો, એ જ્ઞાન મારું સંપૂર્ણ થઈ શકતું નથી — તમને સાચી રીતે નમસ્કાર કરી શકતો નથી."

यद्भद्रं तन्न आसुव — જે સારું છે તે જ મને આપો. માણસને માટે આ પ્રાર્થના સૌથી કઠિન પ્રાર્થના છે, કારણ, માણસ એ દ્વન્દ્વનો જીવ છે — સારું માણસને માટે સહજ નથી. તેથી यद्भद्रं तन्न आसुव, એ આપણી ત્યાગની પ્રાર્થના છે — નાડી કાપી નાખવાની પ્રાર્થના છે. પિતાની પાસે એ કઠોર પ્રાર્થના માણસ સિવાય બીજું કોઈ કરી શકે એમ નથી.

पिता नोऽसि, पिता नो बोधि, नमस्तेऽस्तु — યજુર્વેદનો આ મંત્ર નમસ્કારની પ્રાર્થના છે. તમે અમારા પિતા છો, તમને અમારા પિતા તરીકે પિછાનીએ અને તમારી પ્રત્યેના અમારા નમસ્કાર સત્ય બનો.

'અર્થાત્ મારા પોતા તરફ જ ખેંચવાની જે એક વૃત્તિ છે, તેને થંભાવી દઈને તમારા તરફ જ બધું નમાવી દઈને સમર્પણ કરી દઈ

શકું એમ કરો. તો જ દ્વન્દ્વનો અંત આવે — મારી જ્યાં સાર્થકતા છે ત્યાં પહોંચી શકું. ત્યાં પહોંચ્યો છું એની ખબર ફક્ત તમને નમસ્કાર કરવા દ્વારા જ પડી શકે છે; — ત્યાં કોઈ અહંકાર ટકી શકતો નથી — ધનવાન ત્યાં ગરીબની સાથે તમારે ચરણે આવીને મળે છે, તત્ત્વજ્ઞાની ત્યાં મૂર્ખની સાથે તમારે ચરણે આવીને નમે છે; — માણસનું દ્વન્દ્વ જ્યાં મટી જાય છે ત્યાં તમને પરિપૂર્ણ નમસ્કાર થાય છે, અહંકારનું સંપૂર્ણ વિસર્જન થાય છે.

એ નમસ્કાર કેવો નમસ્કાર છે?

नमः शम्भवाय च मयोभवाय च,
नमः शंकराय च मयस्कराय च,
नमः शिवाय च शिवतराय च।

જે સુખકર છે તેમને પણ નમસ્કાર, જે મંગલકર છે તેમને પણ નમસ્કાર; જે સુખનો આકર છે તેમને પણ નમસ્કાર, જે મંગલના આકર છે તેમને પણ નમસ્કાર; જે મંગલ સ્વરૂપ છે તેમને નમસ્કાર, જે ચરમ મંગલરૂપ છે તેમને નમસ્કાર.

સંસારમાં પિતા અને માતાનો ભેદ છે, પરંતુ વેદના મંત્રમાં જેને પિતા કહીને નમસ્કાર કરીએ છીએ તેમાં પિતા અને માતા બંને સમાયેલાં છે. એટલે તેમને કેવળ પિતા કહ્યાં છે. સંસ્કૃત સાહિત્યમાં એવું જોવામાં આવે છે કે पितरौ કહેવાથી પિતા અને માતા બંને ભેગાં સમજાય છે.

માતા પુત્રને સર્વસ્વ માને છે — તેનો પુત્ર તેને મન બીજા બધાથી વધુ હોય છે. એટલા માટે તેની દેખરેખ રાખવામાં, તેને ખવડાવવા પિવડાવવામાં, તેને પહેરાવવા ઓઢાડવામાં, રમાડવા નચાવવામાં અને તેને સુખી કરવામાં જ મા મુખ્યપણે રોકાયેલી રહે છે. ગર્ભમાં જેમ તે તેની અંદર એકમાત્ર રૂપે વીંટળાયેલો રહેલો હતો, તે જ

પ્રમાણે બહાર પણ તે જાણે તેને માટે એક વિશાળ ગર્ભવાસ તૈયાર કરીને પુત્રની પુષ્ટિ અને તુષ્ટિ માટે બધી જાતની તૈયારી કર્યાં કરે છે. માતાના એ એકાંત સ્નેહમાં પુત્ર સ્વતંત્ર મૂલ્ય અનુભવે છે.

પરંતુ પિતા પુત્રને ફક્ત ઘરના છોકરા તરીકે એક સંકુચિત પરિધિમાં કેન્દ્રસ્થ એકમાત્ર વ્યક્તિ તરીકે ઉછેરતો નથી. તેને તે બધાની વસ્તુ, સમાજનો માણસ બનાવવાનો પ્રયત્ન કરે છે. એટલે તેને ફક્ત સુખી કરીને તે જંપી શકતો નથી, તેને દુઃખ આપવું પડે છે. તે જો એકમાત્ર હોત, તો તે જે માગે તે તેને આપવામાં નુકસાન નહોતું; પરંતુ તેને બધાની સાથે ભળવાને લાયક બનાવવો હોય તો તેને તેની કામનાની અનેક વસ્તુઓથી વંચિત રાખવો પડે છે — તેને ઘણી વાર રડાવવો પડે છે. નાનો ન રહેતા મોટો થવાનું જે દુઃખ તેનો તેને અનુભવ કરાવ્યા વગર ચાલતું નથી. મોટો થઈને બધાની સાથે સંયુક્ત થાય તો જ તે સાચો થઈ શકે, તો જ તેનાં સમસ્ત શરીર, મન, જ્ઞાન, ભાવ અને શક્તિ સમગ્રભાવે સાર્થક થઈ શકે અને એ સાર્થકતામાં જ તે સાચી મુક્તિ પામી શકે — એ વાત સમજીને કઠોર તાલીમ મારફતે પુત્રને માણસ બનાવવો એ જ પિતાનું કર્તવ્ય બની જાય છે.

ઈશ્વરમાં માતા અને પિતા એક બનીને રહેલાં હોય છે. એટલે આપણે જોઈએ છીએ કે આપણે સુખી થઈએ એ માટે જગતમાં તૈયારીનો કંઈ પાર નથી. આકાશની નીલિમા અને ધરણીની શ્યામલ-તાથી આપણી આંખ ઠરે છે — આંખ ન ઠરત તોયે આ જગતમાં આપણો વાસ અસંભવિત થઈ જવાનો નહોતો. ફળથી અને અનાજથી આપણી રસના તૃપ્ત ન થાત તોયે જીવ બચાવવા આપણે પેટ ભરવું જ પડત. જીવનધારણ આપણે પોતાને માટે અને પ્રકૃતિ માટે આવ-શ્યક છે એટલું જ નહિ, એમાં આપણને આનંદ પણ પડે છે; શરીર ચલાવવામાં આપણને આનંદ પડે છે, વિચાર કરવામાં આપણને

આનંદ આવે છે, કામ કરવામાં આપણને આનંદ આવે છે, પ્રગટ કરવામાં આપણને આનંદ આવે છે. આપણી બધી આવશ્યકતાઓ સાથે સૌન્દર્ય અને રસનો સંબંધ છે.

એટલે આપણે જોઈએ છીએ કે, વિશ્વના નાનાવિધ વ્યાપારોમાં એવો પ્રયત્ન પણ હંમેશાં રહેલો છે કે, જગત ચાલતું રહે, જીવન ચાલતું રહે અને તેની સાથે સાથે આપણે પણ ડગલે ને પગલે ખુશ થતા રહીએ. ગ્રહનક્ષત્રોનાં પ્રયોજન ગમે એટલાં મોટાં બહુવિધ અને આપણા જીવનને માટે ગમે એવાં દૂરનાં હોય, તોયે રાત્રિના આકાશમાં આપણી નજરને મનોહર લાગવું એ પણ તેઓનું એક કામ છે. એટલા માટે આવી મોટી એક અકલ્પ્ય વિરાટ રચના પણ પ્રયોજનહીન ગૃહ-શણગારરૂપ બની જઈને આપણા ક્ષુદ્ર સીમાબદ્ધ આકાશમંડપને દીપકીઓથી જડી દે છે.

આમ આપણે ડગલે ને પગલે જોઈએ છીએ કે, જગતના રાજાએ આપણને ખુશ કરવા માટે પોતાના લાખ્ખો યોજન દૂરના અનુચર-પરિચરોને આજ્ઞા કરી મૂકી છે; તેમનાં બધાં કામોમાં એને પણ તેઓ ભૂલી શકતા નથી. આ જગતમાં આપણું મૂલ્ય જેવું તેવું નથી.

પરંતુ આપણે જ્યારે સુખની સામગ્રીમાં જ પૂરેપૂરા પ્રવેશ કરવા માગીએ છીએ ત્યારે વળી કોઈ આપણો હાથ જોરથી પકડે છે, અને કહે છે, 'તને બંધાવા નહિ દઉં. આ બધી સુખની સામગ્રી વચ્ચે ત્યાગી બનીને, મુક્ત બનીને તારે રહેવાનું છે. તો જ એ સામગ્રી સાર્થક થશે. બાળક જેમ ગર્ભમાંથી મુક્ત થાય છે ત્યારે જ યથાર્થ રીતે સંપૂર્ણપણે સચેતન ભાવે પોતાની માતાને પામે છે, તે જ રીતે આ બધાં સુખનાં બંધનોમાંથી છૂટો થઈને જ્યારે મંગલલોકમાં મુક્તિ-લોકમાં જન્મ પામશે ત્યારે જ સમસ્તને સંપૂર્ણપણે પામશે. જ્યારે જ્યારે તે આસક્તિની દિશામાં જશે ત્યારે ત્યારે સમસ્તને ખોવાને

માગે' જશે — વસ્તુ જ્યારે જ્યારે આંખ ઉપર ખેંચી લાવશે ત્યારે ત્યારે તેને જોઈ નહિ શકે, ત્યારે ત્યારે આંખ આંધળી બની જશે.'

આપણા પિતા આપણને સુખમાં બંધાઈ જવા દેતા નથી. કારણ, સમગ્રની સાથે આપણે એક થવાનું છે — અને એ એકતા મારફતે જ તેમની સાથે આપણો સાચો સંબંધ બંધાય છે.

એ સમગ્રની સાથે જે આપણો સંબંધ જોડે છે તેને જ મંગલ કહે છે. એ મંગલનું જ્ઞાન જ માણસને કેમે કર્યું સુખમાં સ્થિર રહેવા દેતું નથી — એ મંગલનું જ્ઞાન જ પાપની વેદનાથી માણસને રડાવે છે — मा मा हिंसीः, विश्वानि देव सवितर्दुरितानि परासुव, यद्भद्रं तन्न आसुव। બધા ખાવાપીવાના રુદનને ટપી જઈને આ રુદન જાગ્યું છે, 'મને દ્વન્દ્વની વચ્ચે રાખીને હવે આઘાત કરશો નહિ, મને પાપમાંથી મુક્ત કરો; મને સંપૂર્ણપણે તમારી અંદર આનંદથી નમાવી દો.'

એટલે માણસ એવું કહીને નમસ્કારની સાધના કરે છે કે, नमः शम्भवाय च मयोभवाय च — જે સુખકર છે તેને પણ નમસ્કાર, અને જે કલ્યાણકર છે તેને પણ નમસ્કાર — એક વાર માતા રૂપે તેને નમસ્કાર, એક વાર પિતારૂપે તેને નમસ્કાર. માનવજીવનના દ્વન્દ્વના ઝોલામાં ચડીને જે તરફ ઝૂકીએ તે તરફ તેને જ નમસ્કાર કરતાં શીખવું પડશે. એટલે કહીએ છીએ नमः शङ्कराय च मयस्कराय च — જે સુખના આકર છે તેને પણ નમસ્કાર, જે મંગલના આકર છે તેને પણ નમસ્કાર — જે માતારૂપે સીમામાં બાંધી રાખીને ધારણ-પોષણ કરે છે તેને પણ નમસ્કાર અને જે પિતારૂપે બંધન કાપી નાખીને અસીમમાં આપણને પગલે પગલે આગળ ને આગળ લઈ જાય છે, તેને પણ નમસ્કાર. આખરે દ્વિધા મટી જાય છે જ્યારે બધા નમસ્કાર એકમાં આવીને મળે છે — ત્યારે नमः शिवाय च शिवतराय च — ત્યારે સુખમાં અને મંગલમાં ભેદ રહેતો નથી, વિરોધ રહેતો નથી, — ત્યારે શિવ, શિવ, શિવ, ત્યારે શિવ અને શિવતર — ત્યારે પિતા અને માતા

જ થઈ જાય છે — ત્યારે એકમાત્ર પિતા જ રહે છે; — અને વિહીન પ્રશાંત માનવજીવનનો એકમાત્ર ચરમ નમસ્કાર રહે છે —

नमः शिवाय च शिवतराय च।

નિર્વાત નિષ્કંપ દીપશિખાની પેઠે ઊર્ધ્વગામી એકાગ્ર એ નમસ્કાર નિસ્તરંગ મહાસમુદ્રના જેવો દશદિગંતવ્યાપી વિપુલ એ નમસ્કાર —

नमः शिवाय च शिवतराय च।

---